જૈન આગમ, જૈન શાસ્ત્ર અને પરંપરાને અનુસરતો

# પર્વતિથિ નિર્ણય.

आचार्य श्री विनयचन्द्र ज्ञान भण्डार, जयपुर

યોજક અને સંપાદક :

પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી

ખેતરપાળની પોળ–અમદાવાદ.

પ્રકાશક :

શા. કાંતિલાલ લખમીચંદ.

મંત્રી : શ્રી જૈનધર્મ પ્રભાવક સમાજ.

ફતાસાપોળ, હીરાભાઇની પોળ–અમદાવાદ.

કીં. રૂ. ૯–૦–૦

વિ. સં ૨૦૦૧ સને ૧૯૪૫ વીર સં ૨૪૭૧

પ્રાપ્તિસ્થાન :
**શ્રી જૈનધર્મ પ્રભાવક સમાજ.**
ફતાસા પોળ, હીરાભાઈની પોળ
**અમદાવાદ.**
**પં. મફતલાલ ઝવેરચંદ**
ખેતરપાળની પોળ–અમદાવાદ.



પરપક્ષખંડન ૨–૩ પૃ૦ ૧૫૩ થી ૨૩૨ સુધી સલાપોસ ક્રોસરોડ અમદાવાદના
ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસના માલીક પટેલ મગનલાલ છોટાભાઈ દેશાઈએ છાપ્યું
તથા ફોટા સિવાય બાકીનું સર્વ પુસ્તક "શ્રી શારદા મુદ્રણાલય" માં
**શાહ હીરાલાલ દેવચંદે** છાપ્યું. પાનકોર નાકા–અમદાવાદ.

(અમદાવાદના સંભવનાથના મંદિરના ભોંયરામાં રહેલ સં ૧૭૧૨માં ગચ્છાધિપતિ વિજયપ્રભસૂરિજીથી પ્રતિષ્ઠિત થયેલ પ્રતિમા ઉપરથી)



## વિજયદેવ સુરસંઘ આદ્યપુરૂષ યુગપ્રધાન વિજયદેવસૂરિજી મહારાજ.

જન્મ સં ૧૬૩૪  દીક્ષા સં ૧૬૪૩

પંડિતપદ સં ૧૬૫૫  આચાર્યપદ સં. ૧૬૫૬  નિર્વાણ સં ૧૭૧૨

વિજયદેવગુરુપટ્ટક – 'પર્વતિથિની ક્ષયવૃદ્ધિ ન થાય' 'પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ થાય'

પૂ. ન્યાયવિશારદ મહોપાધ્યાય યશોવિજયજી મહારાજ –

'વિજયસેનસૂરિજી મહારાજની પાટે સૂર્ય સમાન વિજયદેવસૂરિજી મહારાજ થયા તેઓના પૂન્યના અનુમોદનને માટે આ ગ્રંથ વૃદ્ધિને પામો. સારા વિચારથી વિશિષ્ટ આ ગ્રંથ વિજયદેવસૂરિજીને સમર્પણ કરું છું.'

# સ...મ...ર્પ...ણ

યુગપ્રધાન વિજયદેવસુરસંઘ આદ્ય પુરૂષ પરમ પ્રભાવક

## વિજયદેવસૂરિ મહારાજ.

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉ૦ યશોવિજયજી જેવા જૈન શાસનના પરમ પ્રભાવક પુરૂષો પોતાની કૃતિ જેઓને સમર્પણ કરી કૃતાર્થ માનતા, પરગચ્છીય–ખરતરગચ્છીય ઉ૦ વલ્લભપાઠક જેવા સમર્થ વિદ્વાનો જેઓના ગુણગાનથી આત્મ ધન્ય માનતા, પૂ૦ પં૦ રૂપવિજયજી જેવા પરમ વૈરાગ્યવાહી પુરૂષો 'गच्छोऽपि यस्याह्वयो' કહી જેઓના માહાત્મ્યને વર્ણવતા તે–(વિદ્યમાન તપાગચ્છના સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘના આદ્યપુરૂષ) આપને જૈન આગમ, જૈન શાસ્ત્ર અને પૂર્વાચાર્યોથી આચરિત, ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન, ધ્યાન અને સંઘ પ્રધાન પુરૂષપણાને લઇ આપના નામે પ્રસિદ્ધ પામેલ, દેવસુર સમાચારીના સમર્થક આ ગ્રંથરત્ન સમર્પી અમે કૃતાર્થ થઈએ છીએ.

શ્રી જૈનધર્મ પ્રભાવક સમાજ, ફતાસાપોળ–**અમદાવાદ.**

# વિ ષ યા...નુ ક્ર... મ... ણિ કા.



# શ્રી દેવસુરતપાગચ્છાધિપતિ પરમપૂજ્ય પં. રૂપવિજયજી ગણિવર



પૂ પ મણિવિજયદાદા, પૂ પ રત્નવિજયજી, પૂ બુદ્ધિવિજયજી (બુટેરાયજી), પૂ મૂક્તિવિજયજી (મૂલચંદજી), પૂ વિજયાનંદસૂરિજી (આત્મારામજી મહારાજ) વિગેરેના અને વર્તમાન પૂ આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી, પૂ આ સિદ્ધિસૂરીશ્વરજી, પૂ આ વિજયધર્મસૂરિજી, પૂ આ વિજયનીતિસૂરીશ્વરજી, પૂ આ વિજયવલ્લભસૂરીશ્વરજી, પૂ આ. વિજયદાનસૂરિજી આદિ વર્તમાન સાધુઓના દાદાગુરૂ વીસ સ્થાનક, પીસ્તાલીસ આગમ, પંચજ્ઞાન વિગેરે અદ્ભુત પૂજાઓના રચયિતા પૂ પ રૂપવિજયજી ગણિવર શાસ્ત્રાનુસારી પરંપરા પ્રમાણે ટીપ્પણાની પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરતા હતા સં ૧૮૯૬ મા તેમણે કા સુ ૧૫ ના ક્ષયે કા સુ ૧૩ નો ક્ષય કા વ ૦)) ની વૃદ્ધિએ કા વ ૧૩ ની વૃદ્ધિ અને પોષ સુ ૧૪ ના ક્ષયે તેરસનો ક્ષય કર્યો હતો અને વડોદરાના સંઘ ઉપર લખેલા સ્વહસ્તાક્ષરે એક પત્રમાં જણાવ્યું હતું કે પરંપરાથી આ પ્રમાણે નહિ પણ '<u>ધર્મશાસ્ત્ર પ્રમાણે પણ એમજ છે</u>'




ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં પૂ૦ સાધુ, સાધ્વી પ્રધાન શ્રી ચતુર્વિધ સંઘમા પૂ૦ સાધુ મહારાજોનો શાસનની પ્રભાવના-સૌરભ અને ટકાવમાં અપૂર્વ ફાળો છે તે નિર્વિવાદ છે. આ પૂ૦ મુનિમહાત્માઓએ પોતાનું સમગ્ર પુણ્ય જીવન શાસનની પરમ વફાદારીપૂર્વક શાસનને ચરણે ધરીને આવા દુષમકાળે પણ શાસન અને મુનિજીવનની પ્રતિષ્ઠાને ટકાવી છે જૈન મુનિજીવન એટલે સ્વદેહેઽપિ નિરીહતા કેવું ઉચ્ચ કોટીનુ આરાધ્ય જીવન!

એ મુનિજીવનને ત્રિકાલ ત્રિકરણયોગે નમન અને વંદન કરવાની સદ્ભાવનાથી પરિપૂર્ણ હૈયેજ પ્રસ્તુત વિષયમા કહેવું પડે છે કે-એ પાવન મુનિજીવન પણ કોઇ તેવા પ્રકારના તીવ્ર પાપોદયે ઉત્સૂત્રપ્રરૂપણાદિથી સદોષ બની ગયું હોય છે ત્યારે તેનાથી થતા અનર્થોનાં મૂલ્યાંકન વચનાતિત હોય છે આ નવા તિથિમતમાં પણ તેમ જ બન્યુ છે નવાતિથિમતે શ્રી સંઘમાં પકખી, ચોમાસી અને સંવત્સરીપર્વને પણ જુદાં પાડીને શાસનને પારાવાર નુકશાન પહોંચાડયું છે. સ્વામિવાત્સલ્યો, પારણા-અંતરવાયણાં અને નોકારશી જેવાં અમૂલાં ધર્માનુષ્ઠાનો અટકાવ્યાં છે અથવા ખરાબે ચડાવ્યાં છે, સંઘમાન્ય પર્વતિથિએ ભદ્રિકોને છૂટે મુખે ખાતા કર્યા છે, આ જોઇને કયા ધર્મીનુ હૈયુ ન કપે?

સં. ૧૯૯૨ ના શ્રાવણ માસમાં પૂ આ મ શ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજે બાર પર્વતિથિના પ્રચલિત આરાધન માર્ગમાં મતભેદ ઉભો કર્યો અને એ તિથિના મતભેદે જૈન સમાજમાં તિથિ સિવાયનાં બીજા પણ અનેક શાસન હિતસ્વી કાર્યોમા ખલેલ પહોંચાડી અને સમાજમાં કૂલેશના બીજ રોપ્યાં

આચાર્ય મહારાજ શ્રી વિજયરામચંદ્રસૂરિજીએ એ તિથિનો મતભેદ ઉભોકરી વાવેલાં કૂલેશના બીજ પ્રત્યે સગઠ્ઠનના અભાવ આદિ કારણે સમાજના મોટાભાગનું મૌન જોઇ એ મૌનનો લાભ ઉઠાવી નવા તિથિમતાનુસારી કેટલીક વ્યક્તિઓએ તિથિના બ્હાને શાસનમાં અરાજકતા ફેલાવવા માંડી આથી ભયંકર અનર્થ થતો જોઈ તેના રોધ અર્થે આ સસ્થા સ્થાપવાની રાજનગરના અનેક નામાંકિત સદ્ગૃહસ્થોને આવશ્યકતા સમજાણી અને તેનું સ ૧૯૯૮માં શુભ સ્થાપન કર્યું. આ સસ્થાનો મૂળ ઉદ્દેશ પણ મુખ્યત્વે એ નવા તિથિમત આદિ દ્વારા સમાજમા વમન કરાતાં ક્લેશના બીજોની ભાવિ અકારિતા સમજાવી સમાજને જાગૃત કરવાનો અને અરાજકતા ફેલાવનારી

વ્યક્તિઓની અનર્થકારી પ્રવૃત્તિઓને ખુલ્લી કરીને તેવી વ્યક્તિઓની અશુભ પ્રવૃત્તિઓનો પ્રતિકાર કરવાનો રાખવામાં આવ્યો હતો.

એ ઉદ્દેશને પારપાડવા સંસ્થાએ પોતાના ત્રણ વર્ષના બાળકાળમાં અવસરે અવસરે યથાયોગ્ય પ્રયત્ન કર્યો છે. અને જે પ્રયત્નના ફળ તરીકે સંસ્થા પૂર્વાચાર્યોએ શાસ્ત્રાનુસારે આચરેલ અવિચ્છિન્ન પરંપરાના દોહન સ્વરૂપ આ '**પર્વતિથિ નિર્ણય**' નામનું અતિ મહત્વનુ પુસ્તકરત્ન એ વર્ષના સતત પ્રયાસને અંતે આજે સમાજના પાવન ખોળે પીરસવા ભાગ્યવાન બને છે

સેંકડો વર્ષથી શાસ્ત્ર અને પરંપરા પ્રમાણે શ્રી જૈનશાસનમાં આરાધનામાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થતી ન્હોતી, બોલાતી ન્હોતી અને લખાતી પણ ન્હોતી. બીજ–પાંચમ–આઠમ–અગિયારશ–ચૌદશ–પૂનમ અને અમાસ મળીને મહિનામાં અખંડ બાર પર્વ તિથિ જ બોલાતી હતી–લખાતી હતી અને ત્યાર બાદ આરાધવામાં આવતી હતી. લૌકિક પંચાંગમાં જ્યારે તેમાંની કોઈપણ એકવડી પર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ આવે ત્યારે **क्षयेपूर्वा०** અને **वृद्धौ उत्तरा०** ના પ્રઘોષ અનુસાર તે ક્ષીણ કે વૃદ્ધતિથિનો 'પૂર્વની અપર્વતિથિને ખસેડીને કે બેવડાવીને' નિર્દેશ કરવામાં આવતો હતો અને ચૌદશ પૂનમ, ચૌદશ અમાસ આદિ જોડીયાં પર્વતિથિમાંની ઉત્તરતિથિના ક્ષયે અને વૃદ્ધિએ પૂર્વતર અપર્વતિથિ તેરશ આદિની ક્ષય અને વૃદ્ધિ કરવામાં આવતી હતી.

સં ૧૯૯૨ થી શ્રીસંઘથી વિરૂદ્ધ જઈને આરાધનામાં પણ લૌકિક પંચાગ પ્રમાણેજ પર્વતિથના ક્ષય અને વૃદ્ધિ ઉભાં રાખવાનો અને માનવાનો સ્વકલ્પિત મત આચાર્યમહારાજ શ્રી વિજયરામચંદ્રસૂરિજીએ અચાનક ઉભો કર્યો એટલું જ નહિ પણ શાસનમાન્ય પ પૂ સૂરિસમ્રાટ્ આચાર્યદેવ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ અને બહુશ્રુતધર આગમોદ્ધારક પ. પૂ. આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ જેવા સંઘસ્થવિર–પ્રૌઢપ્રતાપી અને શાસનના સર્વોત્તમ કીર્તિસ્થંભ સમા પૂ આચાર્યદેવોની પણ સલાહથી બેપરવા રહીને એ નવા મતને સમાજમાં વ્યાપકરૂપ આપવા માટે શાસનની અનેક હિતસ્વી સંસ્થાઓનો કબજો લઈ પૂર્વપ્રણાલિકા અને શાસ્ત્રપાઠોને ઉલટાવવાની યથેચ્છ પ્રવૃત્તિ હાથ ધરી આ વિષમ પ્રવૃત્તિને વેગવંત બનાવવા માટે તેમણે પર્વતિથિપ્રકાશ, પર્વતિથિચર્ચા સંગ્રહ, તિથિસાહિત્ય દર્પણ, પ્રશ્નોત્તર ત્હોંતેરી, હીરપ્રશ્નોત્તરાનુવાદ વિગેરે શાસ્ત્ર અને પરંપરાવિરૂદ્ધ ચોપડીઓ પણ પ્રચારવા માંડી. આ રીતે કેવળ મતાગ્રહના કારણે ઉપજાવેલી આ પરિસ્થિતિને લાંબો વખત નિભાવી લેવામા આવે તો શાસનને અસહ્ય ધક્કો પહોચે, સન્માર્ગનું સ્થાન ઉન્માર્ગ મેળવે અને એથી આરાધક ભદ્રિક પુણ્યાત્માઓ વિરાધક ભાવને પામે એ સહજ સમજાય તેવું છે.

'કેવળ મતાગ્રહ ખાતરજ આરાધનાના મુળ માર્ગને ખસેડી નાખવાની નવા તિથિમતવાદીઓની પ્રવૃત્તિ છે' એમ વર્ષોભર અવિરત પ્રયાસ કરીને સમાજના લક્ષપટ ઉપર લાવનાર શ્રી સિદ્ધચક્ર પાક્ષિક અને શાસનસુધાકર પાક્ષિકનો સમાજ ઉપર અનહદ ઉપકાર છે તે કહ્યા વિના ચાલી શકે તેમ નથી તેમજ જૈનધર્મ વિકાસ નામના માસિકના 'સુમર્શ' સંજ્ઞાકિત પંડિતવર્ય **શ્રી. મફતલાલ ઝવેરચંદના** તિથિચર્ચા વિષયક આદર્શ લેખોએ પણ તિથિચર્ચા પ્રકરણમાં પાડેલ વેધક પ્રકાશ પણ સમાજને ઓછો ઉપકારી નથી

શાસન સુધાકર પત્ર અને તેના પ્રધાનલેખક **પૂજ્ય મુનિશ્રી હંસ-સાગરજી મહારાજે** જૈનશાસનને છિન્નભિન્ન કરનાર આ તિથિમત જતે દીવસે શાસનમાં ઘર ન કરીજાય તેવા શુભ આશયે તેનો પ્રતિકાર કર્યો છે અને આ પ્રતિકારમાં પોતાના પક્ષ તરફથી કડવા મીઠા ઉપાલભ સાંભળી ધીરજ પૂર્વક આજે સફળ પામતા તેમને આપણે આજે પ્રત્યક્ષ અનુભવીએ છીએ

સંવત ૧૯૯૮માં શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇ પાલીતાણા વર્ષીતપના પારણા પ્રસંગે ગયેલા તે પ્રસંગે તિથિચર્ચાની વાત ઉપસ્થિત થતા એ વિખવાદની શાંતિ અર્થે તેઓએ સક્રિય ભાગ લીધો. શરૂઆતમાં સમસ્ત સંઘની શાન્તિ અર્થે દરેક આચાર્યોની સહમતિ પૂર્વક આ ચર્ચાના નિકાલનો વિચાર 'પૂ. આ. મ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી અને આ. મ. શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી એની સહી પૂર્વક' 'લિખિત' નક્કી થયો. પરંતુ તે સહીને સામોપક્ષ વફાદાર ન રહેતાં પાછળથી એક લવાદ દ્વારા તે બે આચાર્ય મહારાજો વચ્ચેજ સમાધાન મેળવી નિર્ણય લાવવાનુ ઠર્યું.

નિર્ણય અર્થે શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈએ ઘડેલા અને આ પુસ્તકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરેલા મુસદ્દા અનુસાર બંને આચાર્યોએ શેઠશ્રી કસ્તુરભાઇને મોકલાવેલાં સ્વ સ્વ મતાનુસારી લખાણો વાંચીને મૌખિક પરીક્ષાર્થે ડૉ. પી એલ વૈદ્ય પાલીતાણે પધાર્યા ત્યાં સુધી તો મધ્યસ્થના નામની પણ જનતાને ખબર પડી નહોતી.

આથી સૌ કોઇને લાગ્યું કે–તિથિચર્ચાનો નિર્ણય થઇને કલેશનો અંત આવશે અને સમાજમાં શાંતિ સ્થપાશે પરંતુ તે પહેલા તો અશાતિપ્રિય વર્ગે શેઠશ્રી કસ્તુરભાઈની જાણ બહાર ડૉ. પી. એલ વૈદ્ય સાથે ધાલમેલ કરીને નિર્ણયને જોખમાવવા વડે હરહમેશને માટે અશાતિ પ્રગટાવી.

શેઠશ્રી કસ્તુરભાઈ સન્મુખ થએલાં લખાણુ મુજબ જે નિર્ણય આવે તે નિર્ણય પૂ આ મ. શ્રી આનંદસાગરસૂરીશ્વરજી અને આ. શ્રી વિજય-રામચંદ્રસૂરીશ્વરજીનેજ શેઠશ્રી કસ્તુરભાઈએ મોકલી આપવાનો હતો તેને

બદલે તે પહેલાંતો તે નિર્ણય ઘણાને પહોચી ગયો હોવાના અને તે નિર્ણયનું લખાણ પણ ઘણાએ વાંચ્યું હોવાના ચોંકાવનારા સમાચારો મળવા લાગ્યા સેવક, મુંબઇ સમાચાર, વંદેમાતરમ્, વીરશાસન વિગેરે પત્રોમાં એ નિર્ણયની અને એક તરફી સંબધીના લખાણો પ્રસિદ્ધ થવા લાગ્યાં. આથી અમોને તેજ વખતે સજબુત શંકા થઈ કે–નિર્ણયમાં જરૂર ગરબડ થઇ છે. અને તેને લઈને તે વખતે તા. ૧૮–૬–૪૩ વિગેરેના સંદેશ આદિ પત્રોમાં અમારી આ સંસ્થાએ જનતાને ઉદ્દેશીને શંકાના સુર સાથે શાસનમાં અશાંતિ ન થાય તેવી જાહેર ચેતવણી આપી હતી.

અમારી ઉત્પન્ન થએલ એ શકાને આજે તો અમે–આ પુસ્તકમાં રજુ કરેલા અનેક સાધનો દ્વારા જનતાને ચોક્કસ નિર્ણયના સ્વરૂપમાં દેખાડવા ભાગ્યશાળી બન્યા છીએ. અર્થાત્ તે વખતે તો અમને નિર્ણયમા 'ઘાલમેલ થઈ હશે,' એમ હતું. જ્યારે આજે અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે–તિથિ-ચર્ચાનો નિર્ણય લાવવામાં આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ સ્વયં અને માણસો દ્વારા ઘાલમેલ કરી જ છે

પૂ. આચાર્યશ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજે તા. ૩–૭–૪૩ના રોજ એક ચેતવણી બહાર પાડી નિર્ણયથી જનતાને ચેતતા રહેવા લાલબત્તી ધરી ત્યારથી અમારા શ્રી જૈનધર્મ પ્રભાવક સમાજે પણ જૈનસમાજ ગફલતનો ભોગ ન બને એટલા માટે સમાજને ચેતવવા અવસરે અવસરે યથાયોગ્ય પ્રયત્ન આરંભી દીધો હતો.

તા ૩–૭–૪૩ની પૂ. આગમોદ્ધારક આચાર્યશ્રીની એ ચેતવણી નિર્ણયને અમાન્ય કરવા સ્વરૂપ હોવા છતાં આ. વિજયરામચંદ્રસૂરીશ્વરજી તરફથી તા. ૬–૭–૪૩ ના રોજ જાહેર થયેલા નિર્ણયની કોપીઓ હજારોની સંખ્યામાં છૂટે હાથે વ્હેંચાઇ ! એટલું જ નહિ પણ અનેક ગામે અનેક ભંડારોમાં પણ કુનેહપૂર્વક ઘુસાડી દેવામાં આવી. આથી અમને લાગ્યું કે એ રીતે પ્રચારાયેલો એ ગરબડી નિર્ણય જનતા વાંચે તે સાથે બને આચાર્યોએ ડો. પી એલ. વૈદ્ય પાસે રજુ કરેલ સાહિત્ય પણ જનતા વાચે કે જેથી સારાસારનો સ્વયં વિચાર કરી શકે. એ હેતુથી બંને આચાર્યોના લિખિત સાહિત્યરૂપ પુસ્તક પ્રગટ કરવાનો અમે નિર્ણય કર્યો

અમોને જણાવતાં અત્યંત દુખ થાય છે કે–આચાર્યશ્રી વિજયરામચંદ્ર-સૂરીશ્વરજીએ તિથિચર્ચાનો નિર્ણય પોતાની તરફ લાવવા માટે ગામ–નામ–ઠામ અને તારીખ વિનાની અનેક ચિઠ્ઠીઓ લખીને જૈન સાધુસમાજની સર્વતોમુખી પ્રમાણિક–શ્રેષ્ઠ પ્રમાણિકતાને ભારે કલંકિત કરી છે. અને તેમણે શાસનની

કદી ન વિસરાય તેવી હાનિ પહોંચાડનારૂં કૃત્ય કર્યું છે આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજના હાથે લખાયેલી તે ચિઠ્ઠીઓમાંની થોડી ચીઠ્ઠીઓ પણ સમાજની જાણ માટે આ ગ્રંથમાં અમોએ રજુ કરેલ છે

તદુપરાત તેઓશ્રીને અનુલક્ષીને ચાલનાર કેટલાક સાધુ મહારાજો અને શ્રાવકોએ પણ નિર્ણયની ગરબડમા સક્રિય ભાગ લીધો હોવાનુ જણાવનારા તેવા સાધુ અને શ્રાવકોએ લખેલા પકડાયેલા પત્રો પણ આ ગ્રથમા રજુ કરવામા આવ્યા છે. જે દરેક વસ્તુઓ વાચકને ખુલ્લું સમજાવે તેમ છે કે–નવા વર્ગે પૂર્વાચાર્યોએ આચરેલી પ્રચલિત આચરણાને ઉત્થાપવા માટે બની શકતાં બધાજ કૃત્યો કરેલ છે

પુનાના ડો. પી. એલ વૈદ્યે શેઠ શ્રી કસ્તુરભાઇએ સ્વહસ્તે ઘડેલા મુસદ્દા અનુસાર જૈન શાસ્ત્ર અનુસારેજ નિર્ણય આપવો ઘટતો હતો તે આપ્યો નથી અને બને આચાર્યોની સહીવાળા લખાણ મુજબ, નિર્ણય પોતે તો છાપવાનોજ ન્હોતો અને શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઇનેજ મોકલી આપવો ઘટતો હતો તેને બદલે સ્વય હજારો કોપી છપાવીને શેઠશ્રીને મોકલ્યા અગાઉ અનેકને પહોચાડી દેવા સ્વરૂપ લિખિત વિધિનો ભગ કરવાનુ પગલું ભરીને પોતાની કારકીર્દીને કલકિત કરી તે વિગેરે બીના આ ગ્રંથમાંથી વાચકને અખંડ અને આબાદ પૂરી પડે તેમ છે

પરમ આરાધ્ય શ્રી ભગવતીજી સૂત્ર આદિ અનેક પ્રાણપ્રિય આગમો અને જૈનશાસ્ત્રોને 'શાસ્ત્રાભાસ' કહેવાની અતિ અશુદ્ધવૃત્તિ પૂર્વક યોજાયેલા તર્કજાળના ખજાના સ્વરૂપ નિર્ણયની જૈનશાસ્ત્ર અને પરપરાથી સદંતર વિપરીત એવી અનેક કલ્પિત બીનાઓનું **વિદ્વદ્વર્ય શ્રી લુલાકૃષ્ણઝા શર્માએ** કરેલ વિદ્વદ્ભોગ્ય, તલસ્પર્શી નિરસનનનો સારભાગ આ પુસ્તકમા આપવામાં આવ્યો છે જે વાંચકને સત્યવસ્તુ રહેલાઇથી સમજાવવામાં ખુબજ ઉપયોગી નિવડે તેમ છે

લૌકિક ટિપ્પણામાના પર્વતિથિ ક્ષયવૃદ્ધિ પ્રસગે આરાધ્ય પર્વતિથિના નિર્ણય માટેના બંને પક્ષનાં વ્યવસ્થિત લખાણયુકત આ પુસ્તકરત્નને પ્રસિદ્ધ કરતા અમારો સમાજ એટલાજ માટે પ્રફુલ્લ બને છે કે–આ એકજ ગ્રથરત્ન, સેકડો વર્ષો પર્યંત સત્ય વસ્તુના નિર્ણય માટેના સેકડો શાસ્ત્ર અને પુરાવાની ગરજ સારે તેમ છે.

નિર્ણયકાર શ્રી વૈદ્ય મહાશયના માનસનો ખ્યાલ આપવો આવશ્યક હોવાથી અનેક સ્થળે થયેલ શ્રી વૈદ્ય સંબધીનો પત્રવ્યવહાર અને શ્રી વૈદ્યના પત્રો આ-પુસ્તકમાં આપવામાં આવેલ છે.

તિથિચર્ચાના આવેલા કહેવાતા નિર્ણય અંગે શાસન માન્ય બીજા પૂ. આ મહારાજો આદિ શું મત ધરાવે છે તે જણાવવા અનેક આચાર્ય મહારાજો આદિ તરફથી મળેલા અભિપ્રાયો આ પુસ્તકની અંદર દાખલ કર્યા છે.

ધર્મનિષ્ઠ–ન્યાયપ્રિય–વયોવૃદ્ધ **શેઠ શ્રી સુરચંદભાઇ પી. બદામી** જજ સાહેબ અને શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોન્ફરન્સના **પ્રમુખ છોટાલાલ ત્રીકમલાલ પારેખ** આદિનાં અમારી સંસ્થાને મળેલાં મનનીય અને માનનીય નિવેદનો આ ગ્રંથમા પ્રગટ કરવામા આવ્યાં છે જે વાંચકની વિચારદૃષ્ટિ પર પ્રથમ તકે સુંદર વેધક પ્રકાશ પાડે તેમ છે.

પ્રથમ તો આ પુસ્તક– તિથિચર્ચા બાબતમા જનતા પોતેજ સારાસારનો સ્વયં વિચાર કરી લે એટલા પુરતું જ આવશ્યક સાહિત્ય વસાવીને પ્રસિદ્ધ કરી દેવું ઉચિત માન્યું હતું, પરંતુ પાછળથી નિર્ણયકાર જોડે કરેલ ગરબડની સાબિતિ આપનારા અનેક વ્યક્તિના અનેક હસ્તલિખિત પત્રો, સાધનો અને પુરાવાઓ મળતાં એ મુળ આશયને ગૌણ કરીને 'નિર્ણયમા ગરબડ થઇ જ છે' એમ ચોક્કસ આશય પુરઃસર આ અનુપમ પુસ્તક સમાજને ચરણે ધરીએ છીએ.

તિથિસાહિત્યના દોહન સમા પુસ્તકરત્નને અમારી સંસ્થા, સંપૂર્ણ જવાબદારીના ખ્યાલ સાથે સેંકડો વર્ષથી પૂર્વાચાર્યોએ આચરેલ અને પ્રચલિત શાસ્ત્રાનુલક્ષી પરંપરાના રક્ષણ અર્થે શાસનમાન્ય પૂ૦ આચાર્યદેવો અને મુનિવરોનો પૂર્ણ સહકાર પૂર્વકનો ઉપકાર-પામીને પ્રસિદ્ધ કરવા સમર્થ બની છે.

આ પુસ્તકમાં એકનિષ્ઠાથી તન–મન અને ધન સમર્પણ કરીને બબ્બે વર્ષ પર્યંત રાત દિવસ અવિરત જહેમત ઉઠાવનાર અમારી સંસ્થાના **માનદ પ્રમુખ શેઠ શ્રી ચીમનલાલ મંગળદાસ**નો અમે આભાર માનીએ છીએ.

શાસનની આ સમાચારીના રક્ષણરસિક કપડવંજ નિવાસી **શેઠ ચીમનલાલ ડાહ્યાભાઈ જયંત મેટલવાળા** આદિ અનેક સુશ્રાવક શ્રીમંતવરોએ આ પુસ્તકરત્નની નિષ્પત્તિને માટે પોતાની પુણ્ય કમાઇનો જે સદ્વ્યય કર્યો છે તે સર્વ ખુબજ અનુમોદનીય છે

આ પુસ્તકને સાદ્યંત તૈયાર કરવા માટે પોતાના બુદ્ધિ વૈભવનો દીર્ઘકાળ પર્યંત પ્રસન્ન ચિત્તે ભોગ આપી પુસ્તકને સર્વાંગ સુંદર બનાવનાર **પંડિતવર્ય શ્રી મફતલાલ ઝવેરચંદ**નો આભાર કદિ વિસરી ન શકાય તેવો છે આ પુસ્તકની અંદર રજુ કરવામાં આવેલ દરેક સાહિત્ય અનેક સ્થાનેથી–અનેક પાસેથી અને અનેક શાસ્ત્રોમાંથી નિપુણ બુદ્ધિએ અને સતત કાળજી, લાગણી અને લાગવગ પૂર્વક મેળવવામાં તેઓશ્રીનો ફાળો અજોડ અને અપૂર્વ છે શાસન વિડંબકજનોના ક્રૂર હાથે થયેલ નિર્ણયની ગરબડને અંગે પારા-

વાર નુકશાનમાં ઝડપાઈ જવાના જોખમમાં મુકાયલા શાસનને તેઓશ્રીની સવેળાન જાગૃતિએજ શાસનને ગફલતનો ભોગ બનતું અટકાવી નુકશાનીમાં ઝંપલાતુ બચાવ્યું છે, એમ કહેવામાં અમારો અનુભવ અતિશયોકિત જણાવતો નથી. કોઈ-પણ-જાતની પરવા સિવાય મહિનાના મહિનાઓ પર્યંત તેઓએ ઉજાગર દશાએ આ પુસ્તક તૈયાર કરવાવડે બજાવેલ સર્વોત્તમ શાસન સેવાને સદાકાળ માટે હૈયામા સ્થાપીને અમારી સંસ્થા તેઓને હાર્દિક અભિનંદન આપે છે

આ ગ્રંથ સપાદનના કાર્યની શરૂઆત સ ૧૯૪૩ મા કરવામાં આવી હતી અને ગ્રથ છપાવતી વખતેજ છ માસના ગાળામાં તે ગ્રથ પ્રગટ કરવાની પૂર્ણ ઇચ્છા હતી પરતુ કેટલાક અનિવાર્ય સજોગોને લઇ વધુ પડતો વિલબ થયો અને તે વિલબમાં ખુબજ ઉપયોગી સાહિત્ય અમારે હાથ લાગ્યું આ સાહિત્ય છપાયા વિના પ્રથમ-ધારેલ ગ્રંથ છપાયો હોત તો બહુ ઉપયોગી નિવડત કે કેમ તેની અમને શંકા છે. ૩૦-૩૫ ફર્માના કદનો ધારેલ ગ્રંથ આજે ૬૦ ફર્માથી ઉપર પહોંચી ગયો છે અને જેમાં અનેક ઉપયોગી વસ્તુઓ દાખલ થવા પામી છે વાચકોએ રાખેલ ખુબજ ધીરજનું ફળ સમાજને સુંદર આવ્યું છે તેમ અમે હિંમતભેર કહીએ શકીએ છીએ

આ ગ્રથમા આ વિજયરામચંદ્રસૂરિજીએ પૂ. આ. સાગરાનદસૂરિજી મહા-રાજના મુદ્દાઓનું કરેલ નિરસન આપવાની અમારી પૂર્ણ ભાવના હતી પરંતુ તે લખાણ ન્યાયની રીતિએ ન લેવું જોઇએ માટે આ સાગરાનંદસૂરિજીએ લીધું ન હોતું તેથી અને ત્યારપછી તે મેળવવા સિદ્ધચક્રના તત્રીશ્રીએ આ વિજય રામચંદ્રસૂરિજીને જણાવેલ પરતુ તે તેમની પાસેથી નહિ મળી શકવાથી અહિ અમે આપી શકતા નથી માટે વાંચકો તે દરગુજર કરશે

આ ગ્રથના કાર્યમાં જો કોઇ સ્ખલના કે ત્રુટિ હોય તો તે બદલ વાચકો સમક્ષ ક્ષમા યાચીએ છીએ

પ્રાંતે આચાર્ય વિજયરામચદ્રસૂરીશ્વરજીને પ્રાર્થના સાથે વિનવીએ છીએ કે-પૂર્વાચાર્યોએ આચરેલ પ્રચલિત આચરણા ફેરવવામા શાસ્ત્ર અને પૂર્વપુરૂષો બનેનું બહુમાન જળવાતુ નથી અને આચરણાને સ્વીકારવામા બનેનુ બહુમાન જળવાય છે. શાસનદેવ આપને શાસનને છિન્નભિન્ન કરનાર નવા તિથિમતને છોડાવી શાસનમાં એકતા ફેલાવવની સન્મતિ આપે એજ અભ્યંતર પ્રાર્થના

તા ૧૫-૨-૪૫ **શ્રી જૈન ધર્મ પ્રભાવક સમાજ (અમદાવાદ) તરફથી**

**મંત્રી શ્રી કાન્તિલાલ લક્ષ્મીચંદ.**

ફતાસાપોળ-અમદાવાદ.

# બે બોલ.

જગતભરના સર્વ જીવનમાં શ્રેષ્ઠ જીવન તે મુનિજીવન છે. અને આ મુનિ જીવન જીવનાર મુનિ મહાત્માઓની પ્રસન્નતા પરિચય અને આશીર્વાદ કલ્યાણકારી છે તે નિર્વિવાદ છે

આ મુનિ મહાત્માઓની પ્રસન્નતા સૌ કોઈ સદાકાળ ઇચ્છે તેમાં શંકાને સ્થાનજ ન હોય. છતાં કોઇપણનુ દીલ દુભાવવાની વૃત્તિને સ્થાન આપ્યા વિના સાચું સમજાયા પછી સાચું કહેતાં કે જણાવતાં દીલ દુભાય તેને માટે નિરૂપાય થયા સિવાય શું બને ? સ ૧૯૯૨ અને સં ૧૯૯૩ માં વર્તમાન તિથિમતભેદ ઉભો થયો ત્યારે હુ પેપરોનાં આવતાં લખાણો છુટાં છવાંયા વાંચતો હતો પરંતુ તે વખતે સ્વતંત્ર કોઈ જાતનો વિચાર કરવાનો પ્રસંગ કે વિચારણા નહોતી થઇ. તે વખતે તો માત્ર એટલાજ નિર્ણય ઉપર હતો કે જ્યા આપણે રહેતા હોઇએ ત્યાં જે મુનિરાજ હોય તે પ્રમાણે આપણે પ્રતિક્રમણાદિ કરી લેવાં. આ છતાં ઉંડે ઉંડે પ્રાચીન પ્રણાલિકા વગર વિચારે શા માટે છોડવી તે દશા હોવાથી સં ૧૯૯૬મા મે મારા સ્વ પિતાશ્રીના નામના પંચાંગો અસલ મુજબ જ છપાવ્યાં હતા.

શરૂઆતમાં મે સ ૧૯૯૮ માં આ ચર્ચાની વસ્તુસ્થિતિને સમજવા આ ચર્ચામાં પ્રવેશ કર્યો હતો પણ જતે દીવસે તો તેની ત્યાં સુધી રઢ લાગી કે એકેક સાહિત્ય અને સાધન એકઠું કરવાની અને જાણવાની તમન્ના થઇ અને જેને લઈ આ ગ્રંથ સંપાદનનુ કાર્ય મારે શિરે આવ્યું.

આ ગ્રંથ સંપાદનમા મુનિશ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) પૂ૦ આ૦ વિજયભક્તિસૂરીશ્વરજીના શિષ્ય મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજ વિગેરેની સલાહ સૂચના અને **શેઠ શ્રી ચીમનભાઇ મંગળદાસની** પ્રત્યેક કાર્યની ધગશ ખુબજ ઉપયોગી નીવડયાં છે માટે તેનો હું આભાર માનુ છુ

દૃષ્ટિદોષ, વધુ પડતા કાર્ય અને બહારગામની અવરજવરને કારણે આ ગ્રંથમા કેટલીક ક્ષતિઓ રહી જવા પામી હોય તે બદલ વાંચકોની ક્ષમા યાચું છું

આ ગ્રંથના સાદ્યંત અધ્યયન બાદ શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પરંપરામાં સ્થિર રહી પર્વારાધનમાં સૌ કોઈ ઉદ્યત બને તે ભાવના સાથે આ ગ્રંથમાં કાંઇપણ છદ્મસ્થભાવને લઈ વિપરીત કે વધુ ઓછું લખાયુ હોય તેની ક્ષમા યાચું છું

૩-૨-૪૫ **પંડિત મફતલાલ ઝવેરચંદ.**

ખેતરપાળની પોળ—અમદાવાદ

# અમારો અભિપ્રાય.



(૧)

(૧) આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિ અને તેમના વિચારોને અનુસરનાર બીજા કેટલાક આચાર્યોએ ક્ષીણ તથા વૃદ્ધા પર્વતિથિના સબંધમાં ચાલુ પ્રણાલિકાથી ભિન્ન રીતિ કેટલાક વર્ષથી અગીકાર કરેલ હોવાથી તેમજ તે વિચારની વિરૂદ્ધમાં અને ચાલુ પ્રણાલિકાની તરફેણમાં બીજા ઘણા આચાર્યોનું મંતવ્ય હોવાથી હાલમાં કેટલાક વર્ષોથી એ સંબધમા શ્રી દેવસુર તપાગચ્છના સાધુ વર્ગમાં પર્વવ્યપદેશ, પર્વ આરાધન અને પર્વપરિસખ્યાનમાં ઘણો મતભેદ પડયો છે અને તેને લીધે તે તે આચાર્યોના અનુયાયી ગૃહસ્થ વર્ગમાં અનેક પ્રકારની અનિચ્છનીય પ્રવૃત્તિ ચાલી રહી છે

(૨) શ્રી દેવસુર તપાગચ્છમાં આ મતફેરી નીકળી તે પહેલા જે ઐક્ય અને શાંતિ જોવામાં આવતાં હતાં તે અ'જે દુર્લભ થઇ ગયેલ છે જેના પરિણામે શ્રીસઘના સભ્યોની આધ્યાત્મિક તથા વ્યવહારિક ધાર્મિક ભાવનામાં શિથિલતા આવી છે તે આજે આપણે નજરે જોઈએ છીએ

(૩) આથી આજે ઉપશમભાવ રાખવો તો દૂર રહ્યો પણ તેના બદલામાં પક્ષાપક્ષીનું સામર્થ્ય વિશેષ ફેલાઈ પોતપોતાના પક્ષનો આડબર વિશેષ બતાવવા અને સામા પક્ષને ઉતારી પાડવા અનેક પ્રકારની પ્રવૃત્તિઓ થવા લાગી છે પરિણામે કષાયભાવનો ઉદ્રેક ધાર્મિક બાબતોમાં પરિણમતો હોવાથી અનેક જનોને જે ધાર્મિક બાબત સવરના કારણરૂપ છે તે કર્મબધના કારણરૂપ થઇ પડે છે આ સ્થિતિ ખરેખર અત્યત દુ:ખદાયક છે

(૪) અમને તો ખરેખર જાણીને આશ્ચર્ય થાય છે કે શ્રીમદ્ વિજયરામચદ્રસૂરિ જેવા માન્યવંત પૂજ્ય આચાર્યને કેટલા વર્ષોથી ચાલી આવતી પ્રણાલિકાની વિરૂદ્ધ આચરણા કરવાનો અને પ્રરૂપવાનો વિચાર કેમ થયો ? અમને તો આ સબધમાં સમાજની કમનસીબીજ સમજાય છે જૈન સમાજમા પર્વક્ષયવૃદ્ધિ પ્રસગે વ્યવસ્થા કરવાની ચાલતી આ પ્રણાલિકા આજ કાલની નથી પણ ઘણી જુની છે, કારણકે સં ૧૬૬૫ મા લખાયેલ ઉત્સૂત્ર ખંડન વિગેરેમાં આ પ્રણાલિકાનું સમર્થન હોવાથી તે અગાઉની છે એટલુ તો સ્પષ્ટ છે પણ તે અગાઉ કયારની છે તે સ્પષ્ટ કહી શકાય તેમ નથી. આ પ્રણાલિકા સમાજના વૃદ્ધમાં વૃદ્ધ પુરૂષો પોતાની સમજણી વયથી જોતા અને સાંભળતા આવ્યા છે, એટલે તેથી તેઓના જન્મ પહેલા ઘણા વર્ષ અગાઉની આ પ્રણાલિકા હોવી જોઇએ

# બે બોલ.

---

જગતભરના સર્વ જીવનમાં શ્રેષ્ઠ જીવન તે મુનિજીવન છે અને આ મુનિ જીવન જીવનાર મુનિ મહાત્માઓની પ્રસન્નતા પરિચય અને આશીર્વાદ કલ્યાણકારી છે તે નિર્વિવાદ છે

આ મુનિ મહાત્માઓની પ્રસન્નતા તો કોઈ સદાકાળ ઇચ્છે તેમાં શંકાને સ્થાનજ ન હોય. છતાં કોઈપણનુ દીલ દુભાવવાની મતિને સ્થાન આપ્યા વિના સાચુ સમજાયા પછી સાચું કહેતા કે જણાવતા દીલ દુભાય તેને માટે નિરૂપાય થયા સિવાય શું બને ? સં ૧૯૯૨ અને સં. ૧૯૯૩ માં વર્તમાન તિથિગતભેદ ઉભો થયો ત્યારે હું પેપરોનાં આવતા લખાણો જ્યાં ત્યાંથી વાંચતો હતો પરંતુ તે વખતે સ્વતંત્ર કોઈ જાતનો વિચાર કરવાનો પ્રસંગ કે વિચારણા નહોતી થઈ. તે વખતે તો માત્ર એટલાજ નિર્ણય ઉપર હતો કે જ્યાં આપણે રહેતા હોઇએ ત્યાં જે મુનિરાજ હોય તે પ્રમાણે આપણું પ્રતિક્રમણાદિ કરી લેવાં આ છતાં ઉંડે ઉંડે પ્રાચીન પ્રણાલિકા વગર વિચારે શા માટે છોડવી તે દશા હોવાથી સં. ૧૯૯૬મા મે મારા સ્વ પિતાશ્રીના નામના પંચાંગો અસલ મુજબ જ છપાવ્યાં હતાં.

શરૂઆતમા મે સં. ૧૯૯૮ મા આ ચર્ચાની વસ્તુસ્થિતિને સમજવા આ ચર્ચામાં પ્રવેશ કર્યો હતો પણ જતે દીવસે તો તેની ત્યાં સુધી ગરજ લાગી કે એકેક સાહિત્ય અને સાધન એકઠું કરવાની અને જાણવાની તમન્ના થઇ અને જેને લઈ આ ગ્રંથ સંપાદનનુ કાર્ય મારે શિરે આવ્યું.

આ ગ્રંથ સંપાદનમા મુનિશ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) પૂ૦ આ૦ વિજય-ભક્તિસૂરીશ્વરજીના શિષ્ય મુનિશ્રી પ્રેમવિજયજી મહારાજ વિગેરેની સલાહ સૂચના અને **શેઠ શ્રી ચીમનભાઇ મંગળદાસ**ની પ્રત્યેક કાર્યની ધગશ ખુબજ ઉપયોગી નીવડયાં છે માટે તેનો હું આભાર માનું છું

દૃષ્ટિદોષ, વધુ પડતા કાર્ય અને બહારગામની અવરજવરને કારણે આ ગ્રંથમા કેટલીક ક્ષતિઓ રહી જવા પામી હોય તે બદલ વાંચકોની ક્ષમા યાચુ છું

આ ગ્રંથના સાદ્યંત અધ્યયન બાદ શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પરંપરામાં સ્થિર રહી પર્વારાધનમાં સૌ કોઈ ઉદ્યત બને તે ભાવના સાથે આ ગ્રંથમાં કાંઈપણ છદ્મસ્થભાવને લઈ વિપરીત કે વધુ ઓછું લખાયું હોય તેની ક્ષમા યાચું છું

**૩-૨-૪૫**

**પંડિત મફતલાલ ઝવેરચંદ.**
ખેતરપાળની પોળ-**અમદાવાદ.**

# અમારો અભિપ્રાય.



## ( ૧ )

(૧) આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિ અને તેમના વિચારોને અનુસરનાર બીજા કેટલાક આચાર્યોએ ક્ષીણ તથા વૃદ્ધા પર્વતિથિના સબંધમાં ચાલુ પ્રણાલિકાથી ભિન્ન રીતિ કેટલાક વર્ષથી અગીકાર કરેલ હોવાથી તેમજ તે વિચારની વિરૂદ્ધમાં અને ચાલુ પ્રણાલિકાની તરફેણમાં બીજા ઘણા આચાર્યોનું મંતવ્ય હોવાથી હાલમાં કેટલાક વર્ષોથી એ સબધમા શ્રી દેવસુર તપાગચ્છના સાધુ વર્ગમાં પર્વવ્યપદેશ, પર્વ આરાધન અને પર્વપરિસખ્યાનમાં ઘણો મતભેદ પડચો છે અને તેને લીધે તે તે આચાર્યોના અનુયાયી ગૃહસ્થ વર્ગમાં અનેક પ્રકારની અનિચ્છનીય પ્રવૃત્તિ ચાલી રહી છે

(૨) શ્રી દેવસુર તપાગચ્છમાં આ મતફેરી નીકળી તે પહેલા જે ઐક્ય અને શાંતિ જોવામાં આવતાં હતાં તે આજે દુર્લભ થઇ ગયેલ છે જેના પરિણામે શ્રીસઘના સભ્યોની આધ્યાત્મિક તથા વ્યવહારિક ધાર્મિક ભાવનામાં શિથિલતા આવી છે તે આજે આપણે નજરે જોઈએ છીએ

(૩) આથી આજે ઉપશમભાવ રાખવો તો દૂર રહ્યો પણ તેના બદલામાં પક્ષાપક્ષીનું સામર્થ્ય વિશેષ ફેલાઈ પોતપોતાના પક્ષનો આડંબર વિશેષ બતાવવા અને સામા પક્ષને ઉતારી પાડવા અનેક પ્રકારની પ્રવૃત્તિઓ થવા લાગી છે પરિણામે કષાયભાવનો ઉદ્રેક ધાર્મિક બાબતોમા પરિણમતો હોવાથી અનેક જનોને જે ધાર્મિક બાબત સંવરના કારણરૂપ છે તે કર્મબધના કારણરૂપ થઇ પડે છે આ સ્થિતિ ખરેખર અત્યંત દુ:ખદાયક છે

(૪) અમને તો ખરેખર જાણીને આશ્ચર્ય થાય છે કે શ્રીમદ્ વિજયરામચદ્રસૂરિ જેવા માન્યવંત પૂજ્ય આચાર્યને કેટલા વર્ષોથી ચાલી આવતી પ્રણાલિકાની વિરૂદ્ધ આચરણા કરવાનો અને પ્રરૂપવાનો વિચાર કેમ થયો ? અમને તો આ સબધમાં સમાજની કમનસીબીજ સમજાય છે જૈન સમાજમા પર્વક્ષયવૃદ્ધિ પ્રસગે વ્યવસ્થા કરવાની ચાલતી આ પ્રણાલિકા આજ કાલની નથી પણ ઘણી જુની છે, કારણકે સં ૧૬૮૫ મા લખાયેલ ઉત્સૂત્ર ખંડન વિગેરેમાં આ પ્રણાલિકાનું સમર્થન હોવાથી તે અગાઉની છે એટલુ તો સ્પષ્ટ છે પણ તે અગાઉ ક્યારની છે તે સ્પષ્ટ કહી શકાય તેમ નથી. આ પ્રણાલિકા સમાજના વૃદ્ધમાં વૃદ્ધ પુરૂષો પોતાની સમજણી વયથી જોતા અને સાંભળતા આવ્યા છે, એટલે તેથી તેઓના જન્મ પહેલા ઘણા વર્ષ અગાઉની આ પ્રણાલિકા હોવી જોઇએ

તેમ નક્કી થાય છે. અહિં શાસ્ત્રીય બાબત સંબંધી શું મળે છે તે વસ્તુને હાલ તુર્ત બાજુએ રાખીએ છતાં હાલના હયાત પુરૂષ અને સ્ત્રીઓ પોતાના અનુભવ અને જાત માહિતીથી ચાલુ પ્રણાલિકાને અનુસરે છે તે તો ચોક્કસ જ છે.

(૫) આ ચાલી આવતી પ્રણાલિકામાં વિક્ષેપ નાંખી તપાગચ્છીય સંઘના ઘણા ભાગને અસંમત જુદો ચીલો શોધવો એ અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે વ્યાજબી કે કોઈ પ્રકારે લાભદાયક નથી. પરંતુ તેથી શ્રી સંઘમાં ફાટફુટ અને અનૈક્ય ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. અને તેમ થયેલું આજે આપણે પ્રત્યક્ષ જોઇએ અને અનુભવીએ છીએ. આ વસ્તુ નિહાળી દરેક સમજુ અને શાસનપ્રિય માણસનું દીલ અત્યંત દુભાય તે સ્વાભાવિક છે

( ૨ )

૧ પૂર્વકાળમાં સિદ્ધાન્ત ટિપ્પણનો જૈનસંઘમાં પ્રચાર હતો અને પર્વ-તિથિના આરાધન માટે તેના ઉપરજ આધાર રહેતો હતો. તે સિદ્ધાન્ત ટિપ્પણ પ્રમાણે એક યુગમાં–એટલે પાંચ વર્ષના કાળમાં ૧૮૩૦ દીનરાત અને ૧૮૬૦ તિથિઓ આવે છે એ યુગનો હિસાબ એકસરખો અવિચ્છિન્ન ચાલતો, યુગની આદિ જ્યાંથી થાય છે ત્યાંથીજ વર્ષની આદિ થાય છે શાસ્ત્રીય શ્રાવણ વદી ૧ થી ( એટલે ગુજરાતી અષાડ વદી ૧ થી ) યુગની આદિ ગણાય છે. યુગની આ આદિથી દર એકસઠમે દિવસે બાસઠમી તિથિનો ( દરેક તિથિ $\frac{૧૮૩૦}{૧૮૬૦}=\frac{૬૧}{૬૨}$ અંશ-માન હોવાથી ) ક્ષય થાય છે. દર યુગે બે માસની વૃદ્ધિ થાય છે. જે વર્ષમાં અધિક માસ હોય તેને અભિવર્દ્ધિત સંવત્સર કહેવામાં આવે છે. તે વૃદ્ધમાસ યુગના મધ્યમાં પોષ અને યુગના અંતમાં અષાઢ હોય છે. આ અષાઢ માસની પૂર્ણિમાનો દરેક એકસઠમા દિવસે તિથિનો ક્ષય થાય તે હિસાબે ક્ષય થાય છે. જૈનપચાંગની ગણત્રીની રીતિ પ્રમાણે ક્ષીણ થતી આ પૂનમને પૂનમ પર્વ તરીકે તે કાળે આ પુસ્તકના પૃ ૧૧માં દર્શાવેલ આચારદશાચૂર્ણિ આચારપ્રકલ્પ ચૂર્ણિના આધારે અખંડ રાખી છે પરંતુ ચૌદશ પૂનમ એકઠા કરવા તરીકે કે તે પૂનમનો ક્ષય જણાવ્યો નથી. આથી જૈનશાસનના ગણિત મુજબના સિદ્ધાંત ટિપ્પણ પ્રમાણે કોઇ તિથિની વૃદ્ધિ તો ન જ આવે એવી સ્થિતિ સિદ્ધાંત ટિપ્પણની હતી

## હવે લૌકિક ટિપ્પણું કેમ છે તે જોઇએ.

૨. લૌકિક પચાંગમાં તિથિના ક્ષયની પેઠે તિથિની વૃદ્ધિ પણ આવે છે, દરેક વર્ષમાં આશરે દસ તિથિઓ ક્ષીણ થાય છે અને આશરે પાંચ તિથિ-ઓની વૃદ્ધિ થાય છે સિદ્ધાંતિક ટિપ્પણની પેઠે પોષ અને અષાઢજ નહિ પણ બીજા માસો પણ અધિકમાસ બને છે આ પ્રમાણે લૌકિક ટિપ્પણની ગણત્રીમાં ફેરફારો છે.

૩. જૈન સિદ્ધાંત ટિપ્પણુ પ્રમાણે જે પર્વતિથિ આવતી હોય તેનું જ આરાધન કરવાનું કારણ તે પર્વતિથિથી અવગાહાયેલો કાળ આરાધના માટે ખાસ ફળદાયક ગણાતો હોવો જોઇએ કારણકે કાળ પણ પાંચ કારણમાનુ એક કારણ છે આથી જ્ઞાનીઓએ પોતાના જ્ઞાનથી સિદ્ધાત ટીપ્પણુમાં આવતી અમુક તિથિઓનો કાળ આરાધનાની સફળતા માટે ખાસ યોગ્યતાવાળો જાણી તે તે પર્વતિથિઓ આરાધવાનુ આપણુને સુચવ્યું હોવું જોઇએ

૪ હવે સિદ્ધાત ટિપ્પણુ અને લૌકિક ટિપ્પણુની ગણુત્રીમાં ઉપર પ્રમાણે જે ફેરફાર જોયો તે ધ્યાનમા રાખી વિચારીએ તો સિદ્ધાંત ટિપ્પણુની ગણુત્રી પ્રમાણે અષ્ટમી, ચતુર્દશી વિગેરે પર્વતિથિઓ જે કાળે આવે છે તેજ કાળને અવગાહીને લૌકિક ટિપ્પણુની ગણુત્રીથી આવતી અષ્ટમી, ચતુર્દશી વિગેરે તિથિઓ પણુ આવે છે એમ આપણે કદાપિ કહી ન શકીએ. આ વસ્તુસ્થિતિને લઈ ચાલુ ટિપ્પણાની તિથિઓએ કરાતુ આરાધન સિદ્ધાત ટિપ્પણાના આધારે આવતી પર્વતિથિઓના આરાધનની માફક યોગ્ય કાળે ન આવતુ હોવાથી પર્વતિથિના વાસ્તવિક કાળમા થતા આરાધન જેટલુ કાળરૂપ કારણની ફેરફારીને લીધે પ્રાચીન ગણિત પ્રમાણે કરાતા આરાધનના જેટલું સામર્થ્યવાળું હોઇ શકશે નહિ. આ સંજોગોમાં જૈન ટિપ્પણાના અભાવમાં લૌકિક ટિપ્પણાની પૂર્વાચાર્યોએ કરેલ અને આચરેલ વ્યવસ્થાને તરછોડી લૌકિક પંચાંગમાં આવતા પર્વતિથિઓના કાળ માટે આગ્રહવાળા થવું એ અમને તો જરાપણુ મુનાસીબ લાગતુ નથી.

વિશેષે કરીને તેમ આગ્રહવાળા થવાથી પર્વારાધન તરીકેનો જે અપૂર્વ લાભ યોગ્ય કાળના કારણુથી મેળવવાનો હતો તેતો આજે મળી શકે તેમ નથી પણુ બીજી રીતની નવીન માન્યતા રજુ કરવાથી ઉલટુ શ્રી સંઘની ચાલુ પ્રણાલિકામાં રહેલી એકતા છિન્નભિન્ન થઇ અનેક પ્રકારના કષાયોનો ઉદ્ભવ થવાનુ કારણુ આપણે હાથે ઉભું થાય છે.

૫. સિદ્ધાંત ટિપ્પણુ વિચ્છેદ જવાથી પૂર્વાચાર્યોએ ઘણીજ દીર્ઘદૃષ્ટિ વાપરી આરાધના સંબંધી કોઇપણુ પ્રકારના ટિપ્પણાના અવલંબનની આવશ્યકતા હોવાથી લૌકિક ટિપ્પણુ પર આધાર રાખવાનું ફરમાવ્યું અને તે સાથેજ લૌકિક ટિપ્પણુમાં આવતી પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પર્વતિથિને અખંડ રાખવા વ્યવસ્થાસૂચક સંસ્કાર કર્યા ટુંકમાં પ્રાચીન ટિપ્પણુ પ્રમાણે પર્વતિથિઓનું **પરિસંખ્યાન** ચાલુ રાખી આપણી ભાવના પ્રાચીન ટિપ્પણાને અનુસરતુ જ આપણું આરાધન છે તેવી રહે તેટલા માટે લૌકિક પંચાંગમાં આવતા પર્વતિથિના ક્ષય અને વૃદ્ધિ માટે નિયમ બાંધ્યા અને તે નિયમનો અમલ આજસુધી અવિચ્છિન્નપણે ચાલુ રહ્યો. **આ નિયમ બંધાયા તે પહેલાં પણુ વ્યવહારમાં તે**

**પ્રમાણેની પ્રવૃત્તિ ચાલુ હોવી જોઇએ અને તેને અનુસરતાજ નિયમ રચાયા હોવા જોઈએ.**

૬ ઉપર જણાવ્યું તેમ હોવા ઉપરાંત પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગમાં વ્યવસ્થા કરનાર પ્રણાલિકા બાબતમા ઓછામાં ઓછા છેલ્લા પંચોતેર વર્ષ (હાલ હયાત પુરૂષ કે સ્ત્રીની વય ધ્યાનમાં લેતાં) થયાં તો તે અમલ એકજ રીતે થતો આપણે જોઈ રહેલા છીએ. તો હવે તે મુજબ થતી આરાધનાની એકતામાં બીજો ફેરફાર સુચવી ભગાણ પાડવાથી કશો પણ અર્થ સરતો નથી એટલુંજ નહિ પણ અનર્થ પરંપરા વધ્યા કરે છે અને શ્રી સંઘમાં એકદીલીને બદલે બેદીલી થાય છે. જ્યારે બીજો કોઈ પણ વિશેષ લાભ મળે તેમ નથી તો સંઘની એકતાને જોખમમાં નાખવા જેવું કોઇપણ કૃત્ય કરવું તે વ્યાજબી યોગ્ય કે ડહાપણ ભરેલુ નથી.

(૩)

(૧) શુષ્ક સત્યને વળગી રહેનાર કોઈપણ મહાશયનો એવો પણ પ્રમાણિકપણે મત હોય કે પોતે પોતાની દૃષ્ટિએ માનેલ સાચો અર્થ સંઘની એક્તાના જોખમે પણ અમલમાં મુકાવોજ જોઇએ અને ચાલુ પ્રણાલિકામાં તેથી ફેરફાર થવોજ જોઇએ. પરંતુ આ પ્રમાણેનો વિચાર આવે તે વખતેજ તેણે 'પૂર્વ પુરૂષ સિંધુરથી લઘુતા ભાવવી' એ પદ યાદ કરી **પૂર્વે થઈ ગયેલા આચાર્યો અને મહાપુરૂષોએ જે આચરણા ચાલવા દીધી છે તે સકારણ હોવી જોઈએ** એ પ્રમાણે વિચારી આચારણાને માન્ય રાખવી જોઈએ કોઈ પણ કારણે તેવી માન્યતા કદાચ ન થઈ શકે તો પોતે માનેલો અર્થ સો ટકા સાચોજ છે એવો આગ્રહ ન રાખતાં વિદ્વાન્ આચાર્યો અને બીજા બુદ્ધિમાન્ મહાશયોની સાથે પોતાથી કરાતા અર્થમાં કાંઇ દોષ છે કે નહિ તે જાણવા ખાતર મિત્રભાવે પુરેપુરી ચર્ચા કરી લેવી જોઇએ; અને તે ચર્ચાને અંતે જે અર્થ યોગ્ય જણાય તેનો તેણે સ્વીકાર કરવો જોઈએ. આમ છતાં પણ કોઈ પ્રકારે તેવી માન્યતા કદાચ ન થઈ શકે તો પોતાનું જ્ઞાન છાદ્મસ્થિક હોવાથી પોતે માનેલ અર્થ સો ટકા સાચોજ છે એવો આગ્રહ પોતાના મનમાં ન રાખવો જોઇએ.

(૨) આ ચર્ચા અને વિચારણા કર્યાબાદ પણ ચાલુ પ્રણાલિકાનો અર્થ ખોટોજ લાગે અને પોતાની માન્યતાનો અર્થ નિ:શંક અને પ્રામાણિક પણે ખરો લાગે તો પણ જ્યાં સુધી તે લગભગ સાર્વજનિક માન્યતાવાળો ન થાય ત્યાં સુધી તેને માટે યોગ્ય પ્રચારજ કરવો જોઇએ અને જનતાને ગ્રાહ્ય થાય તે મુજબના શ્રી સંઘની એકતામાં ખલેલ ન પડે તે હેતુથી પગલાં લેવાં જોઈએ, પણ એકદમ તેને જનતાને અમલમાં મુકવાનું ફરમાન કરી દઈ તેને

પ્રવર્તાવવાની પ્રવૃત્તિ કરવી જોઇએ નહિ ટુકમાં કોઇપણ સંજોગોમાં શ્રી સંઘમાં ફૂટ ન પેસે અને એકતા કાયમ રહે તેની સાચવણીની ખાસ આવશ્યક્તા છે

(૩) સમાજના ક્રમભાગ્યે સમાજશાંતિની આ પ્રકારની વિચારસરણિ ચાલી નહિ અને ચાલુ પ્રણાલિકા ખોટી અને અયોગ્ય છે એમ એકદમ જનતા સમક્ષ જાહેર કરવામા આવ્યું અને નવી પ્રણાલિકાને પોતાની દૃષ્ટિ અનુસારે પોતાને લાગ્યું હતું તે મુજબ ખરી હોવાનુ જણાવવામા આવ્યું આ સર્વવસ્તુ સૌથી પ્રથમ સ. ૧૯૯૨ની સાલના પર્યુષણા લગભગ બન્યું આને પરિણામે સઘમા પક્ષાપક્ષી થઈ અને દીવસે દીવસે તે વધુ ગાઢ બની.

( ૪ )

(૧) આ પ્રમાણેના અનુભવ પછી શ્રીસઘના આગેવાનો પૈકી કેટલાકને લાગ્યું કે આ પ્રમાણે ચાલુ રહેશે તો શ્રી સંઘની છિન્નભિન્નતા દીનપ્રતિદિન વિશેષ થતાં કુસપનુ સામ્રાજ્ય બળવત્તર થશે અને સમાજની ખુબજ ખરાબ દશા થશે આને માટે શરૂઆતમાં ભિન્ન ભિન્ન મન્તવ્યવાળા આચાર્યોને ભેગા કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો પણ તેમા સફળતા મળી નહિ.

(૨) આચાર્યશ્રી વિજયરામચદ્રસૂરિજી દક્ષિણદેશ તરફથી ગુજરાતમાં પાલીતાણા તીર્થસ્થળે પધાર્યા અને આચાર્ય મહારાજશ્રી સાગરાનદસૂરિજી પણ ત્યાં બીરાજતા હતા તે અવસરનો લાભ લઇ શ્રી સંઘમાં ઉત્પન્ન થયેલા ક્લેશને શાત કરવા ફરી શ્રી સઘના આગેવાનપુરૂષોએ શાતિ માટે પ્રયત્ન કર્યો. કયે રસ્તે શાતિ થાય તે બાબતમાં વિચાર ચલાવ્યો આખરે કેટલાક સમય પછી માનનીય શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ એ બાબતમાં સં. ૧૯૯૮ મા અગ્રભાગ લીધો.

(૩) શરૂઆતમાં કોઈ જૈન પડિત મારફત નીકાલ કરાવવાની સૂચના થઈ પણ જૈનો તો તમામ એક યા બીજા પક્ષમા ભળેલા છે એટલે કે કોઈ નિષ્પક્ષ જૈન પડિત મળે નહિ એ સબબ આગળ ધરવામા આવ્યો. આથી તે સૂચના નિષ્ફળ ગઈ ત્યાર પછી જૈનેતર પડિત મારફત નિકાલ કરાવવાની સૂચના થઇ અને તે સૂચના મજુર રાખવા અને જૈનપંડિતની સુચનાને ન વળગી રહેવા આગ્રહ પૂર્વક વિનતિ થઈ. આખરે તે વિનતિનો અસ્વીકાર ન થયો એથી એમ આભાસ થયો કે શ્રી સંઘમાં જણાતી પક્ષાપક્ષીનો અંત આવી જશે

( ૫ )

(૧) પર્વક્ષયવૃદ્ધિ બાબતના મંતવ્યમાં મતભેદ ફક્ત આચાર્યશ્રી સાગરાનદસૂરિ અને આચાર્ય શ્રીરામચદ્રસૂરિ વચ્ચેનોજ ન હતો. બીજા પૂજ્ય આચાર્યો અને મુનિવરો તેઓના જેટલા જોકે આ મતફેરી સંબંધમાં લેખનદ્વારા વિશેષ પ્રવૃત્તિ કરતા ન હતા છતાં તેઓ પણ પોતે માન્ય રાખેલ માન્યતાને

(૨) આમ બધુ હોવા છતાં નિર્ણય પ્રગટ થયો અને જનતાના વાંચવામાં આવ્યો એટલે તેની અંદરનું લખાણ જેમ જેમ બારીકાઇથી તપાસવામાં આવ્યું તેમ તેમ તે નિર્ણય મધ્યસ્થતા સાચવીને અપાયો છે કે બીજી રીતે તે બાબત ઘણો ઉહાપોહ થયો અને જે હજુપણ શમ્યો નથી એ નિર્ણયની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં આ સ્થળે વિશેષ કાંઈ જણાવવાની જરૂર નથી છતાં નિર્ણયના સુજ્ઞ વાંચકોનું કહેવું છે તે મુજબ અને વાસ્તવિક રીતે પણ મધ્યસ્થ મહાશયે કલ્પેલા નવ વિવાદ પદો પૈકી ૧-૨-૩ અને ૪ વિવાદ પદોનો અવકાશ મુસદ્દાને અનુસરી પક્ષ કે પ્રતિપક્ષમાં કોઈપણ પ્રકારનો જોવામાં આવતો નથી. (એટલે કે મજકુર વિવાદપદો સબંધી બન્ને પક્ષોની વચ્ચે કાંઇ મતભેદ નથી) છતાં તે કેમ ઉઠાવવામાં આવ્યાં છે એ સમજાતું નથી વાચક મુખ્ય ઉમાસ્વાતિજીનો પ્રઘોષ તરીકે પ્રસિદ્ધ વચનરૂપ શાસ્ત્ર પક્ષ અને પ્રતિપક્ષ બન્નેએ સ્વીકારેલું છેજ તેથી તે સંબધમાં પણ ચોક્કસ વિવાદપદ-મુદ્દો કાઢવાની જરૂર નથી. મધ્યસ્થ મહાશય એક બે સ્થળે જણાવે છે કે-શ્લોકના પ્રથમ ચરણનુ પ્રામાણ્ય આ. શ્રી સાગરાનંદસૂરિજી સ્વીકારે છે, અને બીજા ચરણ માટે સંશય દર્શાવે છે. શ્રી સાગરાનંદસૂરિજી તરફનુ તમામ લખાણ જોતાં આ પ્રકારનો સંશય તો કોઈપણ ઠેકાણે જણાતો નથી ઉલટું બન્ને ચરણો પોતાને કબુલ છે એમ સાફ સાફ જણાય છે. કારણકે આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી તરફથી બન્ને ચરણોને આધુનિક ચર્ચા માટે નવમા મુદ્દામાં માન્ય રખાયેલ છે અને તેનું સ્પષ્ટીકરણ કરેલ છે. આથી તે બાબતમાં વિવાદપદ કાઢવાની કોઈ પ્રકારની જરૂર ન હતી.

૩ આ ઉપરાંત નિર્ણયમાં હાલમાં.

(અ) ચાલુ પ્રણાલિકા કઇ છે અને તે કેટલા વખતથી ચાલી આવે છે, અને તે પ્રણાલિકાને સંગત થાય તે મુજબ શાસ્ત્રોના અર્થો થઈ શકે તેમ નથી તેવું ખાસ વિવાદપદ ઉભુ કરી પુરાવાનો બોજો ચાલુ પ્રણાલિકાથી વિરૂદ્ધ વર્તન કરનાર પર રાખવો જોઇતો હતો (એટલે ચાલુ પ્રણાલિકાથી વિરૂદ્ધ નવી પ્રણાલિકા રજુ કરનાર આ વિજય રામચંદ્રસૂરિજી છે અને હરહમેશ નવી પ્રણાલિકા રજુ કરનારે પ્રાચીન પ્રણાલિકા શાસ્ત્રસિદ્ધ નથી તે પુરાવા સાથે બતાવવું જોઇએ અને તેની સાથે નવીન પ્રણાલિકા શાસ્ત્રસિદ્ધ છે તે સાબીત કરવું જોઈએ. તેમ ન કરતાં જુદીજ રીત અંગીકાર કરવામાં આવી છે)

(બ) જીતવ્યવહાર પ્રવર્તક આચાર્ય યુગપ્રધાન હતા તેવું નિર્ણયમાં સ્વીકાર્યો છતાં તેમની પરંપરાના અવ્યાજબીપણાના કોઇપણ આધાર કે પુરાવા આપ્યા વિના તે પરંપરાને ઉડાવી તે વ્યાજબી નથી. જીતવ્યવહારના પ્રવર્તક યુગપ્રધાન હતા પણ તેના પ્રામાણ્ય માટે જોઈતા બીજા ત્રણ અંશો સિદ્ધ થતાં નથી તેથી તે વ્યવહારપરંપરા અસિદ્ધ જ રહે છે એટલું મોઘમ જણાવી જીત-

વ્યવહારને ઉડાવી દીધો છે. વાસ્તવિક રીતે જોતાં યુગપ્રધાન જેવા સમર્થ આચાર્યે પ્રવર્તાવેલા વ્યવહારમાં ચારે અંશે સિદ્ધ થયેલા અંગીકાર કરવા જોઈએ પણ અહિં ગંગા ઉલટી વહેતી હોય એવો ભાસ થાય છે. (ક) નિર્ણયમાં આચાર્ય વિજયરામચંદ્રસૂરિ તરફથી રજુ થયેલા આધારો વિષે તો કાંઈ વિશેષ ચર્ચા કે નિર્દેશ જ જણાતો નથી આ સંજોગોમાં જે હેતુ પાર પાડવા માટે મધ્યસ્થ નીમવાની કોશિષ કરવામાં આવી હતી તે હેતુ પાર પડયો નહિ પણ મધ્યસ્થનો નિર્ણય જ સમાજમાં વિશેષ અશાંતિનું કારણ થઈ પડયો.

(૪) આ તમામ હકીકતમા હવે આ અશાતિ લાંબો વખત ન ચાલે અને સર્વ કોઇ પોતાને જેમ યોગ્ય લાગે તેમ વર્તન કરે અને તેથી ઉત્પન્ન થયેલ કષાય પરિણુતિ સમી જાય અને નવી ઉત્પન્ન ન થાય તેનો ઉપાય શું? તે શોધવાનો વિચાર કેટલાક સમજદાર ભાઇઓને આવ્યો. તેઓને એમ લાગ્યું કે–તમામ પ્રકરણ બને પક્ષોનું યથાસ્થિત જનતાથી સમજાય તેવા સ્વરૂપમાં જનતા સમક્ષ મુકવું અને તે અથથી ઇતિ સુધી વાંચનારે વાંચી પોતાનો અભિપ્રાય બાંધવો અને તે પ્રમાણે તે વર્તે તેમાં વિરૂદ્ધ અભિપ્રાયવાળાઓએ કોઇ પ્રકારનો કટાક્ષ કરવો નહિં અને દરેક સજ્જને પોતાની પ્રામાણિક માન્યતા પ્રમાણે ચાલી હાલના કલેશમય વાતાવરણને દૂર કરી પોતાની ધાર્મિક અને આધ્યાત્મિક પ્રગતિ સાધવી. આ હેતુ પાર પાડવા માટે હાલનું પુસ્તક તૈયાર કરી પ્રગટ કરવામાં આવ્યુ હોય એમ જણાય છે આ પ્રયાસ અમને ખુબજ પ્રશંસનીય લાગે છે. અને અમને ઉમેદ છે કે–વાંચક વર્ગ આ પુસ્તક વાંચી પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધશે અને વિરૂદ્ધ અભિપ્રાય બાંધનારા ભાઇઓ પ્રત્યે ઉપેક્ષા અને ઉદાર દીલની માન્યતા તેમજ પરમતસહિષ્ણુતા રાખી પોતાના અને પરના આત્માની જેમ વિશેષ ઉન્નતિ થાય તેવે માર્ગે ચઢશે.

શાસનદેવ સર્વને સન્મતિ આપો, અને આત્મોન્નતિ કરવાના કાર્યોમા સહાયભૂત થાઓ.........ૐ શાંતિ. એજ

૧૧–૧–૪૫

સુરચંદ પુરૂષોત્તમદાસ બદામી. સુરત
વકીલ છોટાલાલ ત્રીકમલાલ પારેખ. અમદાવાદ



# પંચનો નિર્ણય ભૂલ ભરેલો છે તેની
# નિર્ણય ઉપરથી સમીક્ષા.



(૧) સં. ૧૯૯૨ માં ભાદરવા સુદી બે પાંચમ હતી

સં. ૧૯૯૩ મા પણ ઉપર મુજબ ભાદરવા સુદી બે પાંચમ હતી

| | ચંડાશુચંડુ પ્રમાણે. | આ. સાગરાનંદસૂરિજીમહારાજ | આ. રામસૂરિજી મહારાજ |
|---|---|---|---|
| ૧૯૯૨ ના | ભા સુ ૩ શુક્ર | ભા. સુ ૩ શુક્રવાર | ભા સુ ૩ શુક્રવાર |
| | ભા. સુ ૪ શનિ | સુ. ૩ શનિવાર | સુ ૪ શનિવાર |
| | ભા સુ. ૫ રવિ | સુ. ૪ રવીવાર | સુ. ૫ રવીવાર |
| | ભા. સુ ૫ સોમ | સુ. ૫ સોમવાર | સુ. ૫ સોમવાર |
| | ભા. સુ. ૬ મગળ | સુ. ૬ મંગળવાર | સુ ૬ મગળવાર |
| ૧૯૯૩ના | ભા. સુ. ૩ મગળ | ભા સુ ૩ મગળવાર | ભા. સુ ૩ મગળવાર |
| | ભા સુ. ૪ બુધ | સુ ૩ બુધવાર | સુ ૪ બુધવાર |
| | ભા સુ. ૫ ગુરૂવાર | સુ ૪ ગુરૂવાર | સુ ૫ ગુરૂવાર |
| | ભા. સુ. ૫ શુક્રવાર | સુ ૫ શુક્રવાર | સુ ૫ શુક્રવાર |
| | ભા સુ ૬ શનિવાર | સુ. ૬ શનિવાર | સુ. ૬ શનિવાર |

(૨) સંસ્કૃત જજમેન્ટમાં 'વિવાદપદ' શબ્દ વાપરેલ છે તે જોતાં વિવાદપદ એટલે મતભેદવાળી બાબતો તેમ ઘટે છે આ વિવાદપદો નીચેની ચાર વસ્તુમાંથી તારવવામાં આવેલ છે.

(૧) નવ અને પચ્ચીસ મુદ્દાઓ

(૨) સ્વપક્ષ સમર્થન

(૩) પ્રતિપક્ષનું ખડન

(૪) બન્ને આચાર્યોની જુબાનીઓ.

(૩) પાને છઠ્ઠે સંસ્કૃતમાં અને ગુજરાતીમાં પાને બીજે ( પ્રવચન પાના ૧૮ મે ) પહેલા પેરાની બે લીટીઓ "તેમજ પચનો નિર્ણય બન્ને આચાર્યોએ નિખાલસપણે સ્વીકારશે એમ પણ તેમણે શેઠશ્રી કસ્તુરભાઈની સમક્ષજ પોતાની સહીથી કહેલું હતું" આ શબ્દો બીનજરૂરી છે એટલું જ નહિ પણ ખુબજ સૂચક જણાય છે.

(૪) પહેલો, બીજો, ત્રીજો અને ચોથો એ પ્રમાણેના ચારે મુદ્દાઓ ખરી રીતે મુસદ્દાને (પચાતનામાને) અનુસરી ઉત્પન્ન થતા નથી કારણ કે તે બાબતોમાં બન્ને આચાર્યોની વચમાં મતભેદ નથી અને જે હકીકતના

સોંપવામાં આવેલ છે તે વસ્તુ આ મુદ્દામાં આપવામાં આવેલ નથી બન્ને પક્ષોએ "क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा" એ શાસ્ત્રને માન્ય રાખેલ છે માત્ર મતભેદ આ क्षये पूर्वा० પદના અર્થની વ્યવસ્થા શાસ્ત્ર અને પરંપરાથી કઈ રીતે છે તેના નિર્ણય માટેનો છે.

(૫) ગુજરાતી નિર્ણયપત્ર પાને ૭ મે (પ્રવ૦ પાને ૨૨ મે)

બીજો મુદ્દો ચર્ચાયેલો છે તેની પદ્ધતિ અને ભાષા વાંચકના મગજ ઉપર ખુબજ ખોટી અસર ઉત્પન્ન કરે છે

આ સાગરાનંદસૂરિજી સિદ્ધાંતટીપ્પણામા કે જૈનેતર ટીપણામાં પર્વતિથિનો ક્ષય હોતો નથી તેવું કહેતાજ નથી પણ ટીપ્પણામા ક્ષય આવે તો પણ તેનો ક્ષય કરવાને બદલે તેની પહેલાંની અપર્વતિથિનો ક્ષય કરવો એટલુ જ તેમનુ કહેવું છે જ્યારે આ રામચંદ્રસૂરિજીનુ કહેવું છે કે-તિથિનો ક્ષય કાયમ રાખવો પણ તિથિની આરાધના ફકત આગલી અપર્વતિથિએ કરવી એટલે क्षये पूर्वा० એ પદનો અર્થ કયો બરાબર છે (એટલે કે અપર્વતિથિનો ક્ષય કરી તેને પર્વતિથિ કરવી એ બરાબર છે કે ક્ષયતિથિ તરીકે રાખી ફક્ત આરાધના આગલી અપર્વ-તિથિએ કરવી એ બરાબર છે) તેટલુજ માત્ર વિચારવાનુ રહે છે તેના બદલે જે આ સાગરાનંદસૂરિજી મહારાજ કહેતા નથી તેવું લખી તેનુ ખંડન મંડન કરવું અને જણાવવું કે આ તેમનો અર્થ ખોટો છે તે વ્યાજબી કે પ્રામાણિક નથી

(૬) ત્રીજા મુદ્દાની ચર્ચામાં પાને આઠમે (પ્રવચન પાના ૨૩મે)

"આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી લોકોત્તર વિષયમાં તેનું પ્રામાણ્ય સ્વી-કારતા નથી."

આ લખવું પણ બરાબર નથી કારણકે લોકોત્તર વ્યવહાર માટે પર્વતિથિનો ક્ષય અગર વૃદ્ધિ હોય ત્યારે અમુક સંસ્કાર કરીને તે ટીપ્પણ પ્રામાણ્ય માને છે. અને તેજ મુદ્દામાં આગળ શ્રીપંચ લખે છે કે—

"બને આચાર્યો જોધપુરી ચંડાશુચંડુ પંચાંગનું લોકવ્યવહારમા પ્રામાણ્ય માને છે આચાર્ય શ્રી વિજયરામચંદ્રસૂરિજી લોકોત્તર વ્યવહારમા પણ તેનુ પ્રામાણ્ય માને છે" તે પણ બરાબર નથી, કારણકે લોકોત્તરમાટે આ રામ-ચંદ્રસૂરિજી પણ અમુક સંસ્કાર તો કરેજ છે કેમકે તિથિ ક્ષય હોય તો તેની આરાધનાનો ક્ષય કરતા નથી પણ આગલે દીવસે આરાધના કરવા માટે 'क्षये पूर्वा०'નો સંસ્કાર કરે છે. જો સંપૂર્ણરીતે ચંડાંશુચંડુને લોકોત્તરમા પ્રામાણ્ય માનવામા આવે તો કોઇપણ સંસ્કાર વગર ચંડાશુચંડુના ક્ષય પ્રસંગે પર્વ-તિથિનો ક્ષય કરી આરાધનાનો પણ ક્ષય કરવો જોઇએ અને વૃદ્ધિ પ્રસંગે બેવડી આરાધના કરવી જોઇએ પણ તેમ તેઓ કરતા નથી કે માનતા નથી.

પાના ૮ (પ્ર પાના ૨૩) ઉપરના ત્રીજા મુદ્દાની ચર્ચાનો જે છેલ્લો પેરેગ્રાફ છે તે આખો પેરેગ્રાફ જે બાબતનો નિર્ણય કરવાનું પંચને સોંપવામાં આવેલ છે તેનાથી તે તદ્દન અસંગત અને બીનજરૂરી છે.

ખરીરીતે ત્રીજો મુદ્દો છે તેના જવાબમાં તો ચંડાંશુચંડુ બન્ને પક્ષ લે છે એટલુંજ લખવું જોઇએ પણ લૌકિક લોકોત્તર વિગેરેનુ લખાણ બીનજરૂરી અને વધારે પડતું છે. ચર્ચાનો મુળ મુસદ્દો ધ્યાનમાં રાખતાં આ ત્રીજા મુદ્દાની જરૂરજ નથી.

(૭) ચોથો મુદ્દો આ પ્રમાણે છે—

"તેમજ જૈન સઘે સ્વીકારેલા ટીપ્પણુમાં તિથિઓની વૃદ્ધિ ક્ષય અને અધિક માસ આવે છે ?"

બન્ને પક્ષને આ વાત કબુલ છે કે તિથિઓની વૃદ્ધિ ક્ષય અને અધિક માસ આવે છે. માટે આ મુદ્દો કાઢવાની જરૂરજ નથી. અને જો મુદ્દો કાઢવોજ હોય તો તેના નિર્ણયમાં ફક્ત હકારજ આવે. કારણકે તેમાં મતભેદ નથી. તેમ છતાં પાના નવમા (પ્રવચન પાન ૨૩–૨૪ મા) ઉપર તેની ચર્ચા છે તે જોતાં એમ લાગે છે કે પચે અધિક માસ આવે છે તે દલીલ આગળ ધરી તિથિઓની વૃદ્ધિ અને ક્ષય પણ ટીપ્પણુમાં આવે છે તે એમનેમ (સસ્કાર વગર) સ્વીકારવું જોઇએ, આવું જે લખાણમાં જણાવ્યું છે તે પ્રમાણ પુરઃસ્સર નથી.

પહેલો, બીજો, ત્રીજો અને ચોથો મુદ્દો એ ચારે મુદ્દા ઉપસ્થિત નહિ થતા હોવા છતાં ઉત્પન્ન કરીને તેની ચર્ચામાં ખોટી રીતે આ સાગરાનંદસૂરિજી મહારાજના મંતવ્ય સબધમાં જે પચે લખાણ કર્યું છે તે પચની મનોદશા બરાબર નથી તેમ સ્પષ્ટ જણાવે છે

(૮) પાંચમા મુદ્દાનો પહેલો ભાગ વાસ્તવિકરીતે ઉભો કરવો તદ્દન બીન-જરૂરી છે અને તેથી તેનો નિર્ણય કરવાનું પણ પચને માટે જરૂરી નથી.

"આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી 'આગમોદ્ધારક' એવું બિરૂદ યથાર્થ રીતે ધારણ કરે છે બીજાં શાસ્ત્રોમાં પણ તેમની વિદ્વત્તા મહાન્ પંડિતોને પણ આશ્ચર્ય પમાડે છે તેઓ શાસ્ત્ર તેમજ પરંપરામા પણ પ્રમાણભૂત છે તેમ છતાં અમોએ લીધેલી મૌખિક જુબાનીમાં "ક્ષયમાં પૂર્વતિથિ ગણવી એવા પ્રથમ શ્લોક ચરણનું પ્રામાણ્ય અમે માનીએ છીએ, તો પણ જૈનટિપ્પણુમા તિથિની વૃદ્ધિ જ નથી તેથી વૃદ્ધિમાં પાછલી તિથિ ગણવી એવા બીજા ચરણના પ્રામાણ્ય વિષે અમને સશય છે" એમ જે તેમણે કહ્યુ તેથી અમને ઘણો વિસ્મય થાય છે"

આ સાગરાનદસૂરિજી મહારાજે વાચકપ્રવર ઉમાસ્વાતિ મહારાજના બન્ને ચરણોને તેમણે રજુ કરેલા ૯ મુદ્દાઓ પૈકીના નવમા મુદ્દામાં આધાર તરીકે જણા-વેલાં છે અને પોતાના પક્ષના સમર્થનમા ૯ મા મુદ્દાના વિવેચનમાં પણ સ્પષ્ટપણે

સ્વીકારી સમર્થન કરેલ છે તેમ છતાં તેમની મુખ જુબાનીમાં 'ઉમાસ્વાતિવાચકના પ્રઘોષના બીજા ચરણના પ્રામાણ્ય માટે સંશય છે' તેવું આ. સાગરાનંદસૂરિજી મહારાજે કહ્યાનું જે પંચનું લખવું છે તે ખરૂં કે માનવા લાયક નથી પંચની તેમાં સ્પષ્ટ ભૂલ થયેલી જણાય છે આવી સ્વયં ભૂલ કરી જજમેન્ટમાં ઉપર જણાવેલા પેરામા આ સાગરાનંદસૂરિજી મહારાજની વિદ્વત્તાના વખાણ કરી જે ટીકા જેવું લખાણ કરેલ છે તે તદ્દન અવાસ્તવિક છે આ સાગરાનંદસૂરિજી મહારાજનું સમર્થન જોતા પંચનું આ સાગરાનંદસૂરિજીને બીજા ચરણમાં સંશય છે તેવું કથન પંચની અયોગ્ય મનોદશા સૂચવે છે અને માલમ પડે છે કે પંચે ગમે તે રીતે આચાર્ય સાગરાનંદસૂરિજી વિરૂદ્ધ લખવાનો પ્રથમથી જ નિર્ણય કર્યો હોય એમ લાગે છે. આ ઉપરાત પંચે મુખજુબાની લખી નથી અને જજમેન્ટમા ઈનવર્ટેડ કોમામા શબ્દો લખ્યા છે તે કઈરીતે લખ્યા છે તે સમજી શકાતું નથી

પાને ૨૫ મે ઉમાસ્વાતિના ચરણના અર્થ કરવામાં પંચે લખેલ છે "ટીપ્પણમાં કોઇ તિથિ ક્ષય જણાય ત્યારે તેની જગ્યાએ આગલી તિથિ કરવી" આ લખવું બરાબર છે અને તેનો અર્થ આગલીતિથિનો **ક્ષય** કરવો પણ ક્ષીણ તિથિએ કરવાનું **આરાધન આગલી તિથિએ કરવું** એવો અર્થ બરાબર નથી. વૃદ્ધિની બાબતમાં 'કરવી' શબ્દના બદલે પાળવી અર્થ કરવો તે બરાબર નથી

" પાક્ષિક પ્રતિક્રમણના સાથે વિરોધ ન આવતો હોય તો " આ શબ્દો **આરાધના** અર્થ ઘટાવવામાં ઉપરથી લેવા પડે છે માટે તે પણ વ્યાજબી નથી.

પાંચમા મુદ્દામાં 'कथं च तच्छास्त्रं व्याख्यायते व्यवहारे वा प्रयुज्यते ?' 'કઇ રીતે તે શાસ્ત્રનો અર્થ ઠરાવવામા આવે છે. અને વ્યવહારમાં તેનુ પાલન કઇ રીતે કરવામાં આવે છે ?' આ પ્રમાણે જણાવ્યું છે. પરંતુ પાંચમા મુદ્દાના વિવરણમાં મુદ્દાને અનુસર્યા સિવાય અસંગત લખાણ લખવામાં આવ્યું છે તે ખુબજ અયોગ્ય છે.

કઇ રીતે તે શાસ્ત્રનો અર્થ ઠરાવવામાં આવે છે તેનો અર્થ આ મતભેદ ઉભો થયો ત્યાર પહેલાં 'क्षये पूर्वा०' નો અર્થ શું ઠરાવાતો હતો તે પ્રથમ જણાવવું જોઇએ ત્યારબાદ મતભેદ પડયા પછી બન્ને આચાર્યો અને બીજા જૈનઆચાર્યો આનો શું અર્થ કરે છે તે જણાવવા સાથે આ શાસ્ત્રની અર્થ-ઘટના મુજબ વ્યવહારમા પહેલાં કેવીરીતે અનુસરણ થતું હતું અને થાય છે તે વસ્તુ રજુ કરવી જોઇતી હતી પરંતુ આ સર્વ વસ્તુ મુદ્દાના વિવરણમાં દાખલ કરવામાં આવેલ નથી તે વ્યાજબી કે યોગ્ય નથી.

'વ્યવહારમાં તેનુ પાલન કઇ રીતે કરવામા આવે છે ? એટલે એ શાસ્ત્રનો

અર્થ જૈનસંઘ પોતાના આચરણથી કેવી રીતે કરે છે તે જણાવવાની જરૂર હતી પરંતુ તેનો જવાબ નહિ રજુ કરતાં જે ત્યાં પ્રસ્તુત નથી તેવું મનસ્વી વલણ અખત્યાર કર્યું છે. ખરી રીતે આ મુદ્દાના જવાબમાં સં. ૧૯૯૨ પહેલાં તપાગચ્છના તમામ આચાર્યો અને વળી આ. રામસૂરિજી પણ આ. સાગરાનંદસૂરિજી જે અર્થ કરે છે તે પ્રમાણે આચરણાથી આ શાસ્ત્રનો અર્થ કરતા હતા તેવું સ્પષ્ટ જણાવવું જોઇએ પણ અહિ જણાવવામાં આવેલ નથી આ પણ વ્યાજબી થયું નથી.

(૯) પાને ૧૦ મે (પાને ૨૬ મે) છઠ્ઠા મુદ્દા સંબંધમાં પંચે જણાવેલ છે કે—

"પર્વતિથિ કે અપર્વતિથિ સર્વને આ **क्षये पूर्वा** નું ચરણ લાગુ પડે છે" આ પ્રમાણે પંચનું લખવું તે બરાબર નથી કારણકે ઉપરનું ચરણ પર્વતિથિની વ્યવસ્થા માટે પર્વતિથિના પ્રસંગે વપરાયેલ છે. તેમજ શાસ્ત્રકાર મહારાજાઓનું પર્વતિથિની પેઠે અપર્વતિથિઓ આરાધન કરવાનું ફરમાન નથી. આમ છતાં પંચના કહેવા મુજબ પર્વ અપર્વતિથિ બન્નેની આરાધના માટે આ ચરણનો ઉપયોગ કરવામા આવે તો અપર્વતિથિના ક્ષયે આગલી તિથિએ અપર્વતિથિનું શું આરાધન કરવું તે નિર્ણીત નથી આ ઉપરથી સ્પષ્ટ છે કે પંચ क्षये पूर्वा०ની વ્યાખ્યામાં **આરાધના** શબ્દનો જે અધ્યાહાર કરેલ છે તે ઘટતો નથી પરંતુ શાસ્ત્રાનુલક્ષી પરંપરામુજબ **क्षय** શબ્દ અધ્યાહારથી લેવો તે બંધ બેસે છે

(૧૦) મુદ્દો સાતમો—સાતમા મુદ્દામાં શ્રીપંચે ચૌદશ અને સંવચ્છરી તિથિનિયત ગણાવ્યાં પણ શાસ્ત્રમાં આઠમ, ચૌદશ પૂનમ અને અમાવાસ્યાને ફરજીયાત તિથિઓ ગણાવવામાં આવેલ છે. અને તેનું આરાધન નહિ કરનારને પ્રાયશ્ચિત્ત ગણાવ્યું છે. તેની સાથે તેમણે આ મુદ્દામાં લખેલ વાત સંગત થતી નથી

(૧૧) મુદ્દો આઠમો–'**क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा**' એ પદનો અર્થ આચાર્ય સાગરાનંદસૂરિજી જે કરે છે તે બરાબર છે કે નહિ? તે માટે આ વિવાદપદ ઉભું કરવામાં આવ્યું છે ને જે આ આખી ચર્ચામાં વધુ ઉપયોગી મુદ્દા તરીકે છે. પણ પ્રામાણિક રીતે જોતાં આ ચર્ચાના નિર્ણય માટે આ મુદ્દો જે રીતે મુકવામાં આવ્યો છે તે વ્યાજબી નથી **પ્રામાણિક નિર્ણય માટે મુદ્દાને આ રીતે મુકવો વ્યાજબી ગણાય.**

**"क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा" આ ચરણનો અર્થ સં. ૧૯૯૨ પહેલાં આ. સાગરાનંદસૂરિજી કરે છે તે પ્રમાણે દેવસુરતપાગચ્છમાં આચરણથી કરવામાં આવતો હતો કે આ. રામચંદ્રસૂરિજી કરે છે તે પ્રમાણે કરવામાં આવતો હતો? અને આ બેમાંથી કયો અર્થ બરાબર છે?**

આ પ્રમાણે મુદ્દાને રજુ કર્યા બાદ તેની વિચારણા કરવી જોઇએ પરંતુ આ પ્રમાણે ન કરતાં મુદ્દાને વિકૃત સ્વરૂપમાં રજુ કર્યો છે અને તેની વિચારણા પચે જે કરી છે તે અસ્પષ્ટ અને વિરોધી છે તેનાં કારણો નીચે પ્રમાણે છે

૧ "આવા અર્થના સમર્થનમા તેમણે જે શાસ્ત્રો રજુ કર્યાં છે તેનું અમે પ્રામાણ્ય સ્વીકારતા નથી"

આ પચનું વચન બરાબર નથી કારણકે નિર્ણયકારને નિર્ણય શાસ્ત્રોને અનુસરીને આપવાનું સોંપાયેલ છે તે નિર્ણયકાર તેની પદ્ધતિસરની વિચારણા વગર આ પ્રમાણે લખે તે વ્યાજબી નથી.

ખરીરીતે નિર્ણયકારે આ. સાગરાનંદસૂરિજી મહારાજે પોતાના 'ક્ષયેપૂર્વા૦' ના અર્થના સમર્થનમાં કયાં કયાં શાસ્ત્રો રજુ કર્યા છે તે તથા તે શાસ્ત્રોમાંથી કયા કયા આધારો મુકયા છે તે પ્રથમ રજુ કરવા જોઇએ. અને ત્યારબાદ તેમણે રજુ કરેલ પાઠોના અર્થની વિચારણા કરવી જોઇએ પરંતુ આ પ્રમાણે શ્રીપચે કરેલ નથી તેમાં પચે ખુબજ ગંભીર ભુલ કરેલ છે આ સાગરાનંદ-સૂરિજી મહારાજે ટાંકેલા શાસ્ત્રો અને તેના પદોનુ પ્રામાણ્ય પચ સ્વીકારતા નથી તેવું પંચના મોઘમ શબ્દોથી આ સાગરાનંદસૂરિજી મહારાજે રજુ કરેલા શાસ્ત્રોમા ભગવતીસૂત્ર, સુયગડાંગસૂત્ર વિગેરે ગ્રંથો આવે છે તેનું પણ અપ્રમાણ્ય થઈ જાય તે વ્યાજબી નથી કારણકે આ શાસ્ત્રો તો ઉભયપક્ષ પૂર્ણપણે માન્યજ રાખે છે

આ સાગરાનંદસૂરિજી મહારાજે રજુ કરેલા શાસ્ત્રોમાંથી પચ અમુક **શાસ્ત્રોને ન સ્વીકારતા હોય તો તે શાસ્ત્રોના નામનો** પચે ઉલ્લેખ કરવો જોઇએ તેમજ શાસ્ત્રોને પ્રામાણિક માનતા હોય પણ આ સાગરાનંદ-સૂરિજી મહારાજે મુકેલ તે **શાસ્ત્રપાઠના અર્થને અપ્રમાણિક માનતા હોય તો તે પણ સ્પષ્ટ શબ્દોમાં પાઠ અને તેના અર્થ લખી જણાવવુ જોઈએ.** પણ આમ ન જણાવતાં "આવા અર્થના સમર્થનમાં તેમણે જે શાસ્ત્રો રજુ કર્યા છે તેનુ અમે પ્રામાણ્ય સ્વીકારતા નથી" આ પ્રમાણેના પચે જે મોઘમ શબ્દો લખ્યા છે તે sweeping statement સ્વરૂપના હોઇ ખુબ જ અનર્થકારક છે

(૨) પાના ૨૭ મે **'विधिरत्यन्तमप्राप्ते'** "આ નિયમ પ્રમાણે અપૂર્વ વિધિનું વિધાન કરનાર **क्षये पूर्वा तिथि कार्या** શાસ્ત્રની મદદથી આઠમ વગેરે તિથિનો સાતમ વગેરે તિથિમાં વિધિ થાય છે. નહિતર ઉદયની તિથિ ન હોવાથી આરાધના વિનાશનો દોષ શ્રાદ્ધને સ્પર્શે ત્યા આ અપૂર્વ વિધિનુ વિધાન કરનાર શાસ્ત્ર આઠમનું આરાધન શક્ય બને તેની ખાતર જ સાતમનુ સાતમપણું

ફેરફાર કરીને સાતમમાં આઠમપણુ સ્થાપે છે, એવીરીતે લૌકિક ટીપ્પણમા આવતી ઉદયની સાતમ આઠમના આરાધન વિષયમાં ઉદયની આઠમ બને છે”

“नियम पाक्षिके सति’ એમ કહેલું છે તેથી અહિં **वृद्धौ कार्या तथोत्तरा** એવું નિયમવિધિ કરનારૂં શાસ્ત્ર છે તે નિયમ વિધિ કરનાર શાસ્ત્ર વડે તિથિની વૃદ્ધિ હોય ત્યારે બીજી તિથિનેજ ઉદયની તિથિ ગણુવી એમ નક્કી થાય છે આ શાસ્ત્રથી નક્કી થયેલી બીજી તિથિજ આરાધના માટે ઉપયોગમાં લેવી એમ ફલિત થાય છે”

ઉપર પ્રમાણે પંચે **क्षये पूर्वा०**નો જે અર્થ કર્યો છે તેજ પ્રમાણેનો અર્થ આ. સાગરાનંદસૂરિજી મહારાજ કરે છે અને જૈનસંઘ તેજ પ્રમાણેના અર્થને ઘટાવી પર્વતિથિની વ્યવસ્થા કરે છે. છતાં આ સાગરાનંદસૂરિજીની અર્થ કરવાની પદ્ધતિને ખ્યાલમાં લીધા વિના તેમની રીતિ બરાબર નથી કે સંગત નથી તેવું જે શ્રી પંચે જણાવ્યું છે તે પ્રામાણિક નથી. ખરીરીતે નૈયાયિક શૈલી પ્રમાણે શ્રી પંચે **क्षये पूर्वा०**નો કરેલ અર્થ આ સાગરાનંદસૂરિજી મ ના કરેલ અર્થને પૂર્ણપણે ટેકો આપે છે આમ સ્પષ્ટ એકતા છતાં આ. સાગરાનંદસૂરિજી મહારાજનો અર્થ બરાબર નથી તેવું કથન સદંતર અવ્યાજબી અને ખોટું છે.

૨ ‘**वृद्धौ कार्या तथोत्तरा**’ આ પદમાં આ. સાગરાનંદસૂરિજીને શંકા છે તેવું આ મુદ્દામાં પંચે જણાવ્યું છે તે વ્યાજબી નથી કારણકે આ ચરણને આ સાગરાનંદસૂરિજી મહારાજે પોતાના સમર્થનમાં ઠેરઠેર રજુ કરેલ છે આનેમાટે છઠ્ઠા મુદ્દામાં અમે જણાવી ગયા છીએ અને ફરી જણાવીએ છીએ કે આ પંચનુ લખવું જેમણે જે કહ્યું નથી તેમના નામે તેને રજુ કરવું અને પછી તેનું ખંડન કરવું તે પ્રામાણિક પુરૂષને શોભે તેવું નથી.

૩ આ. સાગરાનંદસૂરિજીએ આ ચર્ચામાં ૪૧ શાસ્ત્રગ્રંથો રજુ કર્યા છે. તેમાં શ્રીપંચે આ આઠમા વિવાદપદમા ૧ હીરપ્રશ્ન. ૨ વિજયદેવસૂર પટ્ટક એ બેનો વિચાર કર્યો છે. તેમાં શ્રીપંચ હીરપ્રશ્નને પ્રમાણિક તરીકે સ્વીકાર કરે છે અને દેવસુરપટ્ટકને અપ્રમાણિક ગણે છે પંચે હીરપ્રશ્નના પાઠના આ સાગરાનંદસૂરિજી મહારાજના અર્થને અવ્યાજબી ઠરાવ્યો છે તે ભૂલભરેલ છે ખરી રીતે આ. સાગરાનંદસૂરિજી મહારાજે કરેલ અર્થને જ તે પાઠમાં રહેલ **त्रयोदशीचतुर्दश्यो** પદ સમર્થન આપે છે તેમજ હીરપ્રશ્નના પાઠને રજુ કરતાં સમજપૂર્વક પાઠમાં રહેલ ‘**विस्मृतौ तु**’ એ પદ પંચ રજુ કરતા નથી કે તેની અર્થઘટના વખતે ધ્યાનમાં લેતા નથી તે વ્યાજબી નથી. વિજયદેવસુરપટ્ટકને એકદમ અપ્રમાણિક કહેવો તે પણ વ્યાજબી નથી કારણ કે વિજયદેવસુરપટ્ટકને અનુરૂપજ વિજયદેવસુર સમાચારી છે.

૪૧ શાસ્ત્ર ગ્રંથોમાંથી ૩૯ શાસ્ત્ર ગ્રંથોનો ( કે જેમાં આગમ ગ્રંથો અને આ. સાગરાનંદસૂરિજીની વસ્તુને સ્પષ્ટ સિદ્ધ કરતા પત્રોનો ) મુદ્દલ વિચાર કર્યા વિના તે ગ્રથોમાં ભગવતીસૂત્ર જેવા ગ્રથો હોવા છતા તે સર્વ માટે 'શ્રી સાગરાનંદસૂરિજીએ જે શાસ્ત્રો રજુ કર્યા છે તે શાસ્ત્રાભાસજ છે' એ મુજબનુ દલીલ વિનાનુ Sweeping Statement કરવુ તે તદ્દન અપ્રમાણિક અને અન્યાયી છે

શ્રી પચના જણાવેલ આ વચન ઉપરથી સ્પષ્ટ થાય છે કે પંચનું માનસ જોઇએ તેવું ઠરેલ ન્યાયી સમજવાળુ કે યોગ્ય નથી અને આથી તેમનો નિર્ણય ભૂલભરેલ છે તે સ્પષ્ટ થાય છે અને તેથી **સાચા નિર્ણયના અપેક્ષિત કોઇપણ પુરૂષને મુદ્દલ આધાર રાખવા લાયક નથી.**

આચાર્ય સાગરાનંદસૂરિજીના ૪૧ શાસ્ત્રોના આધારો અને સેંકડો વર્ષની પરંપરા હોવા છતાં તેને નહિ સ્વીકારનાર પચની પ્રથમ ફરજ છે કે, વિજયરામચંદ્રસૂરિજી ક્ષયે પૂર્વા૦નો જે અર્થ કરે છે તે અને તે અર્થના શા શા શાસ્ત્રાધારો છે તે સર્વ આ નિર્ણયપત્રમાં રજુ કરવા જોઈએ. આ રજુ કર્યા બાદ તેની ચર્ચા કરી નિર્ણય ઉપર આવવું જોઇએ પણ આમાંનુ કાંઇપણ પચે કરેલ નથી તેથી સ્પષ્ટ થાય છે કે **પચનો નિર્ણય પોકળ અને ખોટો છે.**

આ રીતે આપણા નિર્ણયમા આઠમો મુદ્દો અતિ મહત્ત્વનો અને ઉપયોગી છે અને તેનો નિર્ણય બે વિભાગો ઉપર આધાર રાખે છે

**(૧) શાસ્ત્રપ્રમાણ.**

**(૨) વ્યવહાર પરંપરા–જીતાચાર.**

**શાસ્ત્રપ્રમાણમાં શાસ્ત્રોને શાસ્ત્રાભાસ અને અપ્રમાણ પંચે જણાવ્યાં છે, પણ શાસ્ત્રાભાસ અને અપ્રમાણ ઠગવવાના પંચે મુદલ કારણો કે આધારો આપેલા નથી. તે પરથી પંચનો તે નિર્ણય કેવલ ભૂલ ભરેલો છે તે દેખીતુ છે**

(૪) હવે બીજો વિભાગ વ્યવહાર પરંપરા–જીતાચાર છે આ વ્યવહાર-પરંપરાને વિજય દેવસૂરિથી પ્રસિદ્ધ પામેલ અને ત્રણસો વરસથી વિના મતભેદે આચરેલ છે તેમ બને પક્ષોએ અને પચે પણ કબુલ રાખેલ છે. છતાં આટલા લાંબા વખતની વ્યવહાર પરપરાને જીતાચાર ન હોવાનુ પચ જે જણાવે છે તેમા પચની ગભીર ભૂલ છે તે નીચેના કારણોથી સ્પષ્ટ માલમ પડે છે.

(૧) જીતાચાર માટે ચાર અશો જોઇએ તેવું પંચે નિર્ણયમાં જણાવી ચાર અશો પૈકીનો પ્રથમ અંશ "યુગપ્રધાન જેવા આચાર્યનું પ્રવર્તકપણું"

ચાલુ વ્યવહાર પરંપરામાં છે તેવું પંચે ઠરાવેલ છે તે બરાબર છે પણ બાકીના ત્રણ અંશો ચાલુ વ્યવહાર પરપરામાં નથી તેવું પંચે જણાવ્યું છે તે ખરું નથી, કારણ કે યુગપ્રધાન પુરૂષ, (૧) કારણ વીના પ્રવર્તન (૨) ધર્મશાસ્ત્ર સાથે વિરોધ, કે (૩) સવિજ્ઞ ગીતાર્થ પુરૂષો જેનો નિષેધ કરે તે રૂપ વીપરિત ત્રણ અશોવાળી પ્રવૃત્તિ કદાપિ કરેજ નહીં. અને જે આવી પ્રવૃત્તિ કરે તે યુગ પ્રધાન કહેવાય જ નહિ. માટે વિજયદેવસૂરિજીને યુગપ્રધાન સ્વીકારનાર પચે તેમનાથી નીકળેલ વ્યવહાર પરંપરામાં બીજા ત્રણ અંશો (૧) ન્યાય અને પુરાવાની રીતિએ સ્વીકારી ( Presume કરી ) ચાલુ વ્યવહાર પરપરાને જીતાચાર ગણવી જોઇતી હતી

(૨) આ વિજયરામચદ્રસૂરિજી આ *ત્રણ અશો ચાલુ વ્યવહારપરંપરામાં નથી તેવું કહેતા (Allege કરતા ) હોય તો ન્યાય અને પુરાવાની રીતિએ તેવું સાબીત કરવાનો બોજો આ. વિજયરામસૂરિજી ઉપર પચે નાખવો જોઇએ. પણ પચે તેવું કરેલ નથી જેમાં તેમણે ભારે ભૂલ કરેલી છે

(૩) તેમજ વળી ત્રણ અશો ચાલુ વ્યવહારપરંપરામાં નથી તેવુ પચ જણાવે છે પણ તેનાં કાંઈપણ કારણો પચ તેમના નિર્ણયમાં જણાવતા નથી તે ઉપરથી પણ નિર્ણય ભૂલવાળો છે તેવું નિકળે છે.

(૪) આવી ત્રણસો વરસોની ( Long practice of 300 years ) અને વલી તે યુગપ્રધાન પુરૂષથી પ્રવર્તેલ ચાલુ પ્રણાલિકાને ફેરવવા કે તે વ્યાજબી નથી તેમ ઠરાવવા માટે ઘણાજ સબલ કારણો જણાવવા જોઇયે પણ પચે તેવું કાંઈપણ જણાવેલ નથી

**ઊપરના કારણોથી પંચે જે ચાલુ વ્યવહાર પરંપરાને-જીતાચાર નથી તેવું ઠરાવેલું છે તે દેખીતું ગેરવ્યાજબી અને ખોટું છે તેવું સ્હેજમાં જણાઇ આવે છે.**

(૧૨) નવમું વિવાદપદ ખરી રીતે બીનજરૂરી છે કારણકે ક્ષયે પૂર્વા૦ નો અર્થ શ્રી પંચે કરેલો છે તે રીતે કરવામાં આવે તો બારપર્વની અખડિતતા જળવાઇ રહેતી નથી બારપર્વની અખડિતતાને ખડિત કરવી અને તે ખડિ તતામાં શો દોપ છે તે શાસ્ત્રમાથી બતાવો તેમ પ્રશ્નપૂર્વક પચનુ જણાવવું તે 'ચોર કોટવાળને દડે', તેના સમાન છે. તેમજ સેકડો વર્ષથી ચાલેલ આચાર

---

* ( Because according to the principle of the logic and of the law ennuncieated even in the Indian Evidence Act Section 114 (three anshas-ત્રણ અશો) must be presumed to exist unless proved otherwise by the party so alleging.)

પ્રણાલિકાને ફેરવવાથી કોઇપણ જાતનો વિશિષ્ટ લાભ કે સમર્થન નિર્ણયમાં આપવામાં આવેલ નથી તેમજ તેનો કોઈપણ આધાર નિર્ણયમાં જણાવવામાં આવ્યો નથી

શાસ્ત્રની વિચારણા બાદ તિથિચર્ચાનો નિર્ણય કોઇ યોગ્ય પુરૂષ દ્વારા લાવી સંઘમાં શાંતિ સ્થાપવાનો જે શુભ આશય હતો તે શુભ આશય તો દૂર રહ્યો પણ નિર્ણયની જેમ જેમ વિચારણા કરવામા આવે તેમ તે નિર્ણય તિથિ ચર્ચાના ઉકેલને તો લાવી શકતો નથી પરતુ બીજાં અનેક ક્લેશો રજુ કરે છે.

અમદાવાદ — વકીલ છોટાલાલ ત્રીકમલાલ પારેખ.
તા. ૧૫-૧-૪૫ — સમેતશિખરની પોળ-અમદાવાદ.

## *પ્રસિદ્ધ પંડિત તુલાકૃષ્ણઝા શાસ્ત્રીની નિર્ણયઉપર કરેલ સમીક્ષા

ડૉ. પી. એલ. વૈદ્યના નિર્ણયની પ્રસિદ્ધ વિદ્વાન તુલાકૃષ્ણઝાએ (શર્મા) (ન્યાય-વ્યાકરણાચાર્ય સાહિત્ય શાસ્ત્રીએ) ખુબજ દલીલ અને તુલના પૂર્વક સસ્કૃતમાં સુંદર સમીક્ષા કરી છે અને તેનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ સંશોધક પં લાલચંદ ભગવાનદાસ ગાંધીએ [ અર્ધ માગધીના મુંબઈ યુનિવર્સિટીના પોષ્ટ ગ્રેજ્યુએટ અધ્યાપકે ] કરેલ છે જે તટસ્થ વાંચકને નિર્ણયની પોકળતા અને શાસ્ત્રાનુલક્ષી પરંપરાની સત્યતાને સુંદર રીતે સમજાવે છે માટે તેનું સંક્ષિપ્ત અવતરણ નીચે આપવામાં આવે છે.

૧ ડૉ પી એલ વૈદ્યની ક્ષયે પૂર્વાની કરેલ વ્યાખ્યા **મતાનુજ્ઞાનિગ્રહ ૨ પૂર્વાપર વિરૂદ્ધતા, ૩શબ્દાનનુગણ્ય ૪ આગમાનુસારિ મતપ્રવેશ** સ્વસિદ્ધાંત ભગ વિગેરે દોષોવાળી છે

---

* વીરશાસન વર્ષ ૨૨ અક ૨૯ પૃષ્ઠ ૩૩૦ મા પ્રસિદ્ધ પડિત તુલાકૃષ્ણ માટે જામનગરમા શેઠ પોપટલાલ ધારશીભાઈના લક્ષ્મીઆશ્રમમા નોકરી કરતા એક પડિત કે જેમનુ નામ તુલાકૃષ્ણઝાશર્મા છે તેમની પાસે.. '.

આ લખાણ લખવામા આવ્યુ છે તે વીરશાસન અને આ. વિજયરામચંદ્રસૂરિજીના માનસને જણાવે છે માણસની કિંમત પગાર અને દેખાવ કરતા તેની આવડત ઉપર રહેલ છે. આજે ૧૦૦-૧૫૦ ના પગારદાર પડિતો આગળ માસિક ૧૦૦૦ થી વધુ મેળવનાર ગ્રેજ્યુએટ વિદ્વાનો અમદાવાદમા બ્રહ્મચારિનીવાડી અને કાશીવિશ્વનાથ વિદ્યાલયમાં અભ્યાસ કરે છે ખરેખર દુઃખ થાય છે કે પડિતજીથી ૧૦૦મા ભાગની યોગ્યતા પણ ન ધરાવનાર પડિતજીની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા બેસે છે જે ખુબ શરમ જનક છે.

એવી રીતે **ત્રીજો હેતુ પણ અસિદ્ધ** જ છે, કારણકે-એક પણ વિરુદ્ધ ઉક્તિ જોવામાં ન આવતી હોવાથી વિરુદ્ધ ઉક્તિની બહુલતાનો સર્વથા અસંભવ છે. આથી જ કઈ વિરુદ્ધ ઉક્તિનો પરિહાર અમ્હારે કરવો ? એથી તે હેતુ ઉપેક્ષણીય જ છે.

**ચોથો હેતુ** પણ તેવી જ રીતે **અસિદ્ધ** છે કારણ કે–'બરાબર આગમને અનુસારે' 'પૂર્વાચાર્યની પરંપરા પ્રમાણે પ્રવર્તવું જોઈએ' 'ઉત્સૂત્રની પ્રરૂપણાથી અનંત સંસારની વૃદ્ધિ થતી હોવાથી' એ વગેરે દ્વારા યુક્તિ જ દર્શાવી છે

**પાંચમો** હેતુ પણ તેવી રીતે **અસિદ્ધ** છે, કારણ કે,–'દુર્જન તુષ્ટ થાઓ' એવા ન્યાયવડે બીજાનો પક્ષ સ્વીકારીને પણ બીજું સમાધાન આપવું–એ શાસ્ત્રકારને સંમત છે.

**છઠ્ઠો** હેતુ પણ તેવી રીતે **અસિદ્ધ** છે, કારણ કે–શાસ્ત્રને અને પરંપરા –વ્યવહારને ન માનનારા તેવા પ્રકારના કદાગ્રહી શિષ્યને કેદખાનામા નાખવામાં અશક્ત એવા ગુરુથી શાપ આપવા સિવાય બીજુ શું કરી શકાય ? એ મનમાં વિચારવા જેવું હોવાથી, શાપ આપવો પણ દૂષિત ન ગણાય–એ તો મધ્યસ્થના સંતોષ માટે જણાવાય છે વાસ્તવિક રીતે તો પાપ આચરતા શિષ્યને ઉન્માર્ગથી અટકાવનારા ગુરુઓ જો એમ પ્રતિપાદન કરે કે–'પાપ કરીશ, તો તું નરકમાં પડીશ' તો તે શાપ આપનારા ન કહેવાય, પરંતુ ઉપદેશ આપનારા જ કહેવાય. એથી પ્રસ્તુત ગ્રથમાં શાપ દેવાનું કહેવું તે અજ્ઞાન મૂલક છે,

એવી રીતે **સાતમો હેતુ** પણ **અસિદ્ધ** જ છે, કારણકે અષ્ટમીની વૃદ્ધિમાં બીજી અષ્ટમીને ગ્રહણ કરવી, અને પૂર્ણિમાની વૃદ્ધિ હોય ત્યારે બીજી પૂર્ણિમાને ગ્રહણ કરવી–એવું આ ગ્રંથમાં પોતાના અભિમત તરીકે કોઈ પણ સ્થળે સ્વીકાર્યું નથી. આથી જ ત્યાં હીરપ્રશ્નના બીજા પ્રકાશના વચનને ઉદ્ધૃત કરીને 'તેથી ઔદયિકી જ તિથિ સ્વીકારવી; બીજી નહિ, એ પ્રમાણે ઉપસંહાર કર્યો છે જો પૂર્ણિમાની વૃદ્ધિમા બીજી પૂર્ણિમાને ગ્રહણ કરવી પોતાને અભીષ્ટ હોત તો 'બીજી જ તિથિ સ્વીકારવી' એવી રીતે જ ઉપસંહાર કરત તથા સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસનુ વચન ત્યા જ આગળ ઉદ્ધૃત કરીને–આ કથનદ્વારા આ કહ્યું કે'–'**સૂર્ય ઉગવાની વેળાએ તિથિ હોય, તે જ માનવી, બીજી નહિ.**' એ પ્રમાણે ઉપસંહાર કર્યો છે, નહિ તો, અહિ પણ 'બીજી તિથિ માનવી' એવી રીતે જ ઉપસંહાર કરત એ મધ્યસ્થ આંખો મીંચીને વિચારે

જો કે કહેલી રીતે મધ્યસ્થને અભીષ્ટ એવા સાતે હેતુઓનુ અસિદ્ધપણુ દર્શાવ્યું, છતાં નિર્ણયપત્રના ૧૩ મા પૃષ્ઠમા રહેલ–'આચાર્ય શ્રીવિજયરામચન્દ્ર-સૂરિજી પણ આના પ્રામાણ્યની શંકા કરે છે' આ આઠમા હેતુનું અસિદ્ધપણું

ને' દર્શાવ્યું નથી; તો પણ તે (આઠમા હેતુ)નું અસિદ્ધપણું અમારી દર્શાવેલી દિશાએ મધ્યસ્થે પોતાની મેળે જ વિચારી લેવું જોઇએ. લેખના વિસ્તારના ભયથી વિરમવામાં આવે છે.

## નિર્ણયપત્રકની અપ્રમાણિકતાના હેતુઓ

અહિં આ પણ નિર્દેશ કરવાનો છે કે, શ્રીવિજયદેવના મતપત્રકને અપ્રામાણિક ઠરાવવા માટે કલ્પેલા મધ્યસ્થના અભીષ્ટ હેતુઓમાંથી બીજા અને છઠ્ઠા હેતુ સિવાયના બાકીના પાંચે હેતુઓ **મધ્યસ્થ**ના આ **નિર્ણયપત્ર**મા વિદ્યમાન હોવાથી તેનુ જ અપ્રમાણિકપણુ તે જ માર્ગે પ્રાપ્ત થાય છે તે દર્શાવવામા આવે છે—

જો ચારપત્રવાળા (ગ્રંથ–લેખ)નું પ્રામાણ્ય ન જ થાય તો અમુક પત્રવાળાનુ જ પ્રામાણ્ય મધ્યસ્થે સ્વીકારવું જોઇએ તેમાં નિર્ણય કરનાર પ્રમાણનો અભાવ હોવાથી સોળ–પત્રવાળાનું પણ પ્રામાણ્ય ઘટી શકે નહિ. 'ચારપત્રવાળો હોવાથી' એવા પહેલા હેતુ જેવો 'સોળપત્રવાળો હોવાથી' એવો પહેલો હેતુ આમાં વિદ્યમાન છે.

તથા નિર્ણયપત્રના **૧૧** મો પૃષ્ઠમાં–"તે તિથિ વૃદ્ધ ગણાય કે જે બેવાર સૂર્યોદયને સ્પર્શે, એમ થતાં ઔદયિકી બે તિથિઓનો સંભવ હોવાથી બે પક્ષોનો સંભવ છે, બે પક્ષોનો સંભવ હોવાથી તેમાંથી કઇ તિથિએ આરાધના કરવી જોઈએ? એવો સંદેહ ચિત્તને આકુલ કરે છે." એવા ઉલ્લેખદ્વારા આરાધન કરવા યોગ્ય તિથિ સંબંધમાં સંદેહ પહેલાં કહ્યો; ત્યારપછી ત્યાં જ ૧૫ મા પૃષ્ઠમાં જ વૃદ્ધિ તિથિ બેવાર ઉદયને સ્પર્શ કરે છે, એથી **કઈ તિથિ ઔદયિકી છે?** એવો સંદેહ થતાં–એ વગેરે ઉલ્લેખવડે ઔદયિકી તિથિ સંબંધમાં સંદેહ કહ્યો; એથી એવી ઉક્તિ સ્પષ્ટ જ **પૂર્વાપર–વિરૂદ્ધ** છે આ સંબંધમાં આ પ્રમાણે વિચારવું જોઇએ 'વૃદ્ધ તિથિ બે વાર ઉદયને સ્પર્શ કરે છે'–એવા કથન વડે વૃદ્ધ તિથિ બંનેના ઔદયિકીપણાનો નિશ્ચય થતાં તે જ તિથિમા તેના જ ઔદયિકીપણાનો નિશ્ચય, તે તિથિમાં તેના ઔદયિકીપણાના સંશયનો પ્રતિબંધક હોવાથી તેવા પ્રકારના સંશયની ઉત્પત્તિ ન થઇ શકે, છતા 'કઈ ઔદયિકી તિથિ છે?' એવી સંદેહવાળી ઉક્તિ, મધ્યસ્થના જ સૂક્ષ્મ સંસ્કૃત અભ્યાસના અભાવને પ્રકાશિત કરે છે. એવી રીતે ક્ષીણ અષ્ટમી પર્વતિથિનાં સ્થળમાં 'શ્રી જૈનસંઘ આરાધન માટે ઔદયિકી તિથિની અપેક્ષા રાખે છે.' એવો સિદ્ધાંત કર્યા પછી, પૂર્વ તિથિ સપ્તમીમા ઔદયિકીપણું કરીને આરાધન કરવું જોઇએ' એવી રીતે પહેલાં કહ્યા પછી પૂર્ણિમા પર્વતિથિના ક્ષય–પ્રસંગમાં 'યથારુચિ અનુષ્ઠાન કરવું જોઇએ.' એવી ઉક્તિથી સ્પષ્ટ જ

પૂર્વાપર-વિરૂદ્ધ છે. એવી રીતે **પરસ્પર-વિરૂદ્ધ** ઉક્તિઓની બહુલતા હોવાથી ત્રીજો હેતુ પણ આમાં છે.

એવી રીતે પંચમીનું સામાન્ય પર્વતિથિપણું વિનષ્ટ કરવામાં, તથા શ્રી વિજયદેવસૂરિજીમાં જીતવ્યવહારના પ્રવર્તક તરીકેની સિદ્ધિ માટે અપેક્ષિત એવા બાકીના ત્રણ અંશો ન હોવામાં, અને બીજાં પણ અનેક સ્થળોમાં યુક્તિ ન દર્શાવેલી હોવાથી **યુક્તિ-રિક્ત** નામનો ચોથો હેતુ પણ આમાં છે જ.

એવી રીતે 'क्षये पूर्वा तिथिः कार्या' એ શાસ્ત્રની 'ક્ષય હોય ત્યારે પૂર્વ-તિથિ કરવી-પૂર્વતિથિમાં આરાધન કરવું જોઇએ.' પહેલાં વ્યાખ્યા કર્યા પછી, આ શાસ્ત્રવડે પૂર્વમા રહેલી સપ્તમી વગેરેમાં અષ્ટમી 'કરવામાં આવે છે.' એવી રીતે કથન કરવાથી 'આ શાસ્ત્ર પર્વતિથિનું વિધાન કરનાર છે.' એવા પ્રકારના આગમાનુસારિ પક્ષનો સ્વીકાર કર્યો હોવાથી **પરાભિમત-પક્ષાભ્યનુજ્ઞ** નામનો પાંચમો હેતુ પણ આમા ઘટે છે.

તથા 'શ્રી જૈનસંઘ આરાધન માટે ઔદયિકી તિથિની અપેક્ષા રાખે છે.' એવી રીતે પોતે સ્વીકાર્યા પછી પૂર્ણિમાના ક્ષય-પ્રસંગમાં 'રુચિ પ્રમાણે અનુ-ષ્ઠાન કરી શકાય' એવું કથન કરવાથી **સ્વાભ્યુપગમ-વિરૂદ્ધ** નામનો સાતમો હેતુ પણ આમાં ઘટે છે.

એવી જ રીતે 'આચાર્ય શ્રીવિજયરામચંદ્રસૂરિજી પણ આના પ્રામાણ્યની શંકા કરે છે' એવા આઠમા હેતુના સ્થાનમાં પણ **શાસ્ત્ર અને પરંપરા-વ્યવહારને અનુસરનારા સર્વે આચાર્યો આ નિર્ણયપત્રના પ્રામાણ્ય તરફ શંકા કરે છે.** એવા પ્રકારનો જ હેતુ ગ્રહણ કરવો જોઇએ એવી રીતે સર્વ પ્રકારે શોભે છે

એ પ્રમાણે વિજયદેવના મતપત્રકનું અપ્રામાણ્ય દૂર કરીને, તેનુ પ્રામાણ્ય વ્યવસ્થાપિત કરી, "પર્વતિથિની વૃદ્ધિ ટીપણા દ્વારા જોવામાં આવતાં વાસ્તવિક રીતે અપર્વતિથિની જ વૃદ્ધિ કરવી જોઇએ" એ વિષયમાં સાક્ષાત્ જ પ્રમાણ દર્શાવવામા આવેલ છે. તેથી "ટીપણામાં પર્વતિથિનો ક્ષય અથવા વૃદ્ધિ જોવામાં આવતાં વાસ્તવિક રીતે અપર્વતિથિઓનો જ ક્ષય અથવા વૃદ્ધિ કરવી જોઇએ" એવો અર્થ, પૂર્વે કહેલાં અનેક શાસ્ત્રોથી સાક્ષાત્ અથવા અર્થાપત્તિદ્વારા સિદ્ધ કરવામાં આવ્યો છે.

૭ 'वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः' એ પ્રમાણે મનુએ સ્થાપેલ સદાચારનું પ્રામાણિકપણું જીતાચારને ઉડાવવા મથતા મધ્યસ્થે ઉડાવ્યું છે વિજયદેવસૂરિની સમાચારી જીતવ્યવહાર સિદ્ધ છે અને તે ધર્મશાસ્ત્ર અને વ્યવહારથી પરિપુષ્ટ છે.

# ઉપસંહાર.

અનેક શાસ્ત્રોવડે અને જીતવ્યવહારવડે પર્વતિથિઓની વૃદ્ધિ અને ક્ષયના પ્રસંગે વાસ્તવિક રીતે તેની પહેલાની અપર્વતિથિઓની જ વૃદ્ધિ અને ક્ષય કરવા જોઇએ, પર્વતિથિઓને આરાધન કરવા માટે જેમ હોય તેમજ (વૃદ્ધિ કે ક્ષય કર્યા વિના-અખંડિત) રહેવા દેવી જોઈએ. એ **આગમને અનુસરનાર મતની વ્યવસ્થા છે.**

તથા '**क्षये पूर्वा तिथिः कार्या**' એ વાચક-મુખ્ય ઉમાસ્વાતિજીના પ્રઘોષ **તરીકે** પ્રસિદ્ધ વચનની શાસ્ત્ર અને જીતવ્યવહારથી સિદ્ધ વ્યાખ્યા આગમાનુસારિ મતમા આ પ્રમાણે સિદ્ધ થાય છે-"પર્વતિથિઓનો ક્ષય પ્રાપ્ત થાય ત્યારે પૂર્વા=**તિથિ**, તિથિ.=**પર્વતિથિ**, કાર્યા=**કરવી જોઇએ.** અર્થાત્ ટીપણા (પંચાંગ)માં જે પૂર્વતિથિ ઔદયિકી હોય, તેના સ્થાનમા ક્ષયરૂપ પર્વતિથિને ઔદયિકી કરવી જોઇએ"

આ શાસ્ત્રવડે સપ્તમીને અષ્ટમી કરતાં મધ્યસ્થે પણ આ વ્યાખ્યા જ સ્વીકારી છે, એટલું જ કહેવાનુ અહિં નથી, પરંતુ પર્વતિથિના ક્ષયવાળા સ્થળમાં આ શાસ્ત્રવડે ક્ષયરૂપ પર્વતિથિને પૂર્વતિથિમાં ઔદયિકી કરીને, પૂર્વતિથિનું અનૌદયિકીપણું જ સાધ્યું છે, એ રીતે 'આરાધન માટે પર્વતિથિનો અક્ષય, અને વાસ્તવિક રીતે પહેલાની અપર્વતિથિનો ક્ષય કરવો જોઇએ'-એ પ્રમાણે આગમાનુસારિ મતને જ સ્થાપિત કર્યો છે એથી 'શ્રીવિજયરામચંદ્રસૂરિજીનો મત મધ્યસ્થે સ્થાપિત કર્યો છે' એવો પ્રવાદ વિદ્વાનોની મંડળીઓમાં અયથાર્થ જ છે, એ સાચુ છે—એ પણ [કહેવાનું છે]

એવી જ રીતે '**वृद्धौ कार्या तथोत्तरा**' એ અંશનો પણ અર્થ આવો કરવો જોઇએ-"ટીપણા (પંચાંગ)માં કોઇપણ પર્તતિથિની વૃદ્ધિ જોવામાં આવતાં, ઉત્તરા=બીજી તિથિને જ તથા=પર્વતિથિ કરવી જોઇએ"-ટીપણાને અનુસારે બંને સ્થળે પર્વતિથિ પ્રાપ્ત થતાં નિયમન કરનાર આ શાસ્ત્ર છે-એમ સિદ્ધ થાય છે

ટીપણા(પંચાગ)માં પર્વતિથિ અષ્ટમીનો ક્ષય પ્રાપ્ત થતા. તેની પહેલાની સપ્તમીમા તે શાસ્ત્રવડે, ક્ષયરૂપ પણ અષ્ટમીના ઔદયિકીપણાનું વિધાન કરવાથી, સપ્તમીનું જ અનૌદયિકીપણુ થતા વાસ્તવિક રીતે એ સપ્તમીનો જ ક્ષય સિદ્ધ થયો, એવી રીતે જ ટીપણા(પંચાંગ)મા અષ્ટમીની વૃદ્ધિ જોવામા આવતાં બીજી જ પર્વતિથિ હોવાથી, અને પહેલી અપર્વતિથિ હોવાથી, તેમા અપર્વ સપ્તમી તિથિનું જ ઔદયિકીપણુ હોવાથી વાસ્તવિક રીતે સપ્તમીની જ વૃદ્ધિ સિદ્ધ થઈ એવીરીતે બીજી પર્વતિથિ સંબંધમા પણ સમજવું જોઇએ

તથા પર્વ પછી તરત જ આવતી પર્વતિથિઓ પૂર્ણિમા વગેરે ક્ષય પામેલી પ્રાપ્ત થાય, ત્યારે તે તિથિઓ પણ પર્વતિથિ હોઈ નિયત આરાધ્ય હોવાથી, ટીપણામાં આવેલી પહેલાં રહેલી ચતુર્દશીએ તે જ શાસ્ત્રવડે પૂર્ણિમાને ઔદયિકી કરી આરાધન કરવું જોઇએ, અને ટીપણામાં આવેલી ત્રયોદશીએ (તેરશે) તે જ શાસ્ત્રવડે ચતુર્દશીને ઔદયિકી કરી તેનુ આરાધન કરવું જોઇએ.

એવી રીતે પૂર્ણિમા વગેરેની વૃદ્ધિ હોય ત્યારે પાછળની તિથિએ પૂર્ણિમાનું અને પહેલી તિથિએ ચતુર્દશીનું આરાધન કરવું જોઇએ તેમ કરતાં વાસ્તવિક રીતે ત્રયોદશીનીજ વૃદ્ધિ થઈ. એવી જ રીતે ભાદ્રપદ શુકલપંચમીને પણ પર્વ પછી તરતજ આવેલી પર્વતિથિરૂપે સ્વીકારવી જોઇએ; એથી તેનો ક્ષય કે વૃદ્ધિ આવે તો વાસ્તવિક રીતે તૃતીયાનો જ ક્ષય કે વૃદ્ધિ કરવી જોઇએ તેથી પર્વ પછી તરતજ આવતી પર્વતિથિની ક્ષય કે વૃદ્ધિ જોવામાં આવે ત્યારે ખરીરીતે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની જ ક્ષય અને વૃદ્ધિ કરવી જોઇએ–આ તો આ શાસ્ત્રનો તાત્પર્યાર્થ છે. કલ્યાણકતિથિઓ પર્વતિથિ હોવા છતાં પણ તેની વૃદ્ધિ કે ક્ષયના પ્રસંગે સર્વત્ર આ શાસ્ત્રનો ઉપયોગ ન જ કરવો જોઇએ, પરંતુ બહુ વ્યવહારમાં આવેલી પર્વતિથિમાં જ ઉપયોગ કરવો જોઈએ.

શાસ્ત્ર–સિદ્ધ અને આથી જ આજ સુધી અનેક મહાપુરુષોએ આચરેલી શ્રીદેવસૂરિની સમાચારીનું જીતવ્યવહારથી સિદ્ધ પ્રમાણિકપણું અવશ્ય શ્રીસંઘે સ્વીકારવું–માનવું જોઇએ લોકોત્તર વિષયમાં, ચંડાંશુચંડુ પંચાંગનું પ્રમાણુ શ્રીસંઘને અનુમત ન હોવાથી, તેનું પ્રામાણિકપણુ જીતવ્યવહારથી સિદ્ધ થતું નથી–મત્સરરહિત સુજ્ઞો એ વિચારણાની સમાલોચના કરે.

## ડૉ. પી. એલ. વૈદ્ય મધ્યસ્થજ નથી.

બંને પક્ષ અને પ્રતિપક્ષનું સ્વરૂપ જાણી લીધા પછી પર્વતિથિયોના અથવા પર્વ પછી તરત જ આવતી પર્વતિથિના વૃદ્ધિ અને ક્ષય પ્રસંગે શ્રીજૈનાગમને અનુસારે તેની આરાધના માટે કઇ તિથિ સ્વીકારવી જોઇએ? તથા તેને પર્વતિથિ તરીકે સ્વીકારીને કે ન સ્વીકારીને તે આરાધવી જોઇએ? એના નિર્ણય માટે જ મધ્યસ્થનો સ્વીકાર કર્યો હતો.

મધ્યસ્થે પણ નિર્ણયપત્રના પહેલા પત્રમાં જ તે કથન કર્યું છે કે–"જયારે જોધપુરના ચંડાશુચંડુ પંચાંગમાં તિથિયોનો, ખાસ કરીને પર્વતિથિયોનો ક્ષય અથવા વૃદ્ધિ પ્રાપ્ત થાય, ત્યારે આરાધના માટે કઇ તિથિ સ્વીકારવી જોઇએ ?" આ વિષયને ઉદ્દેશી ઉપર જણાવેલા બંને આચાર્યો (શ્રી સાગરાનંદસૂરિજી અને વિજયરામચંદ્રસૂરિજી)નુ જૂદા પ્રકારનું જ પ્રસ્થાન પ્રકટ થયું, તેથી આ વિષ-

યમાં આગમ વગેરે શાસ્ત્રોના પર્યાલોચન દ્વારા અને જીતવ્યવહારના સમાલોચન દ્વારા એ બનેમાનુ કયુ પ્રસ્થાન (માર્ગ) પ્રામાણિક અને શાસ્ત્ર-સિદ્ધ છે? એ પ્રશ્નના નિર્ણય માટે અમે પ્રવૃત્ત થયા છીએ."

**એ પ્રમાણે પૂર્વોક્ત વિષયના નિર્ણય માટે પ્રવૃત્ત થયેલા મધ્યસ્થે કલ્પેલાં ૧ થી ૪ વિવાદપદોનો અવકાશ પક્ષ કે પ્રતિપક્ષમાં જોવામાં આવતો નથી** કારણકે–'જોધપુરી ચડાંશુચડુ પચાગમા' એ પ્રમાણે કથન કરેલા પ્રશ્નવચન દ્વારા જ આગમ-પરંપરાથી પ્રાપ્ત જૈન ટીપણા (પચાંગ)નો સતત પરંપરાથી સઘવડે ઉપયોગ કરાતો નથી–એ સિદ્ધ જ છે; જો તેવા પ્રકારના જૈન પચાગનો ઉપયોગ કરવામા આવતો હોત, તો ચડાશુચડુ પચાગની વાત પણ શા માટે કરત? એ મધ્યસ્થ સિવાય કોણ નથી જાણતું? આથી પ્રથમ વિવાદપદને અવકાશ નથી એવી રીતે હોવાથી 'તેવા પ્રકારનુ જૈન પચાગ છે? એવો પ્રશ્ન પણ મધ્યસ્થ સિવાય કોઈને પણ સભવતો નથી. એથી બીજા વિવાદપદને પણ અવકાશ નથી એ જ પ્રમાણે 'ચંડાંશુચડુ પચાંગમા' આવા કથનવડે જ **ચંડાશુચડુ** પચાંગનો જ કઇક ઉપયોગ હાલ શ્રીસઘદ્વારા કરાય છે. એ પણ સિદ્ધ છે–એથી એ પ્રશ્ન પણ તેવા જ પ્રકારનો હોવાથી ત્રીજા વિવાદપદને પણ અવકાશ નથી તથા 'ચંડાંશુચડુ પચાગમાં તિથિઓના ખાસ કરીને પર્વતિથિઓના વૃદ્ધિ કે ક્ષય પ્રાપ્ત થાય'– એ કથનવડે એ પચાગમા તિથિના વૃદ્ધિ અને ક્ષય સિદ્ધ જ છે એથી ચોથા વિવાદપદને પણ અવકાશ નથી.

તિથિઓની વૃદ્ધિ અને ક્ષયના પ્રસગે તેના આરાધન વગેરે માટે નિર્ણય કરનાર "**क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा।**" વાચક-મુખ્ય ઉમાસ્વાતિજીના પ્રઘોષ તરીકે પ્રસિદ્ધ વચનરૂપ એ શાસ્ત્ર સર્વ પક્ષવાળાઓએ અને પ્રતિપક્ષીઓએ સ્વીકાર્યું છે જ. એથી **પાચમા વિવાદપદમાં** કરેલ પ્રથમ પ્રશ્નને અવકાશ નથી એવી રીતે આ પાચમા વિવાદ-પદમા બીજા ત્રીજા પ્રશ્ન વિષયમાં પણ; જો કે તે વચનના પ્રથમ ચરણની વ્યાખ્યા–"ક્ષય હોય ત્યારે પૂર્વતિથિ કરવી–પૂર્વતિથિમા તેનુ આરાધન કરવું જોઇએ"–એવી નિર્ણયાત્મિકા વ્યાખ્યા દર્શાવી છે, તો પણ તે વ્યાખ્યા, 'અપૂર્વ વિધિનું વિધાન કરનાર "**क्षये पूर्वा तिथिः कार्या**" આ શાસ્ત્રવડે ક્ષીણ અષ્ટમી વગેરે તિથિ પૂર્વે–સપ્તમી વગેરેમા કરાય છે'–એવા પ્રકારના મધ્યસ્થે આગળ જણાવેલા મતવ્યને અનુકૂળ થતી નથી કારણ કે–'જો આ વચન પર્વતિથિનુ વિધાન કરનાર છે' એવુ મધ્યસ્થને અભીષ્ટ હોય તો 'પૂર્વતિથિએ તેનુ આરાધન કરવુ જોઈએ' એવી રીતે કરાયેલી એ વચનની વ્યાખ્યાદ્વારા આરાધનના જ વિધાનની પ્રાપ્તિ થતી હોવાથી તેનુ પર્વતિથિનું વિધાયકપણુ ઘટી શકતું નથી. હવે પર્વતિથિનું

વિધાન કરનાર છે-એવા અભિપ્રાયથી "પૂર્વ તિથિને પર્વતિથિ કરવી જોઇએ." એવી રીતે જો વ્યાખ્યા કરવામાં આવે તો 'પૂર્વ તિથિમાં તેનુ આરાધન કરવું જોઇએ.' એવીરીતે મધ્યસ્થે કરેલી પહેલી વ્યાખ્યા સાથે વિરોધ થાય છે-એ રીતે મધ્યસ્થે પહેલાં કહેલ બે પ્રકારના વાક્યદ્વારા એક પણ વ્યાખ્યા નિશ્ચિત કરવી અશક્ય જ થાય છે એવી રીતે 'ઉમાસ્વાતિજીના વચન તરીકે પ્રસિદ્ધ ઉપર્યુક્ત અર્ધા શ્લોકને ઉદ્દેશી ઉપર્યુક્ત બને આચાર્યોને તિથિ-ક્ષય-વૃદ્ધિ વિષયમાં મોટો મતભેદ પ્રકટ થયો' એવું મધ્યસ્થે પ્રથમ કથન કરી, એ વચનને ઉદ્દેશી ઉત્પન્ન થયેલા બે મતમાં કયો તાત્ત્વિક રીતે શ્રેષ્ઠ છે ? એનો નિર્ણય પણ, મધ્યસ્થ તે વચનની વ્યાખ્યાનો નિર્ણય કરે ત્યારે સંભવે છે, પરંતુ ઉપર કહેલી રીતે તેનો નિર્ણય ન થતાં મધ્યસ્થમાં નિર્ણાયકપણુ નથી-એ વિદ્યાથી વિશુદ્ધ હ્રદયવાળા વિદ્વાનો વિવેચન કરો

તે કારણથી; આ શાસ્ત્રવડે 'સપ્તમી વગેરેમા ક્ષીણ અષ્ટમી વગેરે તિથિ કરાય છે.' એવા મધ્યસ્થના વાક્ય વડે પર્વતિથિને સ્વીકારીને અને 'ક્ષય હોય ત્યારે પૂર્વતિથિમાં તેનુ આરાધન કરવું જોઇએ' એવા વચનથી મધ્યસ્થે કરેલી વ્યાખ્યાદ્વારા પર્વતિથિને સ્વીકાર્યા સિવાય, એવી રીતે બને વિષયની પ્રાપ્તિ થવાથી 'પર્વતિથિને સ્વીકારીને કે ન સ્વીકારીને તેનું આરાધન કરવું જોઇએ ?' એ વિષયમાં મધ્યસ્થને પણ સંમોહ જ છે. એમ સિદ્ધ થાય છે

એવી રીતે **છઠ્ઠો વિવાદ વિષય**-"જૈનાગમો અને જૈનશાસ્ત્રોમાં આ શાસ્ત્રને ઉદ્દેશી તિથિઓનો પર્વ, અપર્વરૂપ વિભાગ નથી જ"-એવો મધ્યસ્થનો નિર્ણય પણ પોતાના મતવ્યને અનુકૂળ થતો નથી, કારણ કે મધ્યસ્થના આ નિર્ણય વડે 'પર્વ અને અપર્વ સાધારણ તિથિના વૃદ્ધિ અને ક્ષયના પ્રસંગે આનો ઉપયોગ કરવો જોઇએ' એ જ સિદ્ધ થાય છે, પરંતુ તેની આગળ પર્વ પછીની પર્વતિથિઓ પૂર્ણિમા વગેરે ક્ષીણ થતાં, તેની પહેલા રહેલી ચતુર્દશી પાક્ષિક માટે ઉપયોગી હોવાથી, તેનુ ( પૂર્ણિમાનુ ) આરાધન-અનુષ્ઠાન ત્રયોદશીએ અથવા પડવે યથારુચિ કરવુ જોઇએ." એવા કથનવડે એ શાસ્ત્રનો તે તે પર્વતિથિઓમા પણ ઉપયોગ જ નથી-એવુ મધ્યસ્થે સિદ્ધ કર્યું, તો પછી સાધારણ તિથિઓની શી વાત ? બહુ કહેવાથી શું ? "સંવત્સરી અને પાક્ષિક પ્રતિક્રમણ એ બે આરાધનાઓ જ તિથિ-નિયત છે" એવા મધ્યસ્થના આગળના નિર્ણય વડે ભાદ્રપદ શુક્લ ચતુર્થી અને ચતુર્દશી એ જ પર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ હોય ત્યારે તે બે નિયત આરાધ્ય હોવાથી પૂર્વતિથિમા, અને ઉત્તરતિથિમા જ તેના આરાધન માટે એ શાસ્ત્રનો ઉપયોગ છે બીજી તિથિઓ ક્ષીણ હોય કે વૃદ્ધિ પામેલી હોય, અને પર્વતિથિ હોય કે અપર્વતિથિ હોય, તો પણ તે અનિયત આરાધ્ય હોવાથી, રુચિ પ્રમાણે અનુષ્ઠાન કરવા યોગ્ય

હોવાથી, તે સર્વ તિથિયોમાં એ શાસ્ત્રનો ઉપયોગ નથી." એ જ મધ્યસ્થને અનુમત હોવાથી સાધારણ પર્વ અને અપર્વતિથિ વિષયવાળું આ વચન બે પર્વતિથિ વિષયના મધ્યસ્થના મતવ્યને અનુકૂળ છે, એવો નિર્ણય કઈ રીતે થઇ શકે ? એ પણ વિચારવા જેવુ જ છે

શ્રીજૈનાગમને અનુસારે જો નિયત આરાધન કરવા યોગ્ય તિથિઓ ન હોય તો અનિયત આરાધવા યોગ્ય હોવાથી, રુચિ પ્રમાણે અનુષ્ઠાન કરવા યોગ્ય હોવાથી, તિથિઓની વૃદ્ધિ અને તેના ક્ષય-પ્રસંગે તેની આરાધના માટે કઈ તિથિ સ્વીકારવી જોઇએ ? એ વિષયમા ભિન્ન પ્રસ્થાન-જૂદુ પ્રયાણ જ ન સંભવે, તો પછી તેવા પ્રકારના મધ્યસ્થના નિર્ણયનો અવસર જ કેવો ? એથી **સાતમા વિવાદપદને** પણ અવકાશ નથી

એવી રીતે કહેલાં વિવાદપદોને અને તેના કેટલાક નિર્ણયોને અવકાશ નથી, અને પોતાના મંતવ્યને પણ અનુકૂળ નથી-એ વ્યવસ્થાપિત કરવામાં આવ્યુ નિર્ણય કરવા યોગ્ય વિષય સાથે સંબંધ ધરાવતું બીજુ પણ, બંને પક્ષોને જે વિવાદાસ્પદ હોય, તેનો જ મધ્યસ્થે નિર્ણય કરવો જોઇએ એથી મધ્યસ્થે કલ્પેલાં તે તે વિવાદ-પદોના વિષયમાં બંને પક્ષવાળાને વિવાદ નથી, અને પૂર્વે કહેલા જે ત્રણ વિષયોમાં વિવાદ છે, તેનો પ્રધાનપણે નિર્દેશ અને નિર્ણય મધ્યસ્થે ન જ કર્યો, એથી અન્ય વિષયના નિર્ણય માટે પ્રવૃત્ત થયેલા. 'ગાય લાવવા કહેવાયેલો મનુષ્ય ઘોડાને લાવતાં જેમ ઉપેક્ષા કરવા યોગ્ય થાય છે' તેવી રીતે ઉપેક્ષા કરવા યોગ્ય મધ્યસ્થ મધ્યસ્થપણાને તજે છે જ. તેથી નિર્ણયપત્રની પત્ર-સંખ્યા પૂરી કરવા માટે, પોતાનુ સંસ્કૃત ભાષાનું અભિજ્ઞ-પણુ દર્શાવવા માટે મધ્યસ્થનો આટલો લેખનો આડંબર થયો છે-એ સાચું છે.

વિશેષમાં શ્રીજૈનાગમોને અનુસારે નિર્ણય કરવાનો છે-એ રીતે નિયમિત થયેલ મધ્યસ્થ, તે જ શ્રીજૈનાગમોનુ અથવા જૈનશાસ્ત્રોનું અપ્રમાણિકપણુ અને શાસ્ત્રાભાસપણુ ઉચ્ચારતાં મધ્યસ્થ પોતાની મર્યાદાનુ ઉલ્લંઘન કરે છે મધ્યસ્થે માત્ર વિજયદેવ સંબંધી મત્ર-પત્રક વગેરેમા જ સંશય કરીને તેનું અથવા તેના જેવા બીજાનુ અપ્રમાણિકપણુ અથવા શાસ્ત્રાભાસપણુ પ્રતિપાદિત કર્યું છે બીજા આગમોનું નહિ,' એમ કહી શકાય તેમ નથી હાલમાં એમનું કથન 'હુ કલિંગમા ગયો જ ન હતો' એ વગેરેની જેમ અપલાપમાત્ર ગણાય નિર્ણયપત્રના ૧૩ મા પૃષ્ઠમાં તેમણે જણાવ્યુ છે કે-"એવી રીતે આચાર્ય શ્રીસાગરાનંદસૂરિજીએ ઉમાસ્વાતિજીના વચનનો પોતાને અભીષ્ટ અર્થ સિદ્ધ કરવા માટે **જે શાસ્ત્રો ઉપસ્થિત કર્યાં, તે શાસ્ત્રા-ભાસ જ છે."** એમ મધ્યસ્થે કહ્યુ છે. અને એવી રીતે આમાં ઉમાસ્વાતિજીના વચનની વ્યાખ્યા માટે પ્રમાણભૂત જે બીજી કોઇ પણ છાપેલી ચોપડીઓ જોઇ,

તે તો આચાર્ય શ્રીસાગરાનંદસૂરિજીએ ઉપસ્થિત કરી ન હતી જ. એમ મધ્યસ્થે પોતે સ્વીકાર્યું હોવાથી, ઉમાસ્વાતિજીના વચનનો પોતાને અભીષ્ટ અર્થ સિદ્ધ કરવા માટે જે શાસ્ત્રો ઉપસ્થિત કર્યા' એવી રીતે કથન કરતાં બહુવચન વડે મતપત્રક સિવાય કયા શાસ્ત્રો વિવક્ષિત છે ? એ વિચાર કરતાં ઉમાસ્વાતિજીના વચનના સાક્ષાત્ અને પરંપરાથી પોતાના ઇષ્ટ અર્થને સાધનાર **નિશીથ-ચૂર્ણિ, તત્ત્વતરંગિણી, હીરપ્રશ્ન, સેનપ્રશ્ન, સ્થાનાંગ, જીતકલ્પભાષ્ય** એ વગેરે જ પહેલા ઉપસ્થિત કરેલાં શાસ્ત્રો ગ્રહણ કરવાં જોઇએ એથી તે સર્વ શાસ્ત્રોનુ શાસ્ત્રાભાસપણુ પ્રાપ્ત થયુ જ !!

બીજુ, જો પહેલા ઉપસ્થિત કરેલાં શાસ્ત્રોનું શાસ્ત્રાભાસપણું મધ્યસ્થે ન કહ્યું હોય, તો તે તે શાસ્ત્રોના ઉદ્ધૃત કરેલા પાઠોનું સમાધાન અથવા તેનો સ્વીકાર કંઇપણ કરેલું જોઇ શકાત; પરંતુ તે તો પદે પદ અવલોકન કરવા છતાં પણ આ નિર્ણયપત્રમાં જોવામા આવતું નથી. આ કારણથી પણ તે સર્વ શાસ્ત્રોનું શાસ્ત્રાભાસપણુ. અથવા અપ્રમાણિકપણું મધ્યસ્થે અવશ્ય કહ્યું છે.

એવીજરીતે નિર્ણયપત્રના ૧૪ મા પૃષ્ઠમા જણાવ્યું છે કે—

"જે **પ્રમાણો**, આચાર્ય શ્રીસાગરાનંદસૂરિજીએ પોતાના મતની સિદ્ધિ માટે સારી રીતે ઉપસ્થિત કર્યાં છે, તે **પ્રમાણભાસ** જ છે." એવી રીતે મધ્યસ્થના કથનના બહુવચન વડે તે સર્વ પ્રમાણો(શાસ્ત્રો)નું અપ્રમાણિકપણું પ્રાપ્ત થયું જ. હવે પોતાના દોષનું પ્રમાર્જન કરવામાં અશક્ત, અને ન્યાયાલયને અનુસરતો માર્ગ દર્શાવનાર મધ્યસ્થ 'અપરાધ કરનાર પોતે જ શંકિત થાય છે.' એવી લોકોક્તિને સાર્થક કરે છે.

એવી રીતે નિર્ણય મોકલવાના નિયમને ન પાળવો, પક્ષ અને પ્રતિપક્ષનો નિર્દેશ ન કરવો, વિદ્વાનોએ ન આચરેલા અપશબ્દો પ્રયોગનો કરવો-એ વગેરે તટસ્થતાનો ભંગ કરનારા કેટલાય દોષો મધ્યસ્થમાં પ્રાપ્ત થયેલા છે, અને તે અન્યત્ર પ્રકાશિત થયેલા છે જ; એથી અધિક દોષો અનેકવાર દર્શાવવાની અહિં આવશ્યકતા નથી.


સંસ્કૃત નિબંધ કર્તા :
**પંડિત શ્રી તુલાકૃષ્ણઝા શાસ્ત્રી**
(ન્યાય-વ્યાકરણાચાર્ય, સાહિત્યશાસ્ત્રી)

અનુવાદક :
**લાલચંદ્ર ભગવાન્ ગાંધી.**
(અર્ધમાગધીના મુંબઇ યુનિવર્સિટીના
પોષ્ટ-ગ્રેજ્યુએટ અધ્યાપક,
જૈન પંડિત પ્રાચ્ય વિદ્યા મંદિર-વડોદરા.)

# ડૉ. પી. એલ. વૈદ્યના નિર્ણયપત્રની સંક્ષિપ્ત સમાલોચના



"[1]तिथिक्षयवृद्धिमुद्दिश्याचार्यश्रीसागरानन्दसूरीणां [3]तथा आचार्यश्री विजयरामचन्द्रसूरीणां [4]विवादे "मध्यस्थस्यनिर्णयपत्रम्" (સંસ્કૃત ટાઈટલ)

"તિથિ ક્ષય વૃદ્ધિ બાબતમાં આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી તથા આચાર્યશ્રી વિજય રામચન્દ્રસૂરિજીના વિવાદમાં "પંચનો ઠરાવ" (ગુજરાતી ટાઈટલ)

૧ પ્રથમ તો આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી અને આચાર્ય વિજયરામચંદ્રસૂરિજી બન્નેએ શેઠશ્રી કસ્તુરભાઈ સાથે મળી તિથિચર્ચાના બીજક તરીકે 'ચંડાંશુચંડુપંચાંગમાં..........કહેવી અને માનવી' આ પ્રમાણે મુસદ્દો તૈયાર કર્યો હતો

જે શેઠશ્રી કસ્તુરભાઈના હાથનો લખેલો છે આ મુસદ્દાને અનુસરી ખરી રીતે 'કઈ તિથિને પર્વતિથિ તરીકે કહેવી અને માનવી' એ શબ્દદ્વારા પર્વતિથિ અંગે મતભેદ હતો છતાં નિર્ણયપત્ર પર્વતિથિ ક્ષય વૃદ્ધિના નિરાકરણનું આપવાને બદલે 'તિથિક્ષય વૃદ્ધિ' નુ નામ રાખી આપ્યો છે

વૃદ્ધિ અને ક્ષય શબ્દનો 'એકશેષ' સમાસ ન થાય છતાં અહિં 'એકશેષ' સમાસ કરવામાં આવ્યો છે, તે પણ ગુજરાતી ઉપરથી આ લખાયેલ હોય તેમ જણાવે છે.

૨ 'सूरीणां' પરસ્પર વિવાદમા સંસ્કૃતભાષામા એકને ત્રીજી વિભક્તિ અને એકને છઠ્ઠી વિભક્તિ વાપરવી જોઇએ પરંતુ આ નિર્ણયપત્રમાં આ સાગરાનંદ સૂરિજી અને આચાર્ય રામચંદ્રસૂરિજી એ બન્ને શબ્દો આગળ છઠ્ઠી વાપરી છે. તે ગુજરાતીભાષાનું અનુકરણ છે અર્થાત્ 'આચાર્ય સાગરાનંદસૂરિજી તથા રામચંદ્રસૂરિજીના વિવાદમાં મધ્યસ્થનો નિર્ણય' આવું ગુજરાતી લખી મોકલેલ તેનો સીધે સીધો આ સંસ્કૃત અનુવાદ છે તેથી બન્નેના નામ આગળ છઠ્ઠી વાપરી છે

૩ तथा—ગુજરાતી ભાષામા સમુચ્ચયને જણાવનાર 'તથા' શબ્દ છે પણ સંસ્કૃતમાં તે પ્રમાણે 'તથા' શબ્દ નથી છતાં અહિં 'તથા' શબ્દ નિર્ણયપત્રના હેડીંગમાં વપરાયો છે તે સીધું સંસ્કૃત નહિ લખતાં ગુજરાતી લખાણના અનુવાદ કરવાથી થયુ હોય તેમ જણાવે છે ' नीलं च तथा च उत्पलं च' એવો સમુચ્ચયમા વિગ્રહ થતો નથી

૪ विवादे આગળ ઉપર નિર્ણયપત્રમાં નિર્ણયકાર લખે છે કે 'બન્ને જિજ્ઞાસુ છે' અને અહિં હેડીંગમા 'विवाद' પદ વાપર્યું છે તે પણ ગુજરાતી

ઉપરથી આ લખાણ લખાયું છે તેમ જણાવે છે. કારણકે વાદ-વિવાદ વિગેરે પદોનો સંસ્કૃતમાં સ્પષ્ટ ભિન્ન અર્થ છે તે સ્પષ્ટ વાત પ્રથમથી સંસ્કૃત લખ્યું હોય તો હેડીંગમાં 'विवाद' શબ્દ ન વપરાત પરંતુ ગુજરાતી બોલીમાં વાદ-વિવાદ કેટલીકવાર એક અર્થમાં લેખાય છે તેથી ગુજરાતી લખી આપનારે 'विवाद' લખ્યું એટલે તેના અનુવાદકે 'विवाद' લખ્યું હોય તે પણ સંભવિત છે જૈનશાસ્ત્રની દૃષ્ટિએ વાદના ત્રણ ભેદમાં વિવાદનુ સ્થાન ઘણુંજ ઉતરતું છે એ વાત હરિભદ્રસૂરિજીના વાદ અષ્ટકમાં સ્પષ્ટ જણાવેલ છે.

૫ मध्यस्थस्य-પચનો' આ નિર્ણયપત્ર સ્વયં શ્રી પચે લખ્યો હોય તો પોતે પોતાની જાતને મધ્યસ્થ કહી લખેજ નહિ. અહીં તો માત્ર 'अस्मन्निर्णय पत्रम्' લખ્યું હોત તો પણ સૌ કોઇ સમજત કે જેમને નીમવામાં આવ્યા હતા તેમનો આ નિર્ણય છે. પરંતુ કોઇએ ગુજરાતીમાં લખી આપ્યું કે-'મધ્યસ્થનો નિર્ણય' એટલે સસ્કૃત અનુવાદકે 'मध्यस्थस्य निर्णयपत्रम्' લખ્યું હોય તેમ જણાય છે. નહિતર કોઇપણ સમજદાર મધ્યસ્થ આ પ્રમાણે હેડીગ ન બાધે આ નિર્ણય પત્રમાં શરૂઆતના પાના સાત સુધી 'મધ્યસ્થ' શબ્દ વાપર્યો છે. પછી સમજ આવી કે આ ખરાબ દેખાશે એટલે આગળ 'अस्मत्' અમારો એવો શબ્દ વાપર્યો છે. જો ખરેખર મધ્યસ્થ પોતેજ નિર્ણય લેખક હોત તો તે 'अस्मत्' શબ્દજ વાપરત પણ 'મધ્યસ્થ' શબ્દ ન વાપરત.

ટાઈટલ પેજમાં મધ્યસ્થ પોતાના હાથે પોતાની ઉપાધિ અને મહત્તા પોતે લખે તે વ્યાજબી નથી. આ નિર્ણયપત્ર શેઠ શ્રી કસ્તુરભાઇ છપાવે કે બીજા છપાવે તો તેમની ઉપાધિ કે મહત્તા લખે તેમાં વાંધો ન ગણાય પરતુ અહિં શ્રી વૈદ્ય સ્વપ્રશસા પોતે ગાય છે.

## ટાઇટલ પેજ સંબંધી કેટલુંક વિશેષ.

આ નિર્ણયપત્રમાં ટાઇટલ પેજ ઉપર પ્રકાશકનું નામ, પ્રતિની સંખ્યા આપવામાં આવેલ નથી તેમજ ટાઈટલ પેજ ઉપર પ્રકાશન વખતના સમય માટે સંવત્ કે સને જણાવવામાં આવે છે તે પણ અહિં જણાવવામાં આવેલ નથી

## પૃ૦ ૨ જા ની સમાલોચના.

'તિથિચર્ચા અગે અમે બન્ને..............કરવામાં આવશે.'

૧. આ ૭-૩-૪૩ નો કરાર ચર્ચાના નિષેધને જણાવે છે તો અહિં નિર્ણયપત્ર છપાવવાની જ જરૂરિયાત રહેતી નથી છતાં નિર્ણયપત્ર છપાવવામાં આવ્યું તે વ્યાજબી થયું નથી

૨. કોઇપણ કોર્ટ હુકમની સાથે હુકમના ભંગની શિક્ષાનો ઉલ્લેખ કરે તે વ્યાજબી નથી. અહિં નિર્ણયપત્ર છપાવનાર ને તૈયાર કરનાર વૈદ્યને નિર્ણય આપતાં

જ સ્પષ્ટ ખ્યાલ હોવો જોઇએ કે આરો નિર્ણય જૈન સમાજમા કોઈ માનવાનુ નથી માટે તે મનાવવા નિર્ણયપત્રની શરૂઆતમા 'આ નિર્ણયપત્ર માનવું જોઇએ' તેવા કરારને તેમણે રજુ કરેલો છે ખરી રીતે તેમણે તેમનો નિર્ણય આપવો જોઈએ અને તે નિર્ણય ન માને ત્યારે આ કરાર તો શેઠશ્રી કસ્તુરભાઈએ રજુ કરવો જોઇએ પરતુ નિર્ણય છાપતાંની સાથે જ આ કરારને શ્રી ડો. પી એલ. વૈદ્યે રજુ કર્યો છે, તે તેમના નિર્ણય નહિ સ્વીકારવાની પ્રતીતિના પ્રતીક સમાન છે.

૩ આ કરાર મુજબ શ્રી વૈદ્ય બન્નેએ ઉપસ્થિત કરેલા મુદ્દાઓ ઉપર વિચાર દર્શાવવા બધાયેલા છે. છતા આખા લખાણમા પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ તરફના મુદ્દાના ઉલ્લેખ, તેનુ નિરૂપણ, પુરાવા, સમાધાન, દોષ કે ખંડન વિગેરેમાંનું કાંઈ પણ નિર્ણયપત્રમાં આપવામા આવ્યું નથી.

૪ બન્ને પક્ષના આચાર્યોએ પોતાના સમર્થનનુ લખાણ મોકલ્યું તેના આધારે લવાદે નિર્ણય આપવાનો હતો. છતાં આ ડો વૈદ્યના નિર્ણયમાં મુદ્દાના સમર્થનના લખાણને મુદ્દલ સ્થાન આપવામાં આવ્યું નથી.

( પૃ. ૩ની સમાલોચના )

ડો પી એલ વૈદ્યે શરૂઆતમાં 'संक्षेपतो निर्णयः' એ હેડીગ બાંધી ૩-૪ બે પાનામા સક્ષેપ નિર્ણય આપ્યો પછી 'मध्यस्थनिर्णयपत्रम' એ હેડીંગ બાંધી વિસ્તારથી નિર્ણય પાના ૫-૨૨ સુધીમાં આપ્યો અને संक्षेपतो निर्णयश्च એ હેડીંગને બદલે 'निगमन न्निर्णयश्च' એ હેડીગ બાંધી 'संक्षेपतो निर्णयः' નું અક્ષરે અક્ષર લખાણ પાના ૨૨-૨૩-૨૪મા આપ્યુ છે

### આ. વિજયરામચંદ્રસૂરિજીએ સંક્ષેપ નિર્ણય નહિ છપાવ્યો તેનું કારણ.

આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ વૈદ્યના નિર્ણયને સ્વીકારી તેના પ્રચારાર્થે હજારોની સંખ્યામાં તેની નકલો છાપી ખુબ પ્રચાર કર્યો પરતુ તે નિર્ણય છપાવતાં શરૂઆતનો 'સક્ષેપ નિર્ણય' કે તેનુ ભાષાન્તર ન છપાવ્યુ સૂક્ષ્મદૃષ્ટિથી નહિ જોનારને એમજ લાગે કે આગળ પાછળનુ લખાણ એક હોવાથી પાછળનુ લખાણ છપાવ્યુ અને આગળનુ નહિ છપાવ્યું હોય પરતુ ઝીણવટથી તપાસતાં તે નહિ છપાવવામાં આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીની આ નિર્ણયમાં ઘાલમેલ છે તે સ્પષ્ટ જણાવે છે

૧ શરૂઆતમા 'સક્ષેપ નિર્ણય અને પછી વિસ્તારથી નિર્ણય આપ્યા પછી ફરી સંક્ષેપ નિર્ણય આપ્યો તેનું કારણ આ વિજયરામચદ્રસૂરિજીને લાગ્યુ કે કલ્યાણક સબધીના મતભેદનો ખુલાસો તો કોઇ જગ્યાએ થતો નથી માટે કલ્યાણકની વાત આવવી જોઇએ તેવા આશયથી ડો પી. એલ. વૈદ્યને લખાણ

ફરી 'નિગમન નિર્ણય'ના હેડીંગ તળે પાછળ ફરી સંક્ષેપ નાંખ્યો અને તેમાં 'कल्याणकादीन्यपि सिद्धांतप्रोक्तायामेवानुष्ठेयानीति तद्विषयेऽप्ययमेव न्यायः प्रयोक्तव्यः' આ પંક્તિ ઉમેરી આગળના સક્ષેપનું અક્ષરે અક્ષર લખાણ નાંખ્યું. અમારૂં તો દઢપણે માનવું છે કે પાના ૨૨ સુધી પ્રથમ નિર્ણય છપાયો હતો, પરંતુ આ. વિજયરામચંદ્રસૂરિજીએ પોતાની ઘાલમેલની અધુગશ ટાળવા પાનું ૨૨-૨૩-૨૪ નું લખાણ દાખલ કરવા પાના ૨૧-૨૨-૨૩-૨૪ છપાવ્યાં આ વાત સસ્કૃત નિર્ણયના પાના ૨૦ ના કાગળ ટાઇપ છપાઈ અને પાના ૨૧-૨૨ ના કાગળ અને ટાઈપ છપાઇ વિગેરેના અંતરથી સ્પષ્ટ સમજાય તેમ છે

૨ 'पापा सर्वत्र शङ्किताः' એ ન્યાયે આ૦ વિજયરામચંદ્રસૂરિએ છપાવેલ પ્રવચનના નિર્ણયપત્રમા આગળનો 'સક્ષેપ નિર્ણય' નથી આપ્યો તેજ પુરવાર કરે છે કે 'સંક્ષેપ નિર્ણય'ની ત્રુટિ ટાળવા 'નિગમન નિર્ણય' ના નામે કલ્યાણકની પંક્તિ ઉમેરાવી સક્ષેપ નિર્ણય ફરી રજુ કરનાર આ૦ વિજયરામચંદ્રસૂરિજી પોતેજ છે.

૩ વીરશાસન પત્રમાં 'સંક્ષેપ નિર્ણય' રજુ કરતાં કલ્યાણકની વાતને રજુ કરાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે આ ભેદ તેમની સમજપૂર્વકનો છે

૪ ઇંગ્લીશ કોપી જે સસ્કૃત ઉપરથી ઇગ્લીશમાં શ્રી વૈદ્યે કરેલ છે તેમાં અને સંસ્કૃતમાં અનેક ફેરફારો છે એ પણ જણાવે છે કે વિજયરામચદ્રસૂરિજીએ પાછળથી કરેલ ઘાલમેલ ઇગ્લીશ ભાષાંતરમાં ઉમેરાવા પામી નથી

### સંક્ષેપ કોને કહેવો ? ત્રણ વાર સંક્ષેપ રજુ કરવાનાં કારણો.

વૈદ્ય મહાશયે આ સંસ્કૃત નિર્ણયના પૃ ૭ ઉપર દશ વિવાદપદોનો સંક્ષેપ નિર્ણય આપ્યો છે તેમાં ૧૫ પક્તિઓ રોકી છે જ્યારે આ સંક્ષેપ નિર્ણયમાં ૭૦ લીટીઓ રોકવામા આવેલ છે, તો ૧૫ લીટીને સંક્ષેપ કહેવો કે આ ૭૦ લીટીના લખાણને સક્ષેપ કહેવું ?

વિવાદની વિગત અગર સમાલોચના કર્યા વિના શરૂઆતમા સંક્ષેપ નિર્ણય આપવો તે અદ્ધાગ્રહતા વિના ન બને. અથવા કોઈની પ્રેરણાએ સ્વયંબુદ્ધિ ન ચલાવવાની હોય ત્યારેજ આવું બને. પોતાના પક્ષમાં નિર્ણય લાવવા મથનાર માણસે નિર્ણયકારને પોતાનો કર્યા પછી એવડે તેવડે દોરે પાકુ કરવા આવા ત્રણ ત્રણ સક્ષેપ નિર્ણય વિસ્તૃત નિર્ણય અને કોઇપણ વસ્તુ કે પુરાવા રજુ કર્યા વિના નિર્ણય આપવાનું સૂચવેલ છે. આ પ્રમાણે કરવાનાં કારણો નીચે પ્રમાણે છે—

૧ પક્ષ પ્રતિપક્ષ રજુ કરવાપૂર્વક અને તેની દલીલો રજુ કરવાપૂર્વક પોતાની માન્યતાનું સમર્થન કરવું તેવું નિર્ણયકારને જણાવવામાં ફોડનાર વ્યક્તિને ભય લાગ્યો છે. તેને લાગ્યુ છે કે વસ્તુ અસત્ય હોવાથી તેનું જોરદાર નિરસન

નહિ થાય અને તેથી આપોઆપ નિર્ણયનુ લખાણુજ પોકળતા બતાવશે માટે પક્ષ પ્રતિપક્ષ આપવાની જરૂર નથી તેમ જણાવી નિર્ણયકાર પાસે પક્ષ પ્રતિપક્ષની દલીલો મુકાવી નથી

૨ ગમે તેવું કરવામા આવ્યું છતા લખાણુ દ્વૈધીભાવવાળુ થયુ છે તેથી આમા કયા પક્ષનો જય અને પરાજય તેવું સ્પષ્ટ થાય માટે ટુંકાણુમા પણુ જણાવવું કે જેથી કહી શકાય કે આ પ્રમાણે અમારો જય છે.

૩ લાંબી લાંબી ચર્ચા કોણુ જુએ છે માટે જનતામાં પ્રચારવા થાય આથી સક્ષેપ નિર્ણય લખાવ્યો છે આ ઉપરાત બીજાં પણુ ઘણાં કારણો સંભવે છે

ડો. વૈદ્યે રજુ કરેલ દસ મુદ્દા અને તેનો સક્ષેપ જવાબ '**मध्यस्थनिर्णयपत्रम्**' એ હેડીંગતળે બાંધેલા વિસ્તૃત નિર્ણયમા રજુ કરવામાં આવ્યા છે. જ્યારે સંક્ષેપ નિર્ણયમાં નિર્ણય આઠનો આપવામાં આવ્યો છે હવે અહિં શ્રી વૈદ્યે ૩૪ મુદ્દા ઉપરથી તારવેલ દસ વિવાદપદો, આ વિવાદપદોનો મધ્યસ્થે આપેલ અતિ સંક્ષિપ્ત જવાબ અને સક્ષેપ નિર્ણય આ ત્રણે પરસ્પર કેટલા બધા અસંગત છે તે નીચે દર્શાવીએ છીએ

| ૩૪ મુદ્દા ઉપરથી મધ્યસ્થે રજુ કરેલ દશ વિવાદપદ. | मध्यस्थेनैवं निर्णीयते કહી તેમનો આપેલ સક્ષેપ નિર્ણય. | વાસ્તવિક વિવાદપદ છે કે નહિ |
|---|---|---|
| ૧ અત્યારસુધીની પરંપરાથી મળી આવતુ જૈન ટિપ્પણુ છે ખરૂ ? અને જેનો અતુટ પરંપરાથી સંઘ ઉપયોગ કરે છે ? | જૈન સઘમાં સિદ્ધાંત ટિપ્પણુનો પ્રચાર નથી. એ ટિપ્પણુ વ્યુચ્છિન્ન છે. | આમા બન્ને આચાર્યોને વિવાદજ નથી બન્ને માને છે કે જૈન ટિપ્પણુ વિચ્છેદ થયુ છે |

| સક્ષેપ નિર્ણયમા મધ્યસ્થે રજુ કરેલ વિગત | વિશેષ |
|---|---|
| જૈન સઘે લૌકિક લોકોત્તરમાં ચડાંશુચંડુનો ઉપયોગ કરવો. જૈન ટિપ્પણુ પ્રવર્તાવવાનુ શક્ય ન હોવાથી જૈન સંઘ અત્યારે સ્વીકારી શકે તેમ નથી. | જૈન સઘે તેમને નિર્ણય કરવાનુ સોંપ્યુ નથી કે જૈન સંઘે શુ કરવુ ? નિર્ણય કરવાનું કાર્ય બે આચાર્યે સોંપેલ છે |

**આ રીતે ડો. પી. એલ. વૈદ્યના નિર્ણયપત્રમાં અનેક હાથ ફરેલા હોવાથી પરસ્પર અસંગત ત્રણ ત્રણ સંક્ષેપ નિર્ણયો દાખલ થયા છે. તેમજ જે વસ્તુમાં કોઈને મુદ્દલ વિવાદ નથી તેવી વસ્તુનું પિષ્ટ પેષણ કરાયું છે.**

**( તૈયાર થઈ રહેલ ગુજરાતી સંક્ષિપ્ત સમાલોચનામાંથી )**

# શાસ્ત્રાનુલક્ષી પરંપરાને અનુસરનાર મુનિસમુદાયો.



સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘમા સાધુ મહારાજ અગ્રગણ્ય છે આ સાધુ મહરાજો ધર્મના પ્રેરક નિયામક અને રક્ષક હોવાથી તેમને અનુસરી બીજા ત્રણવર્ગ ધર્મારાધન કરે છે, વિદ્યમાન મુનિ સસ્થામાં ‘ વિજય ’ ‘ સાગર ’ અને ‘ મુનિ ’ નામથી અંકિત મુનિઓ છે આ ચારે નામથી અંકિત મુનિઓ તેઓના પૂર્વપુરૂષો ટીપણાની બીજ, પાચમ, આઠમ, અગિયારસ અને ચૌદસની ક્ષયવૃદ્ધિએ એકમ ચોથ સાતમ દશમ અને તેરસની તેમજ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ જૈન આગમ જૈનશાસ્ત્ર અને પરંપરાથી કરતા હતા તે પ્રમાણે સેકડો વર્ષથી કરે છે સ ૧૯૯૨ ની સાલ પછીથી ‘વિજય’ નામથી અકિત સાધુઓના ૪૪ સમુદાયોમાથી પૂ આ. સિદ્ધિ-સૂરિજી મહારાજનો સમુદાય, પૂ આ લબ્ધિસૂરીશ્વરજી મહારાજનો સમુદાય અને પૂં. આચાર્ય વિજયદાનસૂરિજી મહારાજનો સમુદાય શાસ્ત્રવિહિત પૂર્વ પુરૂષોના આચરણાથી વિરુદ્ધ આરાધનાના પંચાગમા પણ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરે છે.

**આથી હાલના વિદ્યમાન ‘સાગર’ ‘વિમળ’ અને ‘મુનિ’ નામથી અંકિત સર્વ સાધુઓ અને વિજય નામથી અંકિત સાધુઓના ત્રણ સિવાય ૪૧ મુનિ સમુદાયો શાસ્ત્રાનુલક્ષી પરપરા પ્રમાણે આરાધન કરે છે.**

આજના વિજય, વિમળ અને સાગર નામના સર્વ સાધુઓ તપાગચ્છની પ૬મી પાટે પરમ પૂજ્ય આચાર્યશ્રી આનંદવિમળસૂરીશ્વરજી મહારાજે મળે છે. આ પૂ *આ. આનદવિમળસૂરિજી મહરાજ પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરતા હતા તેના અનેક આધારો શાસ્ત્રોમા મળે છે તેમજ આજના સર્વ મુનિ સમુદાયો ‘દેવસુર તપાગચ્છ સમાચારી’ને પાળનારા છે અને દેવસુર સમાચારી પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરવાની છે તે ખુબજ પ્રસિદ્ધ છે

**શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે આરાધનાર પૂર્વ અને વિદ્યમાન મુનિ સમુદાયો.**

---

* ‘સં. ૧૫૭૬ મા આનન્દવિમળસૂરીશ્વરજી મહારાજે શ્રાવણ સુદ ૧૫ ની વૃદ્ધિએ ૧૩ ની વૃદ્ધિ કરી હતી. અને અમોને આજ્ઞા આપી હતી’. ( શાસ્ત્રીય પુરાવા પૃષ્ઠ ૪ દેવવાચક શિષ્ય યશોવિજયજી )



## પરમપૂજ્ય સૂરિસમ્રાટ્ આચાર્યદેવ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ

જેઓની કુનેહભરી દ્રષ્ટિથી સં ૧૯૯૨ માં પૂ આચાર્ય વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ સહિત સમગ્ર રાજનગરે ભા. સુ ૪ ને રવીવારે સંવચ્છરી કરી શાસ્ત્રાનુલક્ષી પરંપરા સાચવી હતી. સં. ૧૯૯૩ મા જેઓએ વિજયરામચંદ્રસૂરિજીએ ઉભા કરેલ પર્વક્ષયવૃદ્ધિના ઝગડાના નિકાલ માટે પૂર્ણ જહેમત ઉઠાવી જામનગરથી વણથળી વિહાર કર્યો હતો અને જણાવ્યું હતું કે 'એક પક્ષ તરફથી મુખ્ય સાગરાનંદસૂરિજી અને તેમના મદદગાર નંદનસૂરિ તથા લાવણ્યસૂરિ રહેશે' પરંતુ ચર્ચા માટે ઘડાયેલ મુસદ્દા ઉપર આ વિજયરામચંદ્રસૂરિજી આદિની સહીઓ નહિ આવી શકવથી તે ચર્ચાનો પતાવટ થઈ શકી નહોતી સમાજશાંતિની પૂર્ણ ઝંખના રાખનાર આ વયોવૃદ્ધ પ્રભાવક સૂરીશ્વરજી મહારાજ શાસ્ત્રાનુલક્ષી પરંપરા મુજબ બીજ પાંચમ વિગેરે પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ તિથિની અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે તેરસની ક્ષયવૃદ્ધિ કરે છે અને શાસનની શાંતિમાટે કાલપરિણતિની પ્રતીક્ષા કરી રહ્યા છે આજના ભિન્નભિન્નતાને મિટાવવા ખંભાતમા પણ તેમણે હૃદયભર્યો ફાળો આપ્યો હતો પરંતુ આ વિજયરામચંદ્રસૂરિજીના આગ્રહે પરિણામ આવી શક્યુ નથી


પ. ક્ષમાવિજય.
પં. જિનવિજય
પં. ઉત્તમવિજય
અમૃતવિજય
પં. પદ્મવિજય
ગુમાનવિજય
પં. રૂપવિજય
પં. ઉમેદવિજય
પ. ખાન્તિવિજયજી મહારાજ
પં. અમીવિજય
પં. સૌભાગ્યવિજય
પં. રત્નવિજય
પં. ભાવવિજય
પ. મોહનવિજય
પં. ધર્મવિજય
૭૩. પં. શાંતિવિજય
૭૪. આ. સુરેન્દ્રસુરિ
૭૩. આ. નીતિસૂરીશ્વરજી. ઉ. દયાવિજયજી.
૭૪. આ. હર્ષસૂરીશ્વરજી, ૨ આ. મહેન્દ્રસૂરિજી,
૩ આ. વિજયોદયસૂરિજી, ૪ આ. કલ્યાણસૂરિજી વિગેરે
કીર્તિવિજય
કસ્તુરવિજય
પ. મણિવિજયદાદા
પ. ઉદ્યોતવિજય
પં. પ્રતાપવિજય
આ. માણિક્યસિંહસૂરિજી
ભક્તિવિજયજી વિગેરે
પૂ. આ. બુદ્ધિસાગરસૂરિજી
૭૩ ઋદ્ધિસાગરસુરિ
કીર્તિસાગરસુરિ
હેમેન્દ્રસાગરજી વિગેરે

# પરમપૂજય આગમોદ્ધારક આચાર્યદેવ સાગરાનંદ સૂરીશ્વરજી મહારાજ



જૈનશાસન ઉપર થતા આક્રમણનો હરહમેશ પ્રથમ સામનો કરનાર આગમશાસ્ત્રના અજોડ જ્ઞાતા આ આગમોદ્ધારક આચાર્યદેવ સ ૧૯૯૨ મા વિજયરામચદ્રસૂરિજીએ જૈનશાસનમા ઉભા કરેલ નવાતિથિ-મતને ઠેરઠેર ખોટો જાહેર કરવામા અગ્ર અને મૂખ્ય રહ્યા છે. શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઇ દ્વારા નિમાએલ ડૉ પી એલ વૈદ્યના નિર્ણયમા આ. વિજયરામચદ્રસૂરિજીની ઘાલમેલ થઇ છે તે જાણ થતા અપૂર્વ નૈતિક હિંમત વાપરી તે નિર્ણય માન્ય કરવા લાયક નથી તેમ ચેતવણી ન-૧-૨ બહાર પાડી જૈનજનતા ઉપર ખુબજ ઉપકાર કર્યો છે જેઓના અપૂર્વ શ્રુતબળ અને હિંમતથી આજે નવીન તિથિમતવાળા જૈનમ ધમાં સ્થાનભ્રષ્ટ અને શકાસ્પદ બની રહ્યા છે તેમજ શાસ્ત્રાનુલક્ષી પરપરાના સમર્થનમા સેકડો જૈનશાસ્ત્રના આધારો રજુ કરી આ પરપગ પુર્વપુરૂષ આચરિત સાથે અપૂર્વ શાસ્ત્રબળવાળી છે તે સિદ્ધ કર્યું છે તેમણે રજુ કરેલ શાસ્ત્રપાઠ પૈકી સ ૧૬૬૫ મા રચાયેલ અને લખાયેલ ઉત્સૂત્ર ખડનનો પાઠ નીચે આપ્યો છે જેમા સ ૧૬૬૫ મા તપાગચ્છમા પૂનમના ક્ષયે તેરસનો ક્ષય થતો હતો તેમ જણાવ્યુ છે

પૂ. પં. મણિવિજય દાદા

- બુદ્ધિવિજયજી મહારાજ (બુટેરાયજી)
  - મુક્તિવિજય(મુ)મ૦
    - કમલસૂરિ
      - ૭૫. કેસરસૂરિ ૭૫. મોહનસૂરિ ૭૬. પ્રતાપસૂરિ ૭૬. લાભસૂરિ ૭૫ દેવસૂરિ ૭૬ ન્યાયસૂરિ, પં. ચંદ્રવિજય દર્શનવિજય ત્રિપુટિ વિગેરે.
  - વૃદ્ધિચંદજી મ૦
    - ૭૪. કેવલવિજય
      - ૭૫. અમરવિજય કાંતિવિજય વિગેરે
    - ૭૪. પં ગંભીરવિ૦
      - ૭૫. પં. અવદાતવિજયજી વિગેરે
    - ઉત્તમવિ૦
      - ૭૬. કીર્તિવિ૦
    - પં ચતુરવિજય
      - ૭૬. ઉ. ધર્મવિજયજી વિગેરે
    - હેમવિજય
      - ૭૫. પદ્મસૂરિ ૭૫ ઈન્દ્રસૂરિ પં. નયવિજયજી વિગેરે
    - ૭૪. આ. વિજયધર્મસૂ૦
      - ભક્તિસૂરિ વિદ્યાવિજયજી વિગેરે
    - વિજયનેમિસૂરિ
      - દર્શનસૂરિ ઉદયસૂરિ નંદનસૂરિ, વિજ્ઞાનસૂરિ પદ્મસૂરિ, અમૃતસૂરિ લાવણ્યસૂરિ, કસ્તુરસૂરિ વિગેરે.
    - ૭૪. આ. પ્રેમાવજય
      - નિધાનવિજય વિગેરે
    - શાંતમૂર્તિ કપૂરવિ૦
      - ૭૫. પં. ૮૫. લલિતવિ૦ વિગેરે
  - નીતિવજયદાદા
    - આ વીરસૂરિ ૭૭. આ. કુમુદસૂરિ પં. લાભવિજયજી વિગેરે.
  - પં આણંદવિ૦
    - ૭૫. પં. દુર્લભવિજયજી
  - મોતીવિજય
    - લબ્ધિવિજય
  - ૭૩. શ્રી વિજયાનંદસૂ૦ (આત્મારામજી મ૦)
    - ૭૪. મોહનવિજયજી મ૦ વિગેરે
  - ખાન્તિવિજય દાદા
- અમૃતવિજય
  - નેમવિજય, પં. મોતીવિ૦ પં. મંગળવિ૦ વિગેરે
- પદ્મવિજય
  - જીતવિજયદાદા
- પં ગુલાબવિજય મ૦ (વીરનો ઉપાશ્રય)
- શુભવિજય
  - જસાવજય

૭૩. આ. વિજયાનંદસૂરિજી ( આત્મારામજી ) મહારાજ

- ૭૪. લક્ષ્મીવિજય
  - ૭૫. આ. કમલસૂરિ
    - ૭૬. પં. નેમવિજય
    - ૭૭. પં. ઉત્તમવિજય
  - ૭૫. હંસવિજયજી
    - ૭૬. પં. સંપતવિજય
    - ૭૭. કુસુમસૂરિ
  - હર્ષવિજય
    - ૭૬. આ. વિજયવલ્લભસૂરિ
    - આ. લલિતસૂરિ
    - આ. ઉમંગસૂરિ
    - આ. વિદ્યાસૂરિજી
    - નરેન્દ્રવિજય વિગેરે
  - કુમુદવિજય
    - પં. સુંદરવિજય
      - ૭૮. સૌભાગ્યસૂરિ
      - ઉ. વિવેકવિજય વિગેરે.
- ઉદ્યોતવિજય
  - ૭૫ આ. કસ્તુરસૂરિ
- ઉ. વીરવિજયજી
  - ૭૫. આ. વિજયદાનસૂરિ
  - પદ્મવિજયજી વિગેરે.
- પ્ર કાન્તિવિજયજી
  - ૭૬ પુણ્યવિજય, દુર્લભવિજય, મેઘવિજય વિગેરે
- જયવિજયજી
  - ગુણવિજય, કર્પુરવિજય
- અમરવિજય
  - ચતુરવિજય વિગેરે.

પૂજ્ય મુનિરાજ મોહનલાલજી મહારાજ.

જયસિંહસૂરિ, ક્ષાન્તિસૂરિ, ઉ. સિદ્ધિમુનિ, હીરમુનિ, કીર્તિમુનિ વિગેરે.

તા. ક:- ઉપર જણાવેલ પૂર્વ અને આજના વિદ્યમાન સમુદાયો શાસ્ત્ર અને પરંપરામુજબ ટિપ્પણાના પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિરૂપ દેવસુર સમાચારી મુજબ પર્વારાધન કરનારા છે.



## પ. પૂ. આચાર્યદેવ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ તથા તેઓનો સમુદાય.

સ, ૧૯૯૨મા સૌ પ્રથમ જૈન પત્રમા જેઓએ શાસ્ત્રાનુલક્ષી પરંપરા મુજબ રવીવારે સવચ્છરી કરવાનુ અને જૈનરીતિ મુજબ પર્વક્ષયવૃદ્ધિ ન થાય તે જાહેર કરી પર્વક્ષયવૃદ્ધિ કરનાર વિજયરામચંદ્રસૂરિજીને અલગ પાડ્યા છે

વચ્ચે પરમપૂજય આ વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજ.

૨ પૂજય આ વિજય ઉમગસૂરિજી મહારાજ

૧ પૂ આ વિજય લલિતસૂરિજી મહારાજ

૩ પૂ આ વિજય કસ્તુરસૂરિજી મહારાજ - - - -

૪ પૂ આ વિજયવિદ્યાસૂરિજી મહારાજ

આ બન્ને પૂ. સ્થવિરપુંગવોને આ. વિજયવલ્લભસૂરિ પૂજ્ય તરીકે આરાધ્ય માનતા હતા



**સ્વ. પરમપૂજ્ય પ્રવર્તક કાંતિવિજયજી મહારાજ**

જેઓએ પોતાના દીર્ઘ દીક્ષાકાળમા ચાલુ પ્રણાલિકાનુ પાલન કર્યું હતુ અને વયોવૃદ્ધ ઉમરે પાટણમા પ્રાચીન પ્રણાલિકાના રક્ષણ માટે સતત ઉપદેશ આપી રક્ષણ કર્યું હતુ.



**સ્વ. પરમપૂજ્ય શાંતમૂર્તિ હંસવિજયજી મહારાજ**

# પરમપૂજ્ય. આ. ભગવંતોના પર્વતિથિની વ્યવસ્થા માટેના
# અ....ભિ....પ્રા....ય.

( ૧ )

## સૂરિસમ્રાટ્ આચાર્યદેવવિજયનેમિસૂરીજી મહારાજ

જેઓ જૈનઆગમ, જૈનશાસ્ત્ર અને પરંપરા મુજબ ટિપ્પણામાં બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ અને ચઉદસની ક્ષયવૃદ્ધિ હોય તો એકમ, ચોથ, સાતમ, દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ તેમજ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે તેરસની ક્ષયવૃદ્ધિ કરી રહ્યા છે. અને ચતુર્વિધસંઘને તે પ્રમાણે પર્વવ્યવસ્થા પૂર્વક અનુષ્ઠાન કરાવી પદ આરાધવાનું ફરમાવે છે.

( ૨ )

## આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ.

"લૌકિક પંચાંગમાં જ્યારે પર્વતિથિની હાનિ કે વૃદ્ધિ હોય ત્યારે ત્યારે તેનાથી પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની હાનિવૃદ્ધિ કરવામાં આવે છે જેમકે અષ્ટમી વિગેરેની ક્ષય કે વૃદ્ધિ હોય ત્યારે સપ્તમી વિગેરેની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે અને પૂર્ણિમા કે અમાવાસ્યા જેવાની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે તેરસ જેવાની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે.

આ સમાચારી શાસ્ત્ર અને પરંપરા બંનેથી શુદ્ધ છે અને તેને માટેના અનેક પુરાવાઓ શાસ્ત્રોમાં છે ને જે આજસુધીમાં ઘણીવાર જાહેર થયા છે તેમજ જૈન સમાજ આ આચાર સેંકડો વર્ષથી આચરે છે છતાં નવો વર્ગ તે શાસ્ત્ર અને પરંપરા બંન્નેને ઉઠાવનાર થઈ પર્વતિથિઓને હાનિ અને વૃદ્ધિ કહેવા-માનવા લાગ્યો છે"

આનંદસાગરના ધર્મલાભ

( ૩ )

## પૂ. પંજાબકેસરી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ.

" તપગચ્છની પરંપરા મુજબ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ નજ થઈ શકે. "

વિજયવલ્લભસૂરિ.

## ( ૪ )

## પરમપૂજ્ય તીર્થોદ્ધારક આચાર્યદેવ વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજયહર્ષસૂરીશ્વરજી મહારાજનો અભિપ્રાય

---

આચાર્યશ્રી આનંદવિમળસૂરિ મહારાજાએ તેમજ એમની પહેલાંના ગચ્છ-નાયકોએ પર્વતિથિનો ક્ષય માનેલ નથી. પર્વતિથિ પહેલાની તિથિ બે માનેલી છે અને ક્ષય પણ પર્વતિથિ પહેલાંની અપર્વતિથિનો જ માનેલ છે દાખલા તરીકે ચૌદશનો ક્ષય હોય તો તેરસનો ક્ષય સ્વીકારાય છે.

ધૂળીયાથી બહાર પડેલ અર્જુન પતાકામાં ગચ્છનાયક વિજયપ્રભસૂરિના શિષ્ય મહામહોપાધ્યાય મેઘવિજયગણિએ આઠમના ક્ષયે સાતમનો ક્ષય માની સાતમને જ આઠમ માની આઠમનું કાર્ય કરવાનું બતાવેલું છે ગચ્છનાયકોનુ ફરમાન કોર્ટના ફેંસલા કરતાં વધુ ગણાય એટલે ગચ્છનાયકોના કાર્યથી પ્રામાણિક સિદ્ધાંત પ્રમાણ વિના જુદા પડાયજ નહિં.

મહાક્રિયોદ્ધારક પૂ પં સત્યવિજયજીગણિવર આદિ પૂર્વ પુરૂષોની શાસ્ત્રા-નુલક્ષી પરંપરા મુજબ ટીપણામાં બીજ પાંચમ આઠમ અગિઆરસ અને ચૌદ-શની ક્ષયવૃદ્ધિ પ્રસંગે એકમ, ચોથ, સાતમ, દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ તેમજ ટીપ્પણામાં પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ હોય તો તેરસની ક્ષયવૃદ્ધિરૂપ પર્વવ્યવસ્થાની દોરવણી સેંકડો વર્ષથી ડહેલાના ઉપાશ્રયે આપવામાં આવે છે અને તે મુજબ અવિચ્છિન્ન રીતે જૈનસંઘમાં પર્વવ્યવસ્થા થતી હતી. સં. ૧૯૯૨ પછી નવીન તિથિમતવાળા જૈનેતર પંચાંગ પ્રમાણે પક્ખીમાં દીવસની સંખ્યા અને ચઉમાસિમાં તથા સંવચ્છરીમા માસ તથા પક્ષની સંખ્યા મિથ્યાશ્રુતના કારણે બોલતા માનતા નથી. તે રીતે પંચાંગમાં બીજ, પાચમ, આઠમ, અગિઆરસ અને ચઉદસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે મિથ્યાશ્રુતને કારણે બીજ પાંચમ આઠમ અગિઆરસની ક્ષયવૃદ્ધિ કરવી ન જોઇએ છતાં તેઓ કરે છે આ રીતે મિથ્યાશ્રુતને અવલંબી પંચાંગ પ્રમાણે પર્વક્ષય વૃદ્ધિ કરનાર નવીન તિથિમતવાળાઓને જૈન આગમ અને જૈનશાસ્ત્રનો આદર શી રીતે રહેલો ગણાય ?

**જાવાલ** — વિજયહર્ષસૂરિ

સં ૨૦૦૦ આસો વદ ૧૧

---



**પરમપૂજ્ય તીર્થોદ્ધારક આચાર્યદેવવિજય-નીતિસૂરીશ્વરજી મહારાજ**

જેઓએ પ્રાચીન પરંપરાના સમર્થક આધારો ડેરડેર પ્રચારી તેમજ નવાતિથિમતને 'સાંવત્સરિક પર્વતિથિ વિચાર' જેવી પુસ્તિકા પ્રગટ કરાવી ખોટા તરીકે જાહેર કર્યો હતો



**પ. પૂ. આચાર્યદેવ વિજય હર્ષસૂરીશ્વરજી મહારાજ**

'નવોતિથિમત જૈનઆગમ, જૈનશાસ્ત્ર અને પરંપરાને અનુસરતો તો નથીજ પરંતુ જૈનેતર પંચાગને પણ અનુસરતો નથી



## પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય સ્વ. આચાર્ય વિજય નીતિસૂરીશ્વરજી મહારાજ અને તેઓનો સમુદાય.

જેઓએ નવાતિથિમતનો અનેક પ્રાચીન પુરાવા રજુ કરી સબળ ગીતે વિરોધ કર્યો છે અને તેઓના શિષ્યો અદ્યાપિ નવાતિથિમતનો વિરોધ પ્રબળ રીતે કરી રહ્યા છે

વચ્ચે સ્વ પૂજ્યપાદ્ આચાર્યદેવ વિજય નીતિસૂરીશ્વરજી મહારાજ ૧ પરમપૂજ્ય આચાર્યદેવ વિજયહર્ષસૂરીશ્વરજી મહારાજ. ૨ પૂ ઉ. દયાવિજયજી મહારાજ. ૩ પૂ પ. દાનવિજયજી ગણિવર ૪ પૂ પં. મુક્તિવિજયજી ગણિવર. ૫ પૂ આ વિજયમહેન્દ્રસૂરિજી મહારાજ. ૬. પૂ આ વિજયોદયસૂરિજી મહાગજ ૭ પૂ. આ વિજયકલ્યાણસૂરિજી મહાગજ ૮. પૂ પ મગળવિજયજી ગણિવર. ૯ પૂ પં મનહરવિ-જયજી ગણિવર ૧૦ પૂ પં સંપતવિજયજી ગણિવર.

( ૫ )

## જૈનોનો તિથિચર્ચાનો ઝઘડો. શ્રી જયસિંહસૂરી મહારાજ શું કહે છે ?

માસરરોડ

તિથિચર્ચાના અંગે પ્રત્યેક પૂજ્ય આચાર્યોની સમતિ શ્રીમાન્ શેઠ કસ્તુરભાઈ લાલભાઈએ લીધી હોય તેવું દેખાતું નથી કારણકે અત્રે બીરાજતા જૈનાચાર્ય જૈનશલ્પ, જ્યોતિષવિદ્યા મહોદધિ શાસ્ત્રવિશારદ તત્વજ્ઞાની શ્રીમાન જૈનાચાર્યશ્રી ૧૦૦૮ શ્રી જયસિંહસૂરીશ્વરજી મહારાજને રૂબરૂમાં પુછતાં તેઓ પણ કહે છે કે અમારી સમતિ કોઇએ લીધી નથી જેથી તિથિચર્ચાના અંગે ગમે તે વ્યક્તિગત નિવેદન બહાર પાડે પણ પુરાણી પરપરા ચાલતી આવે છે અને પૂર્વાચાર્યો કરતા આવેલ છે તે જ તિથિ અમો તો માન્ય કરવાના છીએ કારણ જે આ પંચમકાળમાં કોઇ એવા જ્ઞાની પુરૂષ નથી કે સત્ય ખુલાસો આપી શકે

તિથિચર્ચાના અંગે કોઇને પણ રૂબરૂમાં વાદવિવાદ કરવો હોય અથવા કાંઇપણ પુછવું હોય તો અત્રે બિરાજતા જૈનાચાર્ય આચાર્ય મહારાજશ્રી જયસિંહસૂરીશ્વરજી મહારાજ તૈયાર છે. વિશેષમાં આચાર્ય મહારાજશ્રી કહે છે કે જ્યાંસુધી સકલ સંઘ ભેગો થઈ કોઇપણ ખુલાસો કરે નહિ ત્યાં સુધી વ્યક્તિગત કરેલું કંઇ પણ કોઇ માન્ય રાખશો નહિં.

( મુબઈ સમાચાર તા. ૯ ઓગસ્ટ ૧૯૪૩ પાનું ૫ )

( ૬ )

## મહાન્ તપસ્વી રવિસાગરજી મહારાજની પરંપરામાં થયેલ પૂ. યોગનિષ્ઠ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પૂ. આચાર્યદેવ ઋદ્ધિસાગરસૂરિજીનો અભિપ્રાય.



શ્રી જૈન તપાગચ્છ સંઘ સેંકડો વર્ષથી જૈનશાસ્ત્રો અને તેને અનુસરતી જૈન પરંપરા પ્રમાણે બાર પર્વતિથિની અખંડ આરાધના કરે છે જ્યારે ટીપ્પણામાં બીજ, પાંચમ, આઠમ, અગિયારશ અને ચૌદશની ક્ષયવૃદ્ધિ આવે ત્યારે એકમ, ચોથ, સાતમ, દશમ અને તેરશની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે, અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે આ પ્રમાણેની આરાધનાની રીતિને અનુસરી આપણાં જૈનપંચાગો તૈયાર કરવામાં આવે છે, **તેમાં કોઈ દિવસ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ હોતી નથી.**

પરમપૂજ્ય ક્રિયોદ્ધારક **નેમસાગરજી મહારાજ** તથા પરમપૂજ્ય મહાન્

તપસ્વી રવિસાગરજી મ૦ તથા પરમપૂજ્ય પરમક્રિયાયોગી સુખસાગરજી મ૦ તથા પરમપૂજ્ય અધ્યાત્મદિવાકર યોગનિષ્ઠ બુદ્ધિસાગરજી મ૦ એ સર્વ અમારા પરમપૂજ્ય ગુરૂઓ તથા પરમપૂજ્ય મણિવિજયજી, પરમ પૂજ્ય પં. પદ્મવિજયજી, પરમપૂજ્ય પં વીરવિજયજી વિગેરે પૂર્વપુરૂષો જે પરમ સુવિહિત અને જ્ઞાની હતા તે મહાપુરૂષો જૈનશાસ્ત્રો અને તદનુસારી પૂર્વકાલીન પરંપરાના શુદ્ધ આરાધક હતા અને તેઓ જે રીતે પર્વારાધન કરતા હતા તે પ્રમાણેની અખંડ પર્વારાધનની રીતિ આજે પણ ચાલી આવે છે તેજ પ્રાચીન રીતિમુજબ પર્વારાધન કરવું તે સકળસંઘોને શ્રેયસ્કર છે. એમ અમારૂ દૃઢ માનવું છે.

માણસા — લી

તા. ૧૭-૯-૪૩, — ઋદ્ધિસાગર દ. પોતે

( ૭ )

## પૂ. વૃદ્ધિવિજયજી (વૃદ્ધિચંદ્રજી મહારાજ) મહારાજ, પૂ. વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, વિગેરે પર્વારાધન શી રીતે કરતા હતા તે જણાવવા પૂર્વકનો વિજય ભક્તિસૂરીશ્વરજી મહારાજનો અભિપ્રાય

દેવગુરૂ ભક્તિકારક, ધર્માનુરાગી, સુશ્રાવક પં. મફતલાલ ઝવેરચંદ જોગ ધર્મલાભ વાંચશો.

પર્વતિથિ વિષયક અમારો અભિપ્રાય નીચે મુજબ છે. તે જાણશો. પૂર્વાચાર્યોની રીતિ પ્રમાણે પરમપૂજ્ય સૌરાષ્ટ્ર દેશોદ્ધારક મહા પ્રતાપી પ્રાતઃસ્મરણીય વૃદ્ધિવિજયજી (વૃદ્ધિચંદ્રજી) મહારાજ સાહેબ તથા અમારા પૂજ્ય ગુરૂ મહારાજ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબ જૈન આગમ, જૈનશાસ્ત્ર અને પરંપરા મુજબ "બીજ પાચમ આઠમ અગિઆરસ અને ચૌદશરૂપ એકવડી પર્વતિથિની ટીપણાની ક્ષયવૃદ્ધિના પ્રસંગે આરાધનાના પંચાંગમાં એકમ ચોથ સાતમ દશમ અને તેરસની ક્ષયવૃદ્ધિ તેમજ પૂનમ અમાસ આદિ જોડીયા પર્વતિથિના ટીપણાની ક્ષયવૃદ્ધિના પ્રસંગે આરાધનાના પચાંગમાં તેરસની ક્ષયવૃદ્ધિ કરતા હતા. તેજ પ્રમાણે અમે કરીએ છીએ અને કરવું તેવો અમારો અભિપ્રાય છે પ્રભુ આજ્ઞાધારી શ્રી ચતુર્વિધ સંઘે જેમ આપણા પૂર્વાચાર્યો બાર પર્વતિથિને અખંડ રાખીને આરાધના કરતા આવ્યા છે તેમ શાસ્ત્ર અને પરંપરા અનુસાર બાર પર્વતિથિઓને અખંડ રાખીને તેનુ આરાધન કરવું અને અમે સકળ શ્રી સઘને પણ જણાવીએ છીએ કે તેજ કરવું સર્વ રીતે શ્રેયસ્કર છે

અમદાવાદ. શાહપુર, મગળપારેખનો ઉપાશ્રય — વિજયભક્તિસૂરિના

વિ. સં ૨૦૦૧ ના પ્રથમ ચૈત્ર સુદ ૧૩ — ધર્મલાભ





**પ. પૂ આચાર્યદેવ વિજય-મોહનસૂરિજી મહારાજ**

**પ. પૂ. આચાર્યદેવ વિજય-પ્રતાપસૂરિજી મહારાજ**

સં ૧૯૯૩ મા રાજકોટથી સંવચ્છરી પર્વની વ્યવસ્થા માટે હેન્ડબીલ બહાર પાડયુ હતુ જે પ્રાક્કથન પૃષ્ઠ ૮૮-૮૯ મા આપવામા આવ્યુ છે. તદુપરાંત અદ્યાપિ પર્યંત નવીન તિથિમતનો વિરોધ આચારણા અને ઉપદેશ દ્વારા સતત રીતે કરી રહ્યા છે





**પ પૂ હેતવિજયજી મહારાજ**

**પ. પૂ. આ. હિમાચળસૂરિજી મહારાજ**

જગદ્‌ગુરૂ વિજયહીરસૂરિજીના શિષ્ય તિલકવિજયજીની પટ્ટપરંપરામા થયેલ પૂ પં હેતવિજયજી મહારાજના શિષ્ય પૂ. આ હિમાચળસૂરિજી મહારાજ પોતાના ગુરૂદેવની પેઠે મારવાડમા શાસ્ત્રાનુસારી પરંપરા મુજબ ટીપણાની પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરી કરાવી શાસ્ત્રાનુસારી પરંપરાનુ રક્ષણ કરી રહ્યા છે




**ઇતિહાસ મહોદધિ પરમપૂજ્ય આચાર્ય વિજયેન્દ્રસૂરીશ્વરજી મહારાજ**

પૂર્વ અને બંગાળ વિગેરે દેશોમાં વિચરતા આ ઇતિહાસ મહોદધિ આચાર્ય ટિપ્પણાની પર્વક્ષય-વૃદ્ધિએ અપર્વક્ષયવૃદ્ધિ કરી શાસ્ત્રાનુલક્ષી પરંપરાનું રક્ષણ કરી રહ્યા છે



**શાસ્ત્રવિશારદ પ. પૂ. આચાર્યદેવ વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજ**



**પ. પૂ. આચાર્યદેવ વિજયભક્તિ-સૂરીશ્વરજી મહારાજ**

જેઓએ પાટણમાં પૂ. આચાર્યવિજય-પ્રેમસૂરિજીને તિથિ નિર્ણય માનવા લાયક નહિં હોવાનું સાફસાફ જણાવ્યું છે અને જણાવ્યું છે કે 'તમારી નવી માન્યતામાં પૂર્ણિમાક્ષયે કાર્તિક પૂનમની યાત્રા વિગેરેની વ્યવસ્થા થતી નથી આથી શાસ્ત્ર અને પરંપરા વિરુદ્ધ તમારી માન્યતા માનવા લાયક નથી.'

( ૮ )

## પરમ પૂ૦ નીતિવિજયજીદાદા વિગેરે શુ કરતા હતા તે જણાવવા પૂર્વક પર્વતિથિની વ્યવસ્થા માટેનો પરમ પૂજ્ય આચાર્યદેવ વિજયકુમુદસૂરીશ્વરજીનો અભિપ્રાય.

---

વિજયકુમુદસૂરિ, મેરૂ વિ૦, નિપુણ વિ૦ આદિ ઠા૦ ૪ પાલનપુર તા ૧૧-૩-૪૫

શ્રી અમદાવાદ દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક મફતલાલ યોગ્ય ધર્મલાભ પત્ર મળ્યો તિથિવિષયક અમારો અભિપ્રાય નીચે મુજબ છે

પરમપૂજ્ય પ્રાત.સ્મરણીય મહામુનિરાજ ગુરૂદાદા **શ્રીનિતિવિજયજી મ૦** આદિ અમારા પૂર્વ પુરૂષો લૌકિક ટીપ્પણામાંની પર્વતિથિના ક્ષયે અને વૃદ્ધિએ પૂર્વ તિથિનો ક્ષય અને વૃદ્ધિ કરતા તથા પૂનમ અમાસ આદિ જોડીયા પર્વની ક્ષયવૃદ્ધિ વખતે તેરશ આદિનીજ ક્ષય અને વૃદ્ધિ કરતા તેવી પૂર્વાચાર્યો આચરિત અવિચ્છિન્ન પરંપરા છે. અને શાસ્ત્રો તથા પટ્ટકો આદિ પણ એજ પરંપરાને આજે પણ પુષ્ટિ આપી રહ્યાં છે. તેથી **વિરૂદ્ધ જઈ સં ૧૯૯૨ થી નીકળેલ નવો તિથિમત તદ્દન જુઠ્ઠો છે.**

અમો ચાલી આવતી અવિચ્છિન્ન પરંપરા પ્રમાણે અમારા પૂજ્ય પુરૂષોના ચાલ્યા આવતા માર્ગે વર્તી રહ્યા છીએ. અને તેજ સત્ય છે તે અમારો અભિપ્રાય છે તે જાણશો

ધર્મકરણીમાં તત્પર રહેશો સાધુઓ સુખશાતામાં છે એજ.

**વિજયકુમુદસૂરિ.**

( ૯ )

## પૂ. આચાર્ય વિજયમોહનસૂરીશ્વરજીના શિષ્ય પૂજય આચાર્યદેવ વિજયપ્રતાપસૂરિજી મહારાજનો અભિપ્રાય.

---

પૂનમ અમાસના ક્ષયે તેરસનો ક્ષય તેમજ પૂનમ અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ તેમજ ભાદ્રપદ સુદિ પાચમની ક્ષયવૃદ્ધિમાં ભાદ્રપદ સુદી ત્રીજની ક્ષયવૃદ્ધિ માટે સેકડો વર્ષો પહેલાંના નીચે મુજબ પ્રામાણિક પાઠો છે.

**एव भणिय** .વિગેરે આ પ્રમાણે સેકડો વર્ષોથી ચાલી આવતી શાસ્ત્રીય પ્રણાલિકા હોવા છતાં અને ઉપર જણાવેલા સ્પષ્ટ દીવા જેવા પાઠો જાણવા છતા પોતાના **પરમગુરૂદેવોની** ભૂલો બતાવનાર તરીકે પોતાને ઓળખાવનાર આસો વર્ષ પહેલાના પ્રમાણિક પાઠોને પણ પોતાનો મત સ્થાપવા માટે બનાવટી પાઠો કહેવા તૈયાર થયેલ અને તપાગચ્છની એક સરખી પ્રણાલિકામા વિક્ષેપ પાડનાર એક નજીવો નવો વર્ગ આજે ઉભો થયો છે કે જે ઉદયતિથિના નામે

જૈન સમાજને ભ્રમણામાં નાંખી ચાલી આવતી તપાગચ્છની શાસ્ત્રીય અવિચ્છિન્ન પરંપરાનો લોપ કરી રહ્યો છે તેથી જૈનજનતાએ સાવધ રહેવું

વિજયપ્રતાપસૂરિ

( ૧૦ )

**પૂ. બુદ્ધિવિજયજી [બુટેરાયજી મહારાજ] પરમપૂજય વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ વિગેરે પર્વતિથિની આરાધના શીરીતે કરતા હતા તે જણાવવા સાથેનો પરમપૂજય આચાર્યદેવ વિજય વલ્લભસૂરિજી મહારાજના શિષ્ય વિજયોમંગસૂરિજીનો અભિપ્રાય**

—— ० ——

મુ અમદાવાદ શાહપુર મંગલપારેખનો ખાંચો, જૈન ઉપાશ્રય તા. ૧૫-૩-૪૫

અમારા પરમપૂજ્ય યોગીરાજ શ્રી **બુદ્ધિવિજયજી** મહારાજ ( બુટેરાયજી મ૦ ) તથા **શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી** મહારાજ સાહિબના પરિવાર તથા તેમના પટ્ટધર આચાર્ય શ્રીમદ્ **વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજ આદિ પર્વતિથિનું આરાધન જૈનઆગમ, જૈનશાસ્ત્ર અને પૂર્વાચાર્યની પરંપરાનુસારે ટિપણામાં બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ અને ચઉદસની ક્ષયવૃદ્ધિ હોય તો એકમ, ચોથ, સાતમ, દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરતા આવ્યા છે. પર્વતિથિનો ક્ષય તથા વૃદ્ધિ આજ સુધી કોઇપણ આચાર્યે કરી નથી અમો પણ આ શાસ્ત્રોક્ત શુદ્ધ પરંપરાથી પર્વતિથિનુ આરાધન કરીયે છીયે એજ શાસ્ત્રસમ્મત છે, અમો સર્વ સંઘને આ પ્રમાણે પર્વતિથિ આરાધન કરવા માટે ભલામણ કરીયે છીયે. એ અમારો અભિપ્રાય છે દાઃ **વિજયઉમંગસૂરિ**

( ૧૧ )

**પરમપૂજય પં. ધર્મવિજજી મહારાજના (ડહેલાવાળાના) શિષ્ય પરમ પૂજય આચાર્યદેવ વિજયસૂરેન્દ્રસૂરિજીનો અભિપ્રાય**

—— • ——

જૈન આગમ, શાસ્ત્ર અને પરંપરા મુજબ બીજ પાંચમ આઠમ અગિઆરશ અને ચૌદશની ટીપ્પણામાં ક્ષય વૃદ્ધિ હોય ત્યારે એકમ ચોથ સાતમ દશમ તેરશની ક્ષયવૃદ્ધિ અને પૂનમ અમાસની ક્ષય વૃદ્ધિ પ્રસંગે તેરશની ક્ષય વૃદ્ધિ જૈન સંઘમાં સેંકડો વર્ષથી થાય છે

પૂ. પં. સત્યવિજયગણિવર, પં. કર્પુરવિજયજી ગણિવર, પં. ક્ષમાવિજયજી ગણિવર, પં જીનવિજયજી ગણિવર, પં. ઉત્તમવિજયજી ગણિવર, પં. પદ્મવિજયજી ગણિવર, પં. રૂપવિજયજી ગણિવર, પં અમીવિજયજી



**પરમપૂજય આચાર્યદેવ ઋદ્ધિસાગરસૂરિજી મહારાજ**

અમારા પૂર્વપુરૂષ પૂ શાંતમૂર્તિ રવિસાગરજી મહારાજ પૂ. બુદ્ધિસાગરસૂરિજી મહારાજ, પૂ આત્મારામજી મહારાજ, તથા પૂ મુલચંદજી મહારાજ વિગેરે પુરૂષો વિદ્વાન્ અને શાસનદાઝવાળા હતા, તેઓએ ટીપણાની પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ પૂર્વની અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી છે તેને આજે બદલવાનું કાંઈ પણ જરૂર નથી.



સ્વ. પ. પૂ. યોગનિષ્ઠ. આચાર્યદેવ
બુદ્ધિસાગરસૂરિશ્વરજી મહારાજ



સ્વ. પ પૂ. આચાર્યદેવ અજીતસાગર-
સૂરિજી મહારાજ

જેઓ વિદ્વાન્ વ્યાખ્યાતા અને યોગનિષ્ઠ છતા પોતાના સમગ્ર દીક્ષાકાળમાં ટીપણાની પર્વ ક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરી શાસ્ત્રાનુલક્ષી પરંપરાને અનુસર્યા

ગણિવર, પં. સૌભાગ્યવિજયજી ગણિવર, પં. રત્નવિજયજી ગણિવર, પં. **મોહનજી ગણિવર.** તથા અમારા ગુરુ મહારાજ **પં. ધર્મવિજયજી ગણિવર,** વિગેરે સંઘ માન્ય પૂર્વ પુરૂષો ઉપર પ્રમાણે કરતા આવ્યા છે. તે સર્વ મહા પુરૂષો શાસ્ત્રના વિદ્વાન અને પરંપરાના જાણુ હતા. આજે પણ ડહેલાના ઉપાશ્રયે તે પૂર્વ પુરૂષોની રીતિ મુજબ પર્વ ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરી પર્વતિથિની જનતાને જાણ કરવામાં આવે છે આજે જેઓ પૂર્વપુરૂષોની આચરણા, આગમ અને શાસ્ત્રના સેંકડો આધારો છતા પર્વ ક્ષયવૃદ્ધિ કરી જૈન શાસનમા જે નવીન તિથિ માન્યતા રજુ કરી પર્વારાધનમા મતભેદ ઉભો કર્યો છે તે વ્યાજબી યોગ્ય કે હિતકર નથી માટે જૈન જનતાને અમારી ભલામણ છે કે નવા તિથિ-મતથી મુદ્દલ ભોળવાવું નહિ. કારણકે નવો તિથિમત જુઠો અને શાસ્ત્રને ઉત્થાપનાર છે.

**આચાર્યદેવ શ્રીમદ્ વિજયસુરેન્દ્રસૂરીશ્વરની આજ્ઞાથી**

**દ. મુનિ રાજેન્દ્રવિજયજી.**

**અમદાવાદ, ડહેલાનો ઉપાશ્રય.**
મિતિ સ. ૨૦૦૧ ના ફાગણ વદ ૧૩ સોમ

( ૧૨ )

## પરમપૂજ્ય યોગનિષ્ઠ આચાર્ય વિજયકેસરસુરિજી મહારાજના શિષ્ય વિજયન્યાયસૂરિજીનો અભિપ્રાય

---

**પરમપૂજ્ય પ્રતાપી મુક્તિવિજયજી ગણીવર્ય ( મુળચંદજી ) મહારાજ પૂજ્ય આચાર્યદેવ કમલસૂરીશ્વરજી મ૦** તથા પરમપૂજ્ય આચાર્યદેવ શ્રી કેશરસૂરીશ્વરજી મહારાજ વિગેરે અમારા પૂજ્ય પૂર્વ પુરૂષો ટીપ્પણામા બીજ પાંચમ અષ્ટમી એકાદશી ચતુર્દશીની ક્ષયવૃદ્ધિએ એકમ, ચોથ, સાતમ, દશમ, તેરશની ક્ષયવૃદ્ધિ કરતા હતા અને પૂર્ણિમા અને અમાવાસ્યાની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ કરતા હતા અને એજ પ્રમાણે શાસ્ત્ર અને પરં-પરાથી કરવુ વ્યાજબી છે આજે જેઓ જુદી રીતે કરે છે તે પરંપરા અને શાસ્ત્રને ઉત્થાપે છે અને તેઓ તદ્દન ખોટા છે

અમદાવાદ, ઝવેરીવાડ. ઉજમફોઈનો ઉપાશ્રય
સં ૨૦૦૧ ફા. વ ૧૦

લી. બાલબ્રહ્મચારી યોગનિષ્ઠ આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરસૂરી-શ્વરજીના શિષ્ય વિજયન્યાયસૂરિ.

( ૧૩ )

## પૂજ્ય મોહનલાલજી મહારાજના શિષ્ય પૂ. હરખમુનિજીમહારાજના શિષ્ય સિદ્ધિમુનિજી મહારાજનો અભિપ્રાય

સં ૨૦૦૧ પ્રથમ ચૈત્ર શુક્લ તૃતીયા.

સુશ્રાવક શ્રીયુત પં. મફતલીલ યોગ્ય ધર્મલાભ.

તમોએ પર્વતિથિના ક્ષયવૃદ્ધિ સંબંધી મારી શ્રદ્ધા અને પ્રવૃત્તિ કેવી છે તે વિષે જાણવા જે પત્ર લખ્યો તેનો પ્રત્યુત્તર તરીકે જણાવવાનું કેઃ—

મારા સં ૧૯૫૯ થી આજ સુધીના ચારિત્રજીવન દરમિયાન પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે મહાન્ અને અતીવ શ્રેયસ્કર શ્રી જૈન શાસન જેમ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિની સામાચારી કરી રહ્યું હતું, તેવીજ સામાચારીમાં મારી શ્રદ્ધા છે, અને મારી પ્રવૃત્તિ પણ તેવીજ છે

આ વિષેના મારા વિચારો શા છે એ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કેઃ—

સમગ્ર જૈન શાસન પોતાની સાર્વદિક વ્યવસ્થાપૂર્વક કોઈ અન્ય વિચારણા કરવાનો પ્રસંગ ઉપસ્થિત ન કરે અથવા તો સર્વ ગીતાર્થોથી અવિરૂદ્ધ કોઈ ગીતાર્થના ભિન્ન સમાચારને આખુય જૈન શાસન વધાવી લઈ આચરણાગત ન કરે ત્યાં સુધી મને મારી સમાચારી શ્રદ્ધામાં પરિવર્તન તો શું, કિન્તુ વિચારણા કરવાનો પણ કોઈ અવસર નથી.

લી.

શ્રમણ સંઘનો સેવક સિદ્ધિમુનિ.

( ૧૪ )

## વયોવૃદ્ધ અતિદીર્ઘ દીક્ષાપર્યાયવાળા પૂ. પં. હિંમતવિમલજી ગણિવરનો અભિપ્રાય

આપણા તપાગચ્છમાં આગમ અને ગુરૂ પરંપરા મુજબ ટીપણામાં બીજ પાંચમ આઠમ, અગિઆરસ અને ચૌદશની ક્ષયવૃદ્ધિ હોય તો એકમ, ચોથ, સાતમ, દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ થાય છે અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ હોય તો તેરસની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે એજ પ્રમાણે અમારી વિમળ શાખામાં ઉપરોક્ત શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે પૂ. આચાર્યદેવ આણંદવિમળ સૂરીશ્વરજીના વખતમાં થતુ હતું તેવા ઉલ્લેખો મળે છે અને તે પ્રમાણે અમારા પૂર્વ પુરૂષો આચરતા આવ્યા છે અને આજે અમો પણ તેજ પ્રમાણે આચરણ કરીએ છીએ અમારા પંચોતેર વર્ષના દીક્ષાકાળના અનુભવ પ્રમાણે પણ તેમજ છે.

ખાનપુર
માગસર શુ ૫

પં. હિંમતવિમળજી ગણિવરની આજ્ઞાથી
દ. પં. શાંતિવિમળના ધર્મલાભ




## પૂ. પં. હિમતવિમળજી ગણિવર

'અતિદીર્ઘ પર્યાયી આ મહારાજનો અનુભવ કહે છે કે પર્વતિથિની ક્ષયવૃદ્ધિ જૈન પંચાગમાં કોઇ દીવસ થઇ નથી.'



## પૂ. પં દયાવિમળજી ગણિવર

" વિમળશાખાના અગ્રગણ્ય આ મહાત્મા પાસે પૂ પં મુક્તિવિજયજી ગણિવરે યોગોદ્વહન કર્યા હતા. તેમણે ટિપ્પણાની પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરી હતી અને તેમની આચારણાનુસારે આજે તેમના શિષ્યો બાર અખંડ પર્વની આરાધના કરે છે "



## પૂ. પં. રંગવિમળજી ગણિવર



પૂ. આ. જયસિંહસૂરિજી મહારાજ



પ. આ. માણિક્યસિંહસૂરિજી મહારાજ



પૂ પં વિકાસવિજ-
યજી મહારાજ



પૂ. આ. જ્ઞાનસુંદરસૂરિજી
મહારાજ



પૂ. પં. ભાનુવિજ-
યજી મહારાજ



સ્વ. પ્ર. પં. મણીવિજયજી મહારાજ



પરમપૂજ્ય આચાર્યદેવ વિજયકુમુદ
સૂરીશ્વરજી મહારાજ

જેઓએ આજ અગાઉ અનેકવાર નવીન
તિથિમતનો લેખો અને ઉપદેશદ્વારા વિરોધ કર્યો છે

સ્વ. પરમપૂજ્ય પં. ધર્મવિજયજી ગણિવર
(ડહેલાના ઉપાશ્રયવાળા)



પરમપૂજ્ય આચાર્યદેવ વિજયસુરેન્દ્ર-
સૂરીશ્વરજી મહારાજ

જેઓએ પોતાના ગુરૂમહારાજના ફોટાથી ભ્રષ્ટિત મ ૧૯૯૯ના પ ચાગમા અખ ડ પર્વતિથિ માનવાની પોતાની માન્યતા સ્પષ્ટ કરી છે, અને વૈદ્યનો ફેસલો બહાર પડવાના સમાચાર સાભળતાજ તેને ન માન-વાની ચેતવણી આપી છે

॥ શ્રી પાર્શ્વનાથાય નમઃ ॥

# પ્રાક્ કથન

## મતભેદ પ્રશંસાપાત્ર અને વિચારશીલતા સુચવે છે.

જગતમાં આદર્શમાં આદર્શજીવન જો કોઈનું હોય તો તે શ્રી વીતરાગ પરમાત્માના માર્ગને વહન કરનારા મુનિઓનું જીવન છે. આ મુનિજીવન જીવનાર મુનિ મહાત્માઓને શિરે પોતાના જીવનને ઉન્નત બનાવવા સાથે પરના જીવનને પણ યથાશક્ય ઉન્નત બનાવવાની જવાબદારી છે આથી સ્વશ્રેય સાધતા મુનિઓ જ્યારે કોઇપણ આત્મા સ્ખલના પામે કે માર્ગચ્યુત બને ત્યારે તેને કરૂણાબુદ્ધિથી યોગ્ય માર્ગ બતાવે તે ખુબ આવશ્યક છે, ન્યાયવિશારદ ઉ. શ્રી. યશોવિજયજી મહારાજ તેમાં દૃષ્ટાન્ત સ્વરૂપ છે, તેઓ ત્યાગી વૈરાગી અને જ્ઞાની હોવા છતાં માર્ગચ્યુત બનનારાઓને–જૈન સિદ્ધાંતની આડે જૈન સિદ્ધાંતથી વિપરીત કહેનાર અને કરનારાઓને શાસ્ત્રનિર્દેશ દલીલો અને ઉપદેશ આપવામાં તેઓએ જરાપણ કમીના નથી રાખી. ત્યાગી માહાત્માઓનો ત્યાગ જ્ઞાનની ગવેષણા વિચારણા અને મનનદ્વારા શોભે છે આથી તેના ઉંડા અભ્યાસથી કોઇકવાર ત્યાગ પ્રધાન પુરૂષોમાં પણ પ્રમાણિક રીતે મતભેદ પડે એ સહજ છે, આ મતભેદ વખતે પોતાનો વિચાર રજુ કરવામાં લજ્જા કે શંકાને સ્થાન જરાપણ ન હોય. મતભેદ મનભેદનું સ્થાન લઈ કદાગ્રહરૂપ ન બને અને વિચારણાના શુદ્ધ તત્ત્વમાં રહે ત્યાં સુધી તો તે મતભેદ જરૂર પ્રશંસાપાત્ર ગણાય અને આવા મતભેદ જૈનશાસનમાં બનતા હોય તો તે તેની સાચી શ્રદ્ધાસાથે વિચારશીલતા સૂચવે છે.

**મતભેદમાંથી મનભેદ ઉભો થાય તો તે દીર્ઘદૃષ્ટિપણાનો અભાવ જણાવે છે.** પરંતુ આ મતભેદ મતભેદમાંથી મનભેદ પણ પરિણમે અને તેમાંથી ઇર્ષ્યા અહંભાવ જાગે ત્યારે તે ખૂબજ અનિષ્ટ પરિણામ લાવી મુકે છે વિચારણાથી ઉત્પન્ન થયેલ મતભેદ શરૂઆતમાં તેના સમાધાનદ્વારા શ્રદ્ધા અને ધર્મની દૃઢતા માટે હોય છે તે તેની દિશા ભૂલાવાથી ધર્મમાં દૃઢતા લાવવાને બદલે ધર્મના આરાધક પુરૂષોમાં શિથિલતા શંકા અને છિન્નભિન્નતા લાવી મુકે છે, તે વખતે આવા મતભેદમાથી થયેલ મનભેદ દીર્ઘદૃષ્ટિપણાનો અભાવ સૂચવે છે.

## મતભેદ મનભેદ બને ત્યારે મતભેદને ચર્ચાના ક્ષેત્રમાંથી દૂર કરવો જોઇએ.

દરેક સમાજમાં અને જૈન સમાજમાં પણ મતભેદની સિદ્ધાંતિક ચર્ચા છોડીને વ્યક્તિના ગુણ દોષ તેમજ બીજી આડીઅવળી બાબતોથી તે મતભેદની દીશા પલટાવી મનભેદો કમનસીબે બને છે, જે સમાજના ઓજસ્ અને પ્રતિષ્ઠાને દિનપ્રતિદિન હીનહીનતર બનાવે છે માટે મનભેદરૂપે મતભેદ ન પરીણમે તેનું સમાજના દીર્ઘદૃષ્ટિવાળા પુરૂષોએ ખુબ ધ્યાન રાખવું જોઈએ અને જ્યારે મતભેદ મનભેદપણે પરિણમે ત્યારે એકપક્ષે-સમજુમાણસોએ પોતાનું દૃષ્ટિ બિન્દુ પદ્ધતિસર રજુ કરી તેને ચર્ચાના ક્ષેત્રમાંથી દૂર કરી સમાજમા શાંતિ સ્થાપવી જોઇએ.

## તિથિચર્ચાનો મતભેદ ક્યારે દૂર થાય ?

જૈનસમાજમાં દીક્ષા દેવદ્રવ્ય વિગેરે મતભેદો કે ચર્ચાઓ આવાજ પ્રકારે મતભેદમાંથી મનભેદ રૂપે પરિણમેલાં. પણ તે તે ચર્ચાઓ કાળના વ્હેણે શાંતપડી અને તેથી સમાજ ક્ષુબ્ધ થતો અટકયો પરંતુ જૈન સમાજમાં ઉત્પન્ન થયેલ કોઈ પણ ચર્ચા આ તિથિચર્ચા જેટલી લાંબી વ્યાપક અને ગુંચભરી ચર્ચા થવા પામી નથી કારણકે બીજી બીજી ચર્ચાઓ નિયત દિવસોના આચારો સાથે ભેદ વિના વિચારભેદથી થયેલી હોવાથી તે તે પ્રસંગે ઉપસ્થિત થયેલું વિચારભેદનું મોજું કે વેગ ઓસરી જતાં કાળે કરીને તે તે ચર્ચાઓ બંધ થઇ ગઈ, જ્યારે આ તિથિચર્ચા વિચાર ભેદ સાથે આચાર ભેદવાળી અને તે પણ ધર્મનું આચરણા કરનાર સૌની સાથે નિયતપણે એકસરખો સંબંધ રાખનારી હોવાથી કેટલાંક વર્ષો ગયાં અને હજી ઘણા વર્ષો જાય તો પણ એક બીજો વર્ગ પોતાને પૃથક્માની કે પરસ્પર સમજુતિથી સહમત બની સંતોષ ન માને ત્યાં સુધી આ ચર્ચાની શાંતિ સંભવતી નથી. પરસ્પર સમજુતિથી સહમત થઈ આ ચર્ચાનો ઉકેલ લાવવો તે અતિ ઉત્તમ માર્ગ છે પણ આ ચર્ચાના ઉકેલમાં તે માર્ગથી ઉકેલ આવે તેમ આજના સંજોગો જણાતા નથી

આ મતભેદ પુરતો મતભેદરાખી શાસનના બીજા કાર્યમાં સહમત જોડાવાની દીર્ઘદૃષ્ટિ આવશ્યક હોવા છતાં એ બનવું આજે સંભવિત જણાતું નથી કારણકે જનસ્વભાવપ્રિય સ્વમતરાગ કાલપરિણતિ ન થાય ત્યાં સુધી તેની આડે આવ્યા વિના રહી શકે તેમ નથી. આથી સાચી શાંતિના ઇચ્છક સજ્જનોએ પ્રથમ તકે તો આ ચર્ચાનું સ્વરૂપ સમજવું જોઇએ અને સમજી તેને અનુસરી પોતાનો નિર્ણય બાંધવો જોઇએ. અને આની સંપૂર્ણ સમજ ન ધરાવી શકે તે પુરૂષોએ શ્રદ્ધાશીલ પુરૂષનો આશરો કે પોતાની જુની પ્રણાલિકાને વળગી રહેવું જોઇએ.



પરમપૂજ્ય પં. શ્રીમદ્ હર્ષમુનિજી મહારાજ



પરમપૂજ્ય મોહનલાલજી મહારાજ સાહેબ



પરમપૂજ્ય સ્વ. આ. વિજયક્ષાંતિ-સૂરીશ્વરજી મહારાજ

પરમપૂજ્ય મોહનલાલજી મહારાજ અને તેમના વિદ્વાન શિષ્ય હરખમુનિજી આદિ પૂર્વપુરુષોની શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે તેમના સંતાનીય પં કીર્તિમુનિજીએ વૈદ્યનો ફેંસલો હેંડબીલ કાઢી અપ્રમાણિક જાહેર કર્યો છે અને જણાવ્યું છે કે પર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ જૈન શૈલિ પ્રમાણે થાય નહિ



**પૂ. પં. શાંતિવિજયજી ગણિવર**

જેઓએ ચાલુ વર્ષમા (વિ સ ૨૦૦૦) ડહેલાના ઉપાશ્રયે ચાતુર્માસ રહી નવા તિથિમતનો પ્રબળરીતે હરહમેશ પૂ પ. રૂપવિજયજી ગણિવરની આચારણાનો આધાર આપી વિરોધ કર્યો છે



**પૂ. પં. કીર્તિમુનિજી ગણિવર**

ડૉ પી. એલ વૈદ્યના નિર્ણયમા રહેલ 'શાસ્ત્રાભાસ' પક્તિને જનતા સમક્ષ રજુ કરી વૈદ્યનો નિર્ણય જૈનશાસ્ત્રોને વગોવનાર છે તે જાહેર કરવા પૂર્વક નવાતિથિમતથી સાવધ રહેવાનુ 'જૈન જનતા સાવધ રહે' એ હેન્ડબીલ દ્વારા જણાવ્યું છે

દેખીતી રીતે સરલ દેખાતી આ ચર્ચા શાસ્ત્રપાઠ તેના અર્થ ભેદ અને આચરણાના આધારોથી એટલી બધી ગુંચવાયેલ છે કે જેની યોગ્ય સમજ વગરના પુરૂષો તેની સાચી સમજ પામી શકે તેમ નથી. આ મતભેદ આચરણા સાથે સંબંધ રાખનાર હોવાથી આ મતભેદનો સબંધ તે મતભેદની સમજવાળા વર્ગ સાથે ન રહેતા ધાર્મિક ક્રિયાકાંડ કરનાર આખા સંઘની સાથે સંકળાયેલ છે. તેથી જ કહેવામાં આવ્યું છે કે દરેક સમજદાર માણસે તેને સમજવા પ્રયત્ન કરવો જોઈએ અને તેને સમજી યોગ્યા-યોગ્યનો નિર્ણય કરી તે પ્રમાણે પર્વ-તિથિનું આરાધન કરવું જોઈએ.

**આ ચર્ચામાં બન્ને પક્ષનો મતભેદઃ ૧ શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પ્રણાલિકાઃ-**

ટીપ્પણામાં બીજ, પાચમ, આઠમ, અગિયારસ, ચૌદસ, પર્વતિથિઓની ટીપ્પણાની રીતે ક્ષય કે વૃદ્ધિ આવે તો તેની પૂર્વ અપર્વ એકમ, ચોથ, સાતમ, દસમ, તેરસ વિગેરેની ક્ષય વૃદ્ધિ કરવી અને ટીપ્પણામાં પૂનમ અમાસ પર્વાન્તર પર્વતિથિઓની ટીપ્પણાની રીતે ક્ષયવૃદ્ધિ આવે તો પૂર્વ અપર્વ તેરસની ક્ષયવૃદ્ધિ કરવી આ કરવાની રીતિ આજે નવિન જણાવવામાં આવતી નથી, પરંતુ સેંકડો વર્ષથી ચાલી આવતી આચરણા મુજબની આ રીતિ છે એટલુંજ નહિ પણ બન્ને પક્ષના પૂર્વજોએ પણ આજ સુધી એ રીતિનું જ અનુસરણ કરેલ છે. આ વિજયરામચંદ્રસૂરિજી પણ સંવત-૧૯૯૨ સુધી પર્વ ક્ષયવૃદ્ધિ પ્રસગે પૂર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરવાની રીતિને અનુસર્યા છે. અને આ રીતિને શાસ્ત્રપાઠોનુ પણ સંપૂર્ણ સમર્થન છે. ટુંકમાં પર્વતિથિને આશ્રયિને જ આરાધના કરાતી હોવાથી પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થાય નહિ.

**૨ શાસ્ત્રાધારે પ્રણાલિકા બદલવી જોઇએ તેવા કથનપૂર્વક રજુ થતી રીતિઃ—**

ટીપ્પણામાં બીજ, પાંચમ, આઠમ, અગિયારસ, ચૌદશ વિગેરે પર્વતિથિઓની ક્ષય કે વૃદ્ધિ હોય તો આરાધનાના પચાંગમા પણ બીજનો ક્ષય બે બીજ વિગેરે કરી લખી પર્વતિથિઓની ક્ષયવૃદ્ધિ એમજ ઉભી રાખવી, અને બીજ વિગેરે ક્ષીણ પર્વતિથિની આરાધના પૂર્વના એકમ વિગેરે અપર્વ દીવસે 'એકમ બીજ' એમ બે તિથિ સાથે કહેવા લખવા પૂર્વક કરવી, પર્વવૃદ્ધિ વખતે બે બીજ વિગેરે બે તિથિ બોલવા પૂર્વક બીજી પર્વ તિથિના દિવસે તેની આરાધના કરવી પર્વાન્તર પર્વ-પૂનમ અમાસના ક્ષય પ્રસંગે તેની આરાધના ચૌદશમાં સમાઈ જાય, પૂનમ અમાસની વૃદ્ધિએ ચૌદશ પછીની પ્રથમ પૂર્ણિમાને ફલ્ગુગણવી અને બીજી પૂનમને પૂનમ કરવી, ટુંકમાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિ થાય અને તેને શાસ્ત્રપાઠોનુ સમર્થન છે તેમ તેમનું માનવું છે.

## આ તિથિ ચર્ચાનો સમય.

સં. ૧૯૯૨ માં ચંડાશુચંડુ પંચાગમાં પંચાગની ગણુતરી મુજબ ભા. સુ ૪ પછી બે પાંચમ આવી. 'ચૌદશ પર્વ પછી આવનાર પૂનમ પર્વની જેમ ભા. શુ. પાંચમ પણુ પર્વાનન્તર પર્વતિથિ છે આથી પર્વાનન્તર પર્વતિથિએ પૂર્વતર અપર્વતિથિની ક્ષય વૃદ્ધિ કરવાની પ્રાચિન પ્રણાલિકાને લક્ષમાં રાખીને અને પૂર્ણિમાની વૃદ્ધિએ ટીપ્પણાની પ્રથમ પૂર્ણિમાએ ચૌદશના વ્યપદેશપૂર્વક ચૌદશ કરવાની રીતિનો પણુ વિચાર કરી ટીપ્પણાની[1] પ્રથમ પંચમીને ચતુર્થી કરીને ભા. શુ. ૪ ના રવિવારના દિને સંવચ્છરી કરવાનું જાહેર થયું. અને [2]પૂ. આચાર્યદેવ નેમિસૂરીશ્વરજી મ. પૂ. આ. સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ, પૂ આ. સિદ્ધિસૂરીશ્વરજી મહારાજ પૂ આ. વિજયનીતિસૂરીશ્વરજી મ પૂ. આ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ વિગેરે શ્રી વિજયદેવસૂર તપાગચ્છ સંઘના મોટા ભાગે (આ. રામચંદ્રસૂરિ સિવાય) માન્ય રાખી સંવચ્છરી પર્વ કર્યું અને [3]મુંબઈ

---

૧. "શ્રીવલ્લભસૂરિજીએ જૈન પત્રમાં રવિવારે સંવચ્છરી કરવાનો પ્રોગ્રામ બહાર પાડયો અને તે પછી થોડાજ વખતમાં મુંબઈ ખાતે શ્રી. રામચંદ્રસૂરિજી તરફથી શનિવારે સંવચ્છરી કરવાનું જાહેર થયું." [પર્વ ચર્ચા, પૃ૦ ૭૨.]

**આથી સ્પષ્ટ છે કે રવીવારે સંવચ્છરી કરવાનું પ્રથમ જાહેર થયું હતું.**

૨. ભાદરવા સુદ પહેલી પાંચમને ચોથમાની રવીવારે શ્રી સવચ્છરી કરનારાઓના વર્તમાનઃ—

૧. પૂ. આ. સિદ્ધિસૂરિજી મહારાજ. ૨. પૂ. આ વિજયનેમિસૂરિજી. ૩. પૂ. આ. સાગરાનંદસૂરિજી મહારાજ. ૪. પૂ. આ શ્રીવિજયવલ્લભસૂરિજી.

(વીરશાસન વર્ષ ૧૪, અંક ૪૭, પૃ. ૮૨૯)

૩. "મેનેજીંગ ટ્રસ્ટીઓ દ્વારા પુછાવવામાં આવ્યું કે 'તેઓ કયા દિવસે સંવચ્છરી કરનાર હતા?" (વીરશાસન, તા. ૬ નવેમ્બર ૧૯૩૬ પૃ૦ ૧૧૪)

આ પ્રશ્ન કોને પૂછવામા આવ્યો?

- દેવસુર સંઘના મેનેજીંગ ટ્રસ્ટીઓએ આ વખતે સ્વીકાર કર્યો હતો તે કમિટી નીચલા નવ મુનિરાજોની હતી (સાધુ સંમેલને સકલ સંઘના પ્રતિનિધિ તરીકે પસંદ કરેલ નવ આચાર્યવર્યોની હતી.)

આચાર્ય શ્રીવિજયનેમસૂરિજી. આચાર્ય જયસિંહસૂરિજી આચાર્ય શ્રીવિજયસિદ્ધિસૂરિજી.
,, શ્રીસાગરાનંદસૂરિજી. ,, શ્રીવિજયવલ્લભસૂરિજી ,, શ્રીવિજયદાનસૂરિજી.
,, શ્રીવિજયનિતિસૂરિજી. ,, શ્રીવિજયભૂપેન્દ્રસૂરિજી. મુનિસાગરચંદ્રજી.

(વીરશાસન પુસ્તક ૧૫, અંક ૬-૭ તા. ૬ નવેમ્બર ૧૯૩૬ પૃ૦ ૧૧૪)

"તેમાંના પાચ આચાર્યો તપાગચ્છના છે અને તેઓ રવીવારે સંવચ્છરી કરનાર છે."

(વીરશાસન તા. ૬ નવેમ્બર ૧૯૩૬ પૃ૦ ૧૧૪)

આ ઉપરથી સ્પષ્ટ છે કે, સાધુ સંમેલને નિયુક્ત કરેલ તપાગચ્છના સૌ આચાર્ય



**પ. પૂ. મુક્તિવિજયજી ગણિવર(પૂ મુલચંદજી મહારાજ)**

જેઓ પ્રતાપી વિદ્વાન અને પ્રતિભાસપન્ન હતા તેમણે પોતાની જીંદગી પર્યંત પર્વક્ષયવૃદ્ધિ કરી નથી



**પ. પૂ. શાંતમૂર્તિ આ. વિજય-કમલસૂરિજી મહારાજ**

જેઓ શાંતમૂર્તિ અને પ્રતિષ્ઠાસંપન્ન હતા તમણે પોતાના જીવન પર્યંત શાસ્ત્રાનુસારી પગ પગ મુજબ પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરી છે



સ્વ. પૂ આ. વિજયકેસરસૂરીશ્વરજી મહારાજ



પૂ. આ વિજયદેવસૂરિજી મહારાજ



પ. આચાર્યદેવ વિજયન્યાયસૂરિજી મહારાજ

પૂ આચાર્ય વિજયકેસરસૂરિજીના શિષ્ય પૂ આચાર્ય લાભસૂરિજી, પૂ આ ન્યાયસૂરિજી, પૂ પ ચંદ્રવિજયજી મહારાજ આ સર્વ શાસ્ત્રાનુલક્ષી પરંપરા મુજબ ટીપણાની પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરે છે, અને હરહમેશ નવાતિથિમતનો ઠેરઠેર પ્રબળ રીતે વિરોધ કરી રહ્યા છે

ગોડીજી પાર્શ્વનાથના મંદિરની વિજયદેવસૂરસંઘની પેઢીને પણ ટીપ્પણાની પ્ર ભા શુ. ૫ મે ભા શુ. ૪ માની રવીવારે સવચ્છરી કરવાનુ (ચાર આચાર્યોએ) જણાવ્યું.

આ રીતે ટીપ્પણાની પ્રથમ પંચમીને ચોથનો વ્યપદેશ આપી ચોથને રવિવારે સવચ્છરી કરવાનુ જાહેર થયા પછી તે વખતે સ. ૧૯૯૨મા મુંબઈમા ચાતુર્માસ રહેલ. આ વિજયરામચંદ્રસૂરિજીએ [૪] શરૂઆતમા માસખમણુ વિગેરેના

---

રવીવારે સવચ્છરી કરનાર હતા, સાધુ સમેલનની કમિટીમા નહિ એવા રામચંદ્રસૂરિજી માત્ર શનિવારે સંવચ્છરી કરનાર હતા.

૪. આ. રામસૂરિજીએ પ્રથમ રવીવારની સવચ્છરીના હીસાબે માસખમણુ કરાવ્યા હતા

'મુબઈ સમાચાર'ના પ્રતિનિધિ સવાલ—"પરંતુ શ્રી મોતીચંદ મજકુર આચાર્યના મતમાં થયેલા ફેરફારની પુષ્ટિમા પ્રમાણુ આપે છે. એમણે મહીનાના ઉપવાસના પચ્ચ-ફખાણુ તેનો છેલ્લો દીવસ રવીવાર આવે છે તે હીસાબેજ તેમણે કરાવ્યાં હતા."

(ક્ષમાભદ્રસૂરિજીનો) જવાબ—એતો તમે પચ્ચક્ખાણુ કરવાવાળા છે તેમને જઇને પૂછો તો સત્વર ખુલાસો મળી જશે. આચાર્યશ્રીએ તેમને જણાવી દીધુ હતુ કે-૨૯ ઉપવાસ અને ૩૦ ઉપવાસ પણ કરવા પડશે કારણકે અમારે તો અગાઉથી ચોકસી રાખવાની હતી જો શાસ્ત્ર પ્રમાણે રવીવારની સૂચના મળે તો તે સ્વીકારવાની અમને ફરજ પડે. (વીરશાસન વર્ષ ૧૫, અંક, ૩. પૃ૦ ૪૦)

આ ઉપરથી સ્પષ્ટ છે કે માસખમણના પચ્ચક્ખાણુ આપ્યા ત્યારે શનિવારનો નિર્ણય ન હતો તેમજ તેમને જે સૂચના મળે તે પ્રમાણે કરવાનુ હતું તેમાં પણ વજુદ નહોતું. કારણકે આચાર્ય સિદ્ધિસૂરિજી પોતે રવીવારે સંવચ્છરી કરે અને સૂચના શનિવારે આપે તે બનવા જોગ નથી તે માટે તેમણે લખેલ પત્ર નીચે પ્રમાણે છે.

**સિદ્ધિસૂરિજીના નામે ગપ. તેઓ રવીવારેજ સંવત્સરી માને છે તે બાબતમાં તેમના પત્રથી ખુલાસો—**

આ અંગે ખુલાસો માગનારો એક પત્ર તેમના પર જતા તેઓશ્રી નીચે મુજબ તેનો ખુલાસો લખી મોકલે છે.

**—પ્રત્યુત્તર—**

અમદાવાદથી લી૦ પૂજ્યપાદ પરમોપકારી પરમ આરાધ્ય આચાર્યદેવ શ્રીવિજયસિ-દ્ધિસૂરીશ્વરજી મહારાજ તરફથી,

તત્ર મુબાઈ મધ્યે દેવગુરૂ ભક્તિકારક પુણ્યપ્રભાવક સુશ્રાવક ઝવેરી હીરાલાલ લલ્લુ-ભાઈ જોગ,—તમારો પત્ર મળ્યો, વાચી બીના જાણી તમો લખો છો તે બાબતમાં અમો કંઈ જાણુતા નથી, વિશેષ ખુલાસો રૂબરૂ થશે.

અમારી આજ્ઞા કે પત્ર નથી. અને હોય તો તેમની પાસેથી કઢાવીને વાંચશો. એજ ધર્મ સાધનમા ઉદ્યમ રાખશો. મુનિ શ્રીપ્રકાશવિજયજીએ ધર્મલાભ જણાવ્યા છે. એજ,

લી૦ કુમુદવિજયજી.

છેલ્લા સમાચાર મુજબ અમદાવાદમા રવીવારની સવચ્છરી માનવાનો નિર્ણય થયો છે અને તે મુજબ પાખી વગેરે પળાશે, મુબઈમાં પણ મોટો ભાગ આ પક્ષમા હોવાથી

પચ્ચક્ખાણો રવિવારની સંવચ્છરીના હિસાબે આપેલ હોવા છતાં પાછળથી પૂ. આ |સિદ્ધિસૂરીશ્વરજી મહારાજના નામે ટીપ્પણાની ભા. સુ ૪ને શનિવારે સવચ્છરી કરવાનુ જણાવ્યું અને ટીપ્પણા મુજબજ ભાદરવા સુદ બે પાચમ પણ કરવાનુ જણાવીને "આરાધનામાં પર્વ તિથિની ક્ષય વૃદ્ધિ નજ થાય" તેવી શાસ્રાનુ-લક્ષી દેવસુર તપાગચ્છની માન્યતાને તેઓએ સેંકડો વર્ષમાં સૌથી પ્રથમ અવ ગણી આ ઉપરાંત પસ ૧૯૯૩ પછી છડેચોક ભીતિયા પચાગો કાઢી તેમાં બે બીજ, બે પાંચમ, બે આઠમ, બે અગીયારસ, બે ચૌદશ વિગેરે તેમજ બીજ, પાંચમ, આઠમ, અગિયારસ આદિ પર્વતિથિના ક્ષયે ૧/૨ ૪/૫-૭/૮-૧૦/૧૧ લખવાનું શરૂ કરી પર્વતિથિઓની ક્ષયવૃદ્ધિ લખવાનું અને બોલવાનુ શરૂ કર્યું. અને શ્રી તત્ત્વતરંગિણી આદિ પરમ પ્રમાણિક ગ્રન્થના આચારણાને જ સાચા તરીકે સિદ્ધ કરનારા અનેક શાસ્ર પાઠોના અર્થો પણ તેઓએ પોતાના એ મતને અનુસરતા કર્યા અને તેને 'પર્વતિથિ પ્રકાશ' 'તિથિસાહિત્ય દર્પણ' વિગેરે નામની ચોપ-ડીઓદ્વારા બહાર પાડીને ખુબ પ્રચાર કર્યો.

**સં. ૧૯૯૨માં આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજને શનિવારે સંવચ્છરી જાહેર કરવાનું કારણ અને બીજા પૂ. આચાર્ય ભગવંતોને તેમ નહિ કરવાનું કારણઃ—**

સં ૧૯૮૯ માં ચડાંશુચડુમાં ભા. સુ. ૫ ક્ષય હતો. ત્યારે પાંચમનો ક્ષય કરવાને બદલે બીજા પંચાંગોનો આધાર લઇને છઠ્ઠનો ક્ષય કરી ટીપ્પણની ભા. શુ. ૪ નું પરાવર્તન કર્યું ન હતું તેમ સ ૧૯૯૨માં પણ બનવું જોઇએ તેમ પાછળથી આ. રામચંદ્રસૂરિજીને સૂઝ્યું અને ભા સુ ૪ને શનિવારે સંવ-ત્સરી કરવાનું જાહેર કર્યું. પરતુ આ. રામચદ્રસૂરિજીએ એ ન વિચાર્યું કે સં. ૧૯૮૯માં જેઓએ ચંડાંશુચડુ પચાંગ છોડીને બીજા ટીપ્પણાનો આધાર લઈ

'જમાલની માનો જુદો ચોતરો'ની ભાવનાવાળા મુનિ રામવિજય પાછા પડ્યા છે અર્થાત્ સ ૧૯૯૨ માં શનિવારે સવચ્છરી કરવાની સિદ્ધિસૂરિજી મહારાજ આ રામચદ્રસૂરિજીને જણાવ્યુ નથી તેમના નામે તેમણે જે પ્રચાર કરેલો તે ખોટો હતો.

(જૈન જ્યોતિ વધારો નં. ૧૬. તા. ૧૨-૯-૩૬)

૫. આ વર્ષે ભીતીયા પચાગો તૈયાર કરવામાં અમે સુયોગ્ય ફેરફાર કર્યો છે.

(વીરશાસન પુસ્તક ૧૫. અક ૯ પૃ૦ ૧૪૬)

અમારા ભીતીયા પંચાગમા ૧૦/૧૧ ભોમ એમ લખ્યું છે.

(વીરશાસન પુસ્તક ૧૫ અંક ૯ રવીવાર પૃ૦ ૧૫૮)

અમારા ભીતીયા પચાંગમા ૨×રવિ એમ લખ્યુ છે બીજ સામે ચોકડી મુકીને તે આરાધ્ય તરીકે લેવાની નથી એમ સુચવ્યુ છે અને ૨ સોમ બ્લેક કરેલ છે.

(વીર પુસ્તક ૧૫, અક ૯ પૃ૦ ૧૫૮)



પૂ મુનિરાજશ્રી જ્ઞાનવિજયજી મહારાજ.    પૂ. મુનિરાજશ્રી દર્શનવિજયજી મહારાજ.    પૂ. મુનિરાજશ્રી ન્યાયવિજયજી મહારાજ.

આ ત્રિપુટિ મુનિએ ‘પચાગ પદ્ધતિ’ ‘વિકાસ’ ‘જૈન’ ‘જૈન જયોતિ’ વિગેરે પત્રોમા સતત લેખો દ્વારા નવીન તિથિમતનો પૂર્ણપણે વિરોધ કર્યો છે એટલુજ નહિ પણ પાલીતાણામા જાહેર વ્યાખ્યાનમા ‘સંઘ બહારજ ગણાય’ કહી અદ્યાપિ નવીન તિથિમતનો પૂર્ણપણે વિરોધ કરી રહ્યા છે.

ભા. શુ. ૬ નો ક્ષય કરી ચંડાશુચંડુ ટિપ્પણાની ભા. સુ. ૪ ફેરવી ન હતી તેમાં તેમણે ટિપ્પણું બદલ્યું હતું પણ પર્વતિથિનો ક્ષય કર્યો ન હતો. તેમજ સં. ૧૯૮૯ માં ચંડાશુચંડુમાં ભા. શુ. ૫ નો ક્ષય હતો ત્યારે તેમણે ભા શુ. ૬ના ક્ષય માટે જે બીજા ટિપ્પણાનો આધાર લીધો હતો તેમાં સં. ૧૯૫૨ માં ભા સુ. ૫ ના ક્ષયે તેમના વડીલોએ ઘણા ટીપ્પણામાં ભા. શુ ૬ નો ક્ષય હોવાથી બીજા ટીપ્પણાનો આધાર લઇ ભા શુ. ૬ ક્ષય માન્યો હતો તેનો પુરાવો હતો. ભા. શુ. ૫ની વૃદ્ધિએ પહેલાં શું કરવામાં આવ્યું હતું તેવો કોઈ આધાર સ્પષ્ટપણે ન હોવાથી સં. ૧૯૮૯ માં ભા. શુ. ૫ ના ક્ષયે ભા. શુ ૬ ક્ષય કરી ભા શુ ૪ને નહિ ફેરવનાર વર્ગને સં. ૧૯૯૨ માં પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિના ક્ષય વૃદ્ધિ કરવારૂપ નિયમનું અનુસરણ કરવું વ્યાજબી લાગ્યું, અને તેથી પૂ. આચાર્ય વિજયનેમિ-સૂરીશ્વરજી મહારાજ, પૂ આચાર્ય વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ, પૂ. આચાર્ય વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ વિગેરે સર્વેએ ટિપ્પણાની ભા સુ પ્રથમ પચમીને ભા. શુ ૪ ના વ્યપદેશપૂર્વક ભા શુ ૪ના દિને સંવચ્છરી પર્વ કર્યું, પૂ આચાર્ય સાગરાનંદસૂરિજી મહારાજ તો પ્રથમથી સં. ૧૯૫૨ થી જ પર્વ કે પર્વાનન્તર પર્વની ક્ષયવૃદ્ધિએ પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષય વૃદ્ધિને વળગી રહેલા હતા તેથી તેમને તો આ વખતે પણ બીજું કાંઈ વિચારવાનું હતું નહિ. હવે આ પ્રસંગે ખરીરીતે આચાર્ય રામચંદ્રસૂરિજી મહારાજની પ્રથમ ફરજ તો એજ હતી કે વયોવૃદ્ધ, જ્ઞાની અને પ્રભાવશાળી પૂ આ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ વિગેરેના માર્ગને તેમણે અનુસરવું જોઇતું હતું કારણકે તેઓએ જે સ. ૧૯૯૨મા આ માર્ગ લીધો હતો હતો તે દેવસુર જૈન તપાગચ્છના ધોરી માર્ગના રક્ષણ માટે લીધો હતો. તેમજ સં ૧૯૮૯માં જે ટિપ્પણાની ભા શુ. ૪નુ પરાવર્તન નહોતું કર્યું તેમાં પોતાના વડીલોની આચરણાનો આધાર હતો

**શનિવારે સંવચ્છરી કર્યા છતાં આ. રામચંદ્રસૂરિજી મહારાજ તેમના ગુરૂ આદિકને અનુસર્યા હોત તો આ ચર્ચા આગળ ન ચાલત.**

પૂ આ વિજયરામચંદ્રસૂરિજી મહારાજે સં. ૧૯૯૨માં (તેમના ગુરૂ આદિ કે [૧]સં. ૧૯૮૯મા બીજા પંચાગનો આસરો લઈ ભા. શુ ૬ નો ક્ષય કર્યો

---

૧ પર્વાધિરાજને અંગે—ક્ષય પાચમનો કે છઠ્ઠનો ?
શ્રીકલ્પસૂત્રનું વાચન ક્યારે ?

પૂજ્યપાદ પરમ ગીતાર્થ આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજીનો ખુલાસો.

૧. પ્રશ્ન—સં. ૧૯૮૯ ના ભાદરવા શુદી ૫ નો ક્ષય છે, તો સવત્સરી કઇ તિથિએ કરવી ?

ઉત્તર—ભાદરવા શુદી ૫ નો ક્ષય ચંડુ પંચાગમાં છે, પણ બીજા ઘણા પચાગોમા

હતો તેવો આ વખતે) બીજા પંચાગનો આશરો લઈ ભા શુ. ૬ની વૃદ્ધિ કરી સંવત્સરી શનિવારે કરી હોતતો સં. ૧૯૯૨ અને સં ૧૯૯૩ પુરતી આ ચર્ચા ચાલુ રહેત, પણ તેથી આગળ આ ચર્ચા લાંબી ચાલત કે વાતાવરણ ડોળાત નહિ અને નિર્ભયપણે જણાવી શકત કે **સં. ૧૯૮૯ માં અમારા વડીલોએ ભા. સુ. ૫ પાંચમના ક્ષય પ્રસંગે બીજા બીજા પંચાંગનો આશરો લઇ છઠ્ઠનો ક્ષય કર્યો હતો. તે મુજબ આ બે સાલમાં અમે પણ બીજા પંચાંગનો આશરો લઇ ભા. સુ. ૬ ની વૃદ્ધિ કરી છે.**

## સં. ૧૯૯૨ સં. ૧૯૯૩ની સંવચ્છરી ગયા છતાં તિથિચર્ચા કાયમ રહેવાના હેતુઓ.

પરંતુ એમ ન કરતાં 'સં. ૧૯૫૨, સં. ૧૯૬૧ અને સ. ૧૯૮૯ના પર્વક્ષયવૃદ્ધિ નહિ કરવાના પોતાના વડીલોના આશરાને છોડીને પર્વતિથિની

---

ભાદરવા શુદી ૬ નો ક્ષય થાય છે તેથી શુદ ૬ નો ક્ષય માનવાથી પર્યુપણમાં તિથિની વધઘટ કરવા જરૂર રહેશે નહિ સ ૧૯૫૨ ની સાલમાં પણ આ પ્રમાણે હતુ. અને શ્રી તપાગચ્છના મ્હોટા ભાગે ભાદરવા શુદી ૬ નો ક્ષય માની ભાદરવા શુદી ૪ ની સવત્સરી કરી હતી. સ. ૧૯૬૧ માં પણ ભાદરવા શુદી ૫ નો ક્ષય ચંડુ પંચાગમાં હતો પણ પ્રાયઃ સર્વ સંઘે છઠ્ઠનોજ ક્ષય માન્યો હતો. માટે અઠ્ઠાઇધર શ્રાવણ વદી ૧૨ શુક્રવાર અને સવત્સરી ભાદરવા શુદી ૪ શુક્રવારે કરવી એજ શ્રેયકારી લાગે છે.

(વીરશાસન વર્ષ ૧૧ અંક ૪૧ સવત ૧૯૮૯ અષાઢ વદી ૧૪)

## પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વનો નિર્ણય.

### પૂજ્યપાદ સકલાગમ રહસ્યવેદી આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજાએ કરેલું સ્પષ્ટીકરણ.

આગામી શ્રી પર્યુષણા પર્વને અંગે ઘણા અમારો અભિપ્રાય જાણવાની ઉત્કંઠા લખી જણાવે છે. અગાઉ તા. ૨૧ ઓકટોમ્બર ૧૯૩૨ ને રોજ આ વિષેનો એક પ્રશ્નોત્તર અમો જણાવી ચૂકયા હતા. તા. ૨૧ જુલાઈ ૧૯૩૩ ના અંકમાં શ્રી વીરશાસન પત્રે તેનો ઉતારો ફરીથી પ્રગટ કર્યો હતો. આ પછી જે કાંઈ ઉહાપોહ થયો છે. તેના ઉપર બારીક ધ્યાન આપતા અમને જણાયું છે કે—

શ્રી સંઘના વિચારશીલ વૃદ્ધો અમારી સાથે એકમત છે. જિજ્ઞાસુઓની જાણ માટે અમારો અભિપ્રાય પુન જણાવવાને અમને હરકત નથી. તે આ રહ્યા—

વર્તમાન ૧૯૮૯ ના વર્ષમાં ચંડુ પંચાંગમાં ભાદરવા શુદી પાંચમનો ક્ષય લખ્યો છે, અને બીજાં પંજાબી, ગુજરાતી વિગેરે પંચાંગોમાં શુદ છઠ્ઠનો ક્ષય લખ્યો છે. આ પ્રમાણે સંવત્ ૧૯૫૨ તથા ૧૯૬૧ માં પણ હતું અને તે સમયે શિષ્ટ જનોએ છઠ્ઠનો ક્ષય અંગીકાર કરીને સુદી ચોથની સવત્સરી આરાધી હતી તે અનુસારે આ વખતે પણ શ્રાવણ વદી બારસને શુક્રવારે અઠ્ઠાઇધર તથા ભાદરવા શુદ ચોથ ને શુક્રવારે સંવત્સરી એટલે વાર્ષિક પર્વ ઉજવવુ જોઇએ.

(વીરશાસન વર્ષ ૧૧ અંક ૪૪ સંવત ૧૯૮૯ શ્રા. વ. ૭ શુક્રવાર પૃ. ૫૮૫)

ક્ષયવૃદ્ધિ કરવાનું તદ્દન નવીનજ જણાવ્યું, અને જે પોતાના વડીલોએ સ્પષ્ટ રીતે ભા શુ. પાંચમરૂપ પર્વતિથિનો ક્ષય ન કરતાં ચંડાશુચંડુ સિવાયના બીજાજ પંચાંગમાંની ભા શુ છઠ્ઠનો ક્ષય કર્યો હતો તેમાં પણ શંકાશીલ ભાવ બતાવવા માંડયો. તેમજ પૂનમ-અમાસ જેવી પર્વાનન્તર પર્વતિથિના ક્ષયવૃદ્ધિપ્રસંગે પૂર્વતર અપર્વતિથિ તેરસની ક્ષયવૃદ્ધિ જે જૈન સમાજમાં સેંકડો વર્ષથી થતી હતી; અને તે તેમણે તથા તેમના દાદાગુરૂ આદિ સર્વેએ આજપર્યંત માન્ય રાખી હતી તેની પ્રમાણિકતામા પણ સંદેહ બતાવવા માંડયો. કારણકે તેને પ્રમાણિક અને વ્યાજબી માનવામાં આવે તો સંવચ્છરી પછી આવનાર પર્વાનન્તર પર્વ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિને કેમ રોકી શકાય? આથી તે વખતે એમણે પોતાનો આગ્રહ પોષવા જાહેર કર્યું કે **'પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાની પ્રથા ખોટી છે શાસ્ત્રનું તેને બળ નથી'**। ટુંકમાં સ ૧૯૯૨ અને સ. ૧૯૯૩માં ચંડાશુંચડુ ટિપ્પણાની પાચમની વૃદ્ધિને બદલે છઠ્ઠની વૃદ્ધિ કરીને તેઓશ્રીએ સંવચ્છરી પુરતો પ્રશ્ન રાખ્યો હોત તો ૧૯૯૨-૯૩ના આ બે વર્ષ પછી આપો આપ તિથિચર્ચાથી ડોળાયેલ વાતાવરણ શાંત થાત પરંતુ સમાજના કમભાગ્યે તેમ ન બન્યું અને કેવળ શનિવારની સંવચ્છરીના આગ્રહને દૃઢ કરવા જેમાં કોઈ દીવસ આજ સુધી મતભેદ કે વિસંવાદ નહોતો એવી કેટલીએ નવીન વાતો ઉત્તરોત્તર રજુ કરવામાં આવી જેને લઇ સંવચ્છરી ગયા પછી પણ ડોળાયેલ વાતાવરણ શાંત થયું નહિ. તે નવીન વસ્તુઓ નીચે મુજબ છે—

૧ પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવાની પ્રણાલિકા માન્ય રાખવામાં આવે તો **શનિવાર કે બુધવાર** સવચ્છરી તરીકે ન આવે

---

## શ્રી પર્યુષણા પર્વને અંગે

"આ વર્ષે શ્રાવણ વદ અમાસને દિવસે ગ્રહણ હોવાથી તેમજ ચંડુ પંચાંગમાં ભાદરવા શુદ પાચમનો ક્ષય હોવાથી, સમાજમા અનેક પ્રકારની ચર્ચાઓ ફેલઇ છે. પરંતુ આજના અકમા અમે પૂ પા. વિજયદાનસૂરીશ્વરજી મહારાજનો બીજો ખુલાસો પ્રગટ કરીએ છીએ. શાસ્ત્રાનુસારી પૂજ્ય શ્રમણો અને શ્રદ્ધાસપન્ન શ્રાવક વર્ગે શ્રી આગામી પર્યુષણમાં નીચે મુજબ વર્તવુ એમ પૂ૰ સુવિહિત આચાર્યદેવો ફરમાવે છે.—

શ્રાવણ વદ બીજી બારસ, શુક્રવાર, પર્વાધિરાજનો પ્રથમ દિવસ

શ્રાવણ વદ અમાવાસ્યા, સોમવાર, શ્રીકલ્પસૂત્રવાંચન શરૂ

ભાદરવા શુદ એકમ, મગળવાર, શ્રી મહાવીર જન્મ વાંચન

ભાદરવા શુદ ચતુર્થી શુક્રવાર, શ્રી સંવત્સરી પર્વ

ભાદરવા શુદ છઠ, રવીવાર, ક્ષયતિથિ

આ સંબંધમા ઘણો ઉહાપોહ થયેલો હોઇને અજ્ઞાન આત્માઓ ઉન્માર્ગે દોરાઇ જાય નહિ, તે માટે આ ખુલાસો કર્યો છે.

હતો તેવો આ વખતે) બીજા પંચાગનો આશરો લઈ ભા શુ. ૬ની વૃદ્ધિ કરી સંવત્સરી શનિવારે કરી હોતતો સં. ૧૯૯૨ અને સં. ૧૯૯૩ પુરતી આ ચર્ચા ચાલુ રહેત, પણ તેથી આગળ આ ચર્ચા લાંબી ચાલત કે વાતાવરણ ડોળાત નહિ અને નિર્ભયપણે જણાવી શકત કે સં. ૧૯૮૯ માં અમારા વડીલોએ ભા. સુ. ૫ પાંચમના ક્ષય પ્રસંગે બીજા બીજા પંચાંગનો આશરો લઇ છઠ્ઠનો ક્ષય કર્યો હતો. તે મુજબ આ બે સાલમાં અમે પણ બીજા પંચાંગનો આશરો લઇ ભા. સુ. ૬ ની વૃદ્ધિ કરી છે,

**સં. ૧૯૯૨ સં. ૧૯૯૩ની સંવચ્છરી ગયા છતાં તિથિચર્ચા કાયમ રહેવાના હેતુઓ.**

પરંતુ એમ ન કરતાં 'સં. ૧૯૫૨, સં. ૧૯૬૧ અને સં. ૧૯૮૯ના પર્વક્ષયવૃદ્ધિ નહિ કરવાના પોતાના વડીલોના આશરાને છોડીને પર્વતિથિની

---

ભાદરવા શુદી ૬ નો ક્ષય થાય છે તેથી શુદ ૬ નો ક્ષય માનવાથી પર્યુપણમાં તિથિની વધઘટ કરવા જરૂર રહેશે નહિ સ ૧૯૫૨ ની સાલમાં પણ આ પ્રમાણે હતુ. અને શ્રી તપાગચ્છના મ્હોટા ભાગે ભાદરવા શુદી ૬ નો ક્ષય માની ભાદરવા શુદી ૪ ની સવત્સરી કરી હતી. સ. ૧૯૬૧ માં પણ ભાદરવા શુદી ૫ નો ક્ષય ચંડુ પંચાગમાં હતો પણ પ્રાયઃ સર્વ સંધે છઠ્ઠનોજ ક્ષય માન્યો હતો. માટે અઠ્ઠાઇધર શ્રાવણ વદી ૧૨ શુક્રવાર અને સવત્સરી ભાદરવા શુદી ૪ શુક્રવારે કરવી એજ શ્રેયકારી લાગે છે.

(વીરશાસન વર્ષ ૧૧ અક ૪૧ સવત ૧૯૮૯ અષાઢ વદી ૧૪)

**પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વનો નિર્ણય.**

**પૂજ્યપાદ સકલાગમ રહસ્યવેદી આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજાએ કરેલું સ્પષ્ટીકરણ.**

આગામી શ્રી પર્યુષણા પર્વને અંગે ઘણા અમારો અભિપ્રાય જાણવાની ઉત્કંઠા લખી જણાવે છે. અગાઉ તા. ૨૧ ઓકટોમ્બર ૧૯૩૨ ને રોજ આ વિષેનો એક પ્રશ્નોત્તર અમો જણાવી ચૂકયા હતા. તા. ૨૧ જુલાઈ ૧૯૩૩ ના અંકમાં શ્રી વીરશાસન પત્રે તેનો ઉતારો ફરીથી પ્રગટ કર્યો હતો. આ પછી જે કાંઈ ઉહાપોહ થયો છે. તેના ઉપર બારીક ધ્યાન આપતાં અમને જણાયું છે કે—

શ્રી સંઘના વિચારશીલ વૃદ્ધો અમારી સાથે એકમત છે. જિજ્ઞાસુઓની જાણ માટે અમારો અભિપ્રાય પુન જણાવવાને અમને હરકત નથી. તે આ રહ્યા—

વર્તમાન ૧૯૮૯ ના વર્ષમાં ચડુ પંચાંગમાં ભાદરવા શુદી પાંચમનો ક્ષય લખ્યો છે, અને બીજાં પંજાબી, ગુજરાતી વિગેરે પંચાંગોમાં શુદ છઠ્ઠનો ક્ષય લખ્યો છે. આ પ્રમાણે સવત્ ૧૯૫૨ તથા ૧૯૬૧ માં પણ હતુ અને તે સમયે શિષ્ટ જનોએ છઠ્ઠનો ક્ષય અગીકાર કરીને સુદી ચોથની સંવત્સરી આરાધી હતી તે અનુસારે આ વખતે પણ શ્રાવણ વદી બારસને શુક્રવારે અઠ્ઠાઈધર તથા ભાદરવા શુદ ચોથ ને શુક્રવારે સંવત્સરી એટલે વાર્ષિક પર્વ ઉજવવુ જોઇએ.

(વીરશાસન વર્ષ ૧૧ અંક ૪૪ સંવત ૧૯૮૯ શ્રા. વ. ૭ શુક્રવાર-પૃ૦ ૫૮૫)

ક્ષયવૃદ્ધિ કરવાનું તદ્દન નવીનજ જણાવ્યું, અને જે પોતાના વડીલોએ સ્પષ્ટ રીતે ભા શુ. પાંચમરૂપ પર્વતિથિનો ક્ષય ન કરતાં ચંડાશુચંડુ સિવાયના બીજાજ પંચાંગમાંની ભા શુ છઠ્ઠનો ક્ષય કર્યો હતો તેમાં પણ શંકાશીલ ભાવ બતાવવા માંડ્યો. તેમજ પૂનમ-અમાસ જેવી પર્વાનન્તર પર્વતિથિના ક્ષયવૃદ્ધિપ્રસંગે પૂર્વતર અપર્વતિથિ તેરસની ક્ષયવૃદ્ધિ જે જૈન સમાજમાં સેંકડો વર્ષથી થતી હતી; અને તે તેમણે તથા તેમના દાદાગુરૂ આદિ સર્વેએ આજપર્યંત માન્ય રાખી હતી તેની પ્રમાણિકતામા પણ સંદેહ બતાવવા માંડ્યો. કારણકે તેને પ્રમાણિક અને વ્યાજબી માનવામાં આવે તો સંવચ્છરી પછી આવનાર પર્વાનન્તર પર્વ પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિને કેમ રોકી શકાય? આથી તે વખતે એમણે પોતાનો આગ્રહ પોષવા જાહેર કર્યું કે **'પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાની પ્રથા ખોટી છે શાસ્ત્રનું તેને બળ નથી'**! ટુંકમાં સ ૧૯૯૨ અને સં. ૧૯૯૩માં ચંડાશુચંડુ ટિપ્પણાની પાંચમની વૃદ્ધિને બદલે છઠ્ઠની વૃદ્ધિ કરીને તેઓશ્રીએ સંવચ્છરી પુરતો પ્રશ્ન રાખ્યો હોત તો ૧૯૯૨-૯૩ના આ બે વર્ષ પછી આપો આપ તિથિચર્ચાથી ડોળાયેલ વાતાવરણ શાંત થાત. પરંતુ સમાજના કમભાગ્યે તેમ ન બન્યું અને કેવળ શનિવારની સવચ્છરીના આગ્રહને દ્દઢ કરવા જેમાં કોઈ દીવસ આજ સુધી મતભેદ કે વિસંવાદ નહોતો એવી કેટલીએ નવીન વાતો ઉત્તરોત્તર રજુ કરવામાં આવી જેને લઇ સંવચ્છરી ગયા પછી પણ ડોળાયેલ વાતાવરણ શાંત થયું નહિ. તે નવીન વસ્તુઓ નીચે મુજબ છે—

૧ પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવાની પ્રણાલિકા માન્ય રાખવામાં આવે તો **શનિવાર કે બુધવાર** સંવચ્છરી તરીકે ન આવે

---

## શ્રી પર્યુષણા પર્વને અંગે

"આ વર્ષે શ્રાવણ વદ અમાસને દિવસે ગ્રહણ હોવાથી તેમજ ચંડુ પચાંગમાં ભાદરવા શુદ પાંચમનો ક્ષય હોવાથી, સમાજમા અનેક પ્રકારની ચર્ચાઓ ફેલઇ છે. પરંતુ આજના અકમા અમે પૂ પા. વિજયદાનસૂરીશ્વરજી મહારાજનો બીજો ખુલાસો પ્રગટ કરીએ છીએ. શાસ્ત્રાનુસારી પૂજ્ય શ્રમણો અને શ્રદ્ધાસપન્ન શ્રાવક વર્ગે શ્રી આગામી પર્યુષણમાં નીચે મુજબ વર્તવુ એમ પૂ॰ સુવિહિત આચાર્યદેવો ફરમાવે છે.—

શ્રાવણ વદ બીજી બારસ, શુક્રવાર, પર્વાધિરાજનો પ્રથમ દિવસ

શ્રાવણ વદ અમાવાસ્યા, સોમવાર, શ્રીકલ્પસૂત્રવાંચન શરૂ

ભાદરવા શુદ એકમ, મગળવાર, શ્રી મહાવીર જન્મ વાંચન

ભાદરવા શુદ ચતુર્થી શુક્રવાર, શ્રી સંવત્સરી પર્વ

ભાદરવા શુદ છઠ, રવીવાર, ક્ષયતિથિ

આ સબધમા ઘણો ઉહાપોહ થયેલો હોઇને અજ્ઞાન આત્માઓ ઉન્માર્ગે દોરાઇ જાય નહિ, તે માટે આ ખુલાસો કર્યો છે.

પણ રવિવાર અને ગુરૂવાર આવે. આથી **શનિવાર અને બુધવાર કાયમ રાખવા પર્વતિથિની ક્ષયવૃદ્ધિ કાયમ રાખવી તેવું જણાવ્યું**[૭].

૨ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કાયમ રાખવામાં આવે તો પાંચમની ક્ષયવૃદ્ધિએ ત્રીજની ક્ષયવૃદ્ધિ આપોઆપ કરવી પડે. આથી **શનિવાર અને બુધવારની સંવચ્છરી કાયમ રાખવા**[૮] **પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવી એ અપ્રમાણિક છે એમ જણાવ્યું.**

૩ જૈન સમાજના પંચાંગો પ્રમાણે તિથિની વ્યવસ્થા કરવામાં આવે તો શનિવાર અને બુધવારની સંવચ્છરી ન રહે આથી **શનિવાર બુધવારની સંવચ્છરી કાયમ રાખવા** સં. ૧૯૯૩થી પંચાંગો બદલ્યાં

આ ઉપરાંત કલ્યાણકતિથિઓ ષડ્પર્વી જેવી ગણાય વિગેરે વિગેરે અનેક નવીન વસ્તુઓ રજુ કરી અને આની સાબિતી માટે શાસ્ત્રાધાર શોધવાનો પ્રયાસ શરૂ કર્યો. અને તે પ્રયાસમાં ખરતરગચ્છની સાથેની ચર્ચા પ્રસંગો અને બીજા પ્રસ્તુત અપ્રસ્તુત પ્રસંગોની કલ્પનાઓ દ્વારા તેની પુષ્ટિના શાસ્ત્રાધારો પોતાના સમર્થન માટે તેમણે મનગમતી રીતે રજુ કર્યા

જૈનસમાજને જૈનશાસ્ત્રો ઉપર અનહદ ભક્તિ અને લાગણી હોવાથી આ વિજયરામચંદ્રસૂરિજી તરફથી સંસ્કૃત અક્ષરોની લીટીઓની લીટીઓ પોતાના સમર્થન

---

—વધુમાં—

અમદાવાદમાં બીરાજતા પૂ. પા. વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજ, પૂ. પા વિજય-નીતિસૂરીશ્વરજી મહારાજ. પૂ પા. વિજયમેઘસૂરીશ્વરજી મહારાજ પૂ. પા. ઉપાધ્યાય શ્રી મનોહરવિજયજી મ. પૂ પા ઉ. શ્રી વિજ્ઞાનવિજયજી મ અને પૂ પા ઉ શ્રી પ્રેમવિજયજી મ. ભાવનગરમાં બીરાજતા પૂ પા. વિજયનેમિસૂરીશ્વરજી મ, ખંભાતમાં બીરાજતા પૂ. પા. વિજયદાનસૂરીશ્વરજી મ. પાટણમા બીરાજતા પૂ. પા વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. રતલામમાં બીરાજતા પૂ. પા. વિજયદર્શનસૂરીશ્વરજી મ. રાધનપુરમા બીરાજતા પૂ પા. વિજયકનકસૂરીશ્વરજી મ. અને પૂ પા. વિજયભદ્રસૂરીશ્વરજી મ મુબઇમાં બીરાજતા પૂ. પા. પં. ભક્તિવિજયજી મ. પાલીતાણામાં બીરાજતા ડહેલાવાળા પૂ. પા. પં. શ્રી ધર્મવિજયજી મ કપડવંજમાં બીરાજતા પૂ પા પંન્યાસ શ્રી કુમુદવિજયજી મ. આદિ ઉપર પ્રમાણેજ ચાલુ વર્ષના પર્વાધિરાજની આરાધના કરવા-કરાવવાના છે.

(વીર. વર્ષ ૧૧ અંક ૪૪ શ્રા વદ ૬)

આ ઉપરથી પૂ આ. દાનસૂરિજીએ કે જૈન સમાજમાં કોઇએ પણ પાંચમ પર્વતિથિનો ક્ષય કર્યો ન હતો આમ સ્પષ્ટ હોવા છતા આજે તેઓ દ્વારા સં. ૧૯૮૯ માં પાંચમનો ક્ષય થયો હતો તેવુ ખુબજ જુઠ્ઠુ પ્રચારવામા આવે છે તે વ્યાજબી નથી

૭ ટિપ્પણી નંબર પાંચ જુઓ

૮. 'બે પૂનમ હોય ત્યારે બે તેરસ કરવી જોઇએ નહિ કદાચ તેમ કરાતુ હોય તો તે ખોટું છે.' (વીરશાસન' પુસ્તક ૧૫, અંક ૪)

માટે રજુ કરવામાં આવી આ સંસ્કૃતઅક્ષરે દેખી કેટલાક ભદ્રિક માણસોની ડામડોળ સ્થિતિ જોઈ તેઓના કલ્યાણ માટે "સં ૧૯૯૩માં આનો યોગ્ય

---

૯. સંવત્સરી શાસ્ત્રાર્થ બંધ રહેવા માટે કોણ જોખમદાર?

## શેઠ પ્રતાપસિંહ મોહનલાલભાઈનુ નિવેદન.

આચાર્ય શ્રીવિજયરામચંદ્રસૂરિજી અને શ્રી જીવતલાલ પ્રતાપસિંહના સબબેજ શાસ્ત્રાર્થ પડી ભાગ્યો છે.

"પૂ શ્રી નેમિસૂરીશ્વરજીએ તો જણાવ્યું હતુ કે-તેઓ પોતે વિહાર કરવાને તદ્દન અશક્ત હોઈ ચર્ચાના સ્થળે આવશે નહિ પણ શ્રી સાગરાનંદસૂરિની સાથેની ચર્ચાનુ જે કાંઈ પરિણામ આવશે તેને સહમત થઈ તે પ્રમાણે વર્તશે."

"આ બાજુના સાધુઓ રૂબરૂમા થયેલ ચર્ચાનુસાર સંવત્સરીનો નિર્ણય લાવવાની સૂચનાઓનો સ્વીકાર કરે છે ખંભાત બાજુ વિહાર કરાવવા ગોઠવણુ કરો, કાગળ આવે છે"

"શેઠ શ્રી પોપટલાલભાઇને ઉપર પ્રમાણેનો તાર મળતાં અને તેઓએ પૂજ્ય શ્રી સાગરાનંદસૂરિજીને જણાવતા તેઓશ્રીએ તરતજ વિહારની તૈયારી કરી અને જો કે પૂ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજીની ખંભાત પધારવાની જરાપણ ઈચ્છા ન હતી છતાં શ્રી સાગરાનંદસૂરિજી તથા તેમના પોતાના શિષ્ય સમુદાયનો આગ્રહ અને તેઓશ્રીના પધારવાથી સંઘમા શાંતિ ફેલાશે એવી વિનવણી વ્યાજબી લાગતા તેમજ પોપટભાઈ ઉપરનો તાર તે બને શેઠીયાઓ સાથે થયેલ ચર્ચાનુસાર વર્તવાની ખાત્રી આપતો ઘણો સ્પષ્ટ હોવાથી કાગળની રાહ જોયા સિવાય પોતાની વૃદ્ધ ઉમર-પગમા દર્દ વિગેરે કારણે પોતે લાંબો વિહાર કરવા અશક્ત હોવા છતા પૂ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી તથા પૂ શ્રી સાગરાનંદસૂરિજીએ પોતાના બને સમુદાયના વૃદ્ધ-બાળ ગ્લાન વિગેરે તમામ ૪૭ સાધુઓ સાથે તેજ દીવસે બપોરના ચાર વાગે જામનગર છોડી ખંભાત તરફ પ્રયાણ શરૂ કર્યું."

"પૂ મહારાજશ્રીએ જણાવ્યુ કે-આ બધાના આગ્રહને વશ થઇને ચલાતુ નથી છતાં પણ તમારી શાંતિ માટે આવવુ પડયુ છે." (શેઠ પ્ર૰ નિ૰વીરશાસન વર્ષ ૧૫ અંક ૩૭)

આ ઉપરથી જાણી શકાશે કે પૂ. આ. નેમિસૂરિ મહારાજ સાહેબે વૃદ્ધ ઉમર છતા વિહાર કરી તિથિચર્ચાનો નિકાલ ઇચ્છયો હતો અને તે માટે પૂર્ણ જહેમત ઉઠાવી હતી.

"આ વખતે પૂજ્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજીએ જણાવ્યુ કે-સંઘના પંદર આગેવાનોના નામ જે મે તમને પ્રથમ કહ્યા હતા તે તે પંદરની સમિતિ તમને બહુ મોટી જણાય તો તેના બદલામાં નીચેના નવ ગૃહસ્થોની સમિતિ બનાવવી.

૧ શેઠ જીવતલાલ પ્રતાપશી, ૨ શેઠ નગીનદાસ કરમચંદ. ૩ શેઠ બકુભાઇ મણીલાલ. ૪ શેઠ મયાભાઇ સાકળચંદ. ૫ શેઠ પોપટલાલ ધારશીભાઈ ૬ શેઠ ગીરધરલાલ છોટાલાલ ૭ શેઠ ભગુભાઇ ચુનીલાલ ૮ શેઠ પ્રતાપસિંહ મોહોલાલભાઈ અને ૯ અમદાવાદના નગરશેઠ શ્રી કસ્તુરભાઈ મણીભાઇ અને વધુમા જણાવ્યુ કે-આ નવ ગૃહસ્થોની બનેલી સમિતિ ચર્ચા માટેના બે પંડિતો પંચોને નક્કી કરી આપે અને એ બે પંચો એકમત ન થાય તો સરપંચની નિમણુક પણ એ સમિતિજ કરે. ચર્ચા કરવા માટે એક પક્ષ તરફથી મૂખ્ય સાગરાનંદસૂરિજી અને તેમના મદદગાર નંદનસૂરિ તથા લાવણ્યસૂરિ રહે અને બીજા પક્ષ તરફથી ચર્ચા કરનાર તરીકે મુખ્ય લબ્ધિસૂરિજી અને તેમના મદદગાર જંબુવિજયજી અને કલ્યાણવિજયજી રહે. (શેઠ પ્ર૰ નિવેદન વીરશાસન વર્ષ ૧૫, અંક ૩૭)

નિર્ણય કરવો તેવા શુભ આશયે પૂ. આ. વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા પૂ. આ. સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ વિગેરે આચાર્યો અને સમાજના હિતસ્વી ગૃહસ્થોએ સહૃદયે પ્રયત્ન કર્યો પરંતુ તેનુ ધાર્યું પરિણામ તૈયાર થયેલ યોગ્ય [10]મુસદ્દાની ઉપર આ રામસૂરિજી–શનીવારપક્ષની સહીઓ નહી

"પૂ આ નેમિસૂરિજીએ મને કહેલુ કે–'સંવત્સરીની ચર્ચાને મોટુ રૂપ આપવાનું કાંઈ પણ કારણુ નથી. જેમને ઠીક લાગે તેમ કરીલે. પરંતુ તે છતા સમાધાનીથી તેનો નિર્ણય કરવો હોય તો આચાર્ય સાગરાનંદસૂરિજી અને આચાર્ય રામચંદ્રસૂરિજી એક સ્થળે ભેગા થાય અને પંડિતોને વચ્ચે રાખી નિર્ણય લાવે અને જે નિર્ણય આવે તે હુ કબુલ રાખીશ. મને ઠીક લાગશે તો એ શાસ્ત્રાર્થમાં હું મારા પ્રતિનિધિને મોકલીશ."

(શેઠ નગીનભાઈનું નિવેદન. વીર૦ વર્ષ ૧૫ અંક ૩૭)

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે પૂ આ. વિજયનેમિસૂરીશ્વર મહારાજે આ. રામચંદ્રસૂરિજીએ સમાજમાં ઉભા કરેલ ઝઘડાને શાત કરવા સં. ૧૯૯૩ માં અનેક પ્રકારે જહેમત ઉઠાવી હતી અને ગુરૂવાર પક્ષે પૂ આ. સાગરાનંદસૂરિજી સાથે પોતાના શિષ્યોને શાસ્ત્રાર્થ માટે મોકલવા તત્પરતા બતાવી હતી.

૧૦ "શનિવારવાળા તરફથી પંડિત અને શિરપંચની ખાનગી કબુલાતથી સહી કરાવી લાવેલ મુસદ્દાની નકકલ નહિ આવેલ હોવાથી અહિ નકલ આપી નથી. વળી તેમાં શાસ્ત્રાર્થ કરનારનું નામ નથી તેમ પંડિતો અને શીરપંચને નીમનાર સદ્‌ગૃહસ્થો જણાવ્યા નથી માટે સુધારીને નીચે પ્રમાણેનો મુસદ્દો બધા વચ્ચે તૈયાર કરાવ્યો એની ઉપર શનિવારવાળાની સહીઓ આવેથી આચાર્યોએ સહી કરવા અને આગળ વિહાર લંબાવવા જણાવ્યુ પણુ નગીનભાઇ અને જીવાભાઈએ તે લઇ જઈ સહીઓ લાવવા માટે જવાની આનાકાની કરી અને તેથી શાસ્ત્રાર્થ અને આચાર્યોનો આગળ વિહાર અટકયો તે મુસદ્દાની નકલ અક્ષરે અક્ષર આ પ્રમાણે છે"

"ચાલુ વર્ષની સંવત્સરીના દિવસ માટે જેમ ગવા વર્ષમા શનિવાર રવિવારનો મતભેદ પડેલો હતો તેવોજ મતભેદ આ સાલ બુધવાર ગુરૂવારનો હોવાથી તેનો નિર્ણય થવા ખભાત મુકામે પૂજ્ય સાગરાનંદસૂરિજી એક પક્ષ તરીકે અને પૂ. વિજયસિદ્ધિસૂરિજી પૂજ્ય વિજય પ્રેમસૂરિજી તથા પૂજ્ય વિજયરામચદ્રસૂરિજી તરફથી પ્રતિનિધિ તરીકે નીમાએલ પૂજ્ય વિજયલબ્ધિસૂરિજી સાથે નિયમિત નામો અપાએલા પૂજ્ય વિજયનંદનસૂરિજી તથા પૂજ્ય વિજયલાવણ્યસૂરિજી તથા પૂ ઉપા. જબુવિજયજી તથા પૂજ્ય મુનિરાજશ્રી કલ્યાણવિજયજી રહેશે"

"ઉપરોકત અપાએલ નામોવાલા બન્ને મહાશયો પૈકીના કોઇની પણુ તે ક્ષેત્રમા ગેરહાજરી હશે તો પણુ તેને બદલે બીજાને બોલવાનો અધિકાર આપવામા આવશે નહિ. આ શાસ્ત્રાર્થ કરતા કદાચ કોઇ પણુ એક પક્ષ પોતાની ભૂલ કબુલ કરી લેશે તો વિદ્વાનોને ફેસલો આપવાનો રહેશે નહિ એકપક્ષે પોતાની ભૂલ કબુલ કરવાથી બીજા પક્ષનો મતનિર્ણય થયો મનાશે તે નિર્ણય બન્ને પક્ષના સ્થાપિત થયેલા વાદી પ્રતિવાદી મહાશયોને તથા તેમના મદદગાર બન્ને મહાશયોને તથા પૂ વિજયસિદ્ધિસૂરિજીને તથા પૂ વિજયપ્રેમસૂરિજીને તથા પૂજ્ય વિજયરામચદ્રસૂરિજીને માન્ય કરવાનો રહેશે અને તે પ્રમાણે તેઓને વર્તન કરવાનું રહેશે. અને તેમા કોઇથી યતિકચિંત પણ આનાકાની નહિં

આવી શકવાથી ન આવ્યું અને જતે દિવસે વધુને વધુ વાતાવરણ ડોળાયું

કરાય અને તેમા જે ફેસલો થાય તે વગર આનાકાનીએ અમારે કબુલ મજુર છે અને તેજ પ્રમાણે અમારે વર્તવાનુ છે તેમ કબુલ કરનાર પૂજ્ય વિજયનેમિસૂરિજીને પણ તેજ પ્રમાણે કબુલ કરવાનુ તથા વર્તવાનુ રહેશે અને તેમની કબુલાત પ્રમાણે ઉપરોક્ત સર્વેની સહીઓ થયા પછી તેઓશ્રીએ તુરતજ સહી કરવી પડશે. કદાચ પોતાની મેળે એક પક્ષ પોતાની ભૂલ કબુલ ન કરે તો તેનો ફેસલો નીચે જણાવેલા શ્રી સઘના સભાવિત ગૃહસ્થોની કમીટી સર્વાનુમતે યા બહુમતે ચર્ચાનો શરૂઆતથી ઠેઠ પરિણામ સુધીને માટે નીમેલા બે વિદ્વાનો એકમતે જે ફેસલો આપશે તે વગર આનાકાનીએ ઉપરોકત સર્વને માન્ય રહેશે તથા તે પ્રમાણે વર્તન કરવાનુ રહેશે. બન્ને વિદ્વાનોમાં એકમતિ ન થાય તો તે વખતે નીચે જણાવેલ શ્રી સઘના સભાવિત સદ્‌ગૃહસ્થોની કમીટી સર્વાનુમતે અને તેમ ન થાય તો બહુમતેજ એક વિદ્વાનને સરપચ નીમશે તેઓ જે ફેસલો કરશે તે ઉપરોક્ત સર્વને માન્ય રહેશે. અને તે પ્રમાણે વર્તવુ પડશે. ઉપરોક્ત ત્રણે પ્રકારના કોઈપણ પ્રકારથી જે ફેસલો થાય તે ઉપરોકત સર્વને માન્ય રહેશે. અને વર્તવાનુ રહેશે. અને તેજ પ્રમાણે પોતપોતાના આજ્ઞાવર્તી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાઓમા પ્રરૂપણા કરશે અને તેજ પ્રમાણે પ્રવૃત્તિ કરાવશે.

ઉપરોક્ત નિર્ણય શ્રાવણવદિ એકમ પહેલા આવે તે પ્રમાણે શાસ્ત્રાર્થ કરી નક્કી કરવાનુ છે. આ વર્ષમા બુધવાર ગુરૂવારની સવત્સરીની ચર્ચામા જો ગુરૂવારનો નિર્ણય થશે તો કાયમ ચાલે છે તેમજ બારે માસની સર્વતિથિનો નિર્ણય રહેશે અને બુધવારનો નિર્ણય થશે તો બુધવારવાળા કહે છે તે પ્રમાણે બારે માસની તિથિનો નિર્ણય રહેશે તેજ પ્રમાણે સર્વને માન્ય રહેશે અને વર્તન પણ તેમજ [illegible]નુ રહેશે.

## કમીટિના નામો

૧ નગરશેઠ કસ્તુરભાઈ મણિભાઈ ૨ શેઠ પ્રતાપસીભાઈ મોહોલાલભાઇ ૩ શેઠ ભગુભાઈ ચુનીલાલ ૪ શેઠ ગીરધરલાલ છોટાલાલ ૫ શેઠ પોપટલાલ ધારશીભાઇ ૬ શેઠ જીવતલાલ પ્રતાપશી ૭ શેઠ નગીનદાસ કરમચદ ૮ શેઠ બકુભાઈ મણિલાલ ૯ શેઠ મયાભાઈ સાકળચદ તથા શેઠ પનાલાલ ઉમાભાઈ આ બેમાંથી એક—

લી. પાનાચદ રૂપચદ ઝવેરી"

(વીરશાસન વર્ષ–૧૫ અક ૩૭)

આ મુસદો પૂ આ નેમિસૂરીશ્વરજી પૂ આ. સાગરાનદસૂરીશ્વરજી અને અમદાવાદ મુબઈ વિગેરેના ગ્રહસ્થોની હાજરીમાં સર્વવસ્તુનો વિચાર કરી કરવામા આવ્યો હતો. આમાં 'સકલસઘની શાતિ'નો આશય હતો અને ફરી આ ચર્ચા ઉપસ્થિત ન થાય તેની પૂર્ણ તકેદારી હતી. આ મુસદામા સવચ્છરીના નિકાલ અગે સવચ્છરીના મતભેદમાથી ઉત્પન્ન કરેલ પર્વક્ષયવૃદ્ધિના મતભેદનો પણ નિકાલ કરવાનો હતો ('આ વર્ષમા બુધવાર ગુરૂવારની સવત્સરીની ચર્ચામાં જો ગુરૂવારનો નિર્ણય થશે તો કાયમ ચાલે છે તેમજ બારે માસની સર્વતિથિનો નિર્ણય રહેશે અને બુધવારનો નિર્ણય થશે તો બુધવારવાળા કહે છે તે પ્રમાણે બારે માસની તિથિનો નિર્ણય રહેશે તેજ પ્રમાણે સર્વને માન્ય રહેશે અને વર્તન પણ તેમજ કરવાનુ રહેશે" આ પ્રમાણે મુસદામાં જણાવેલ હોવાથી) પરંતુ કમનસીબે આ યોગ્ય

અને છેવટે કેવળ પ્રામાણિકપણે પ્રયત્ન કરનાર [11] પૂ. આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ જેવા ક્લેશભીરૂ મહાત્માઓને જુદા જુદા શબ્દો દ્વારા જેમ તેમ કહેવામાં આવ્યુ.

## નવીન માન્યતાથી થયેલ અવ્યવસ્થા

[12] સં ૧૯૫૨ અને તેને અનુસરી સં. ૧૯૮૯માં ચંડાંશુચંડુ પંચાંગમાંના પાંચમના ક્ષય પ્રસંગે કયું પંચાંગ લઇ સંવચ્છરીનો નિર્ણય કરવો તે પુરતો

---

મુસદ્દા ઉપર આ. રામચંદ્રસૂરિજી વિગેરેની સહીઓ ન થઈ શકી અને સં. ૧૯૯૩માં સંવચ્છરી અને તેને અંગે પર્વક્ષયવૃદ્ધિની તિથિચર્ચાનો નિકાલ ન આવી શક્યો.

આથી સ્પષ્ટ છે કે તપાગચ્છમા ટિપ્પણાની પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વક્ષયવૃદ્ધિ કરનાર શાસ્ત્રાનુલક્ષી પ્રાચીનપ્રણાલિકા પ્રમાણે એકપક્ષ પૂ આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી પૂ આ સાગરાનંદસૂરીશ્વરજી પૂ. આ. વિજયવલ્લભસૂરીશ્વરજી વિગેરે ૪૦ આચાર્યોનો મોટો સમુદાય છે. બીજા પક્ષે પૂ આ. વિજયરામચંદ્રસૂરિજી પૂ. આ. વિજયસિદ્ધિસૂરિજી મહારાજ વિગેરેનો નાનો સમુદાય છે. **ચાલુ ચર્ચામાં મોટા સમુદાયમાં બીજા અનેક મતભેદો છે તેવી પ્રચારવામાં આવતી વસ્તુ પાયાવિનાની છે. તે આ સં. ૧૯૯૩માં ઘડાયેલ મુસદ્દો સ્પષ્ટ જણાવે છે અને આજે પણ પર્વક્ષયવૃદ્ધિ વિનાના પંચાંગોને વિના મતભેદે સ્વીકારી ૪૦ આચાર્યો એકજ સરખી રીતે પ્રવૃત્તિ કરે છે.**

૧૧ "શ્રી નેમિસૂરિજીને જણાવવાનુ કે આખા સમાજમા અને ગામેગામ ભેદી રમત રમી ક્લેશનો દાવાનળ સળગાવી..... .........ઘણુંજ શરમજનક છે."

(વીરશાસન વર્ષ ૧૫ અંક ૪૧)

"આ વખતે સાગરજીને મદદગારો મળી ગયા. ખાસ કરીને શ્રીનેમિસૂરિજીએ તેમનો પક્ષ લીધો અને આમતેમ માણસો મોકલીને અન્ય આચાર્યોને પણ રવીવારે સંવત્સરી કરવાની માન્યતા તરફ ખેંચ્યા, તેઓને સમજાવ્યુ કે આપણામા પર્વતિથિની હાનિ-વૃદ્ધિ કરવાનો રિવાજ નથી." (તિથિ સાહિત્ય દર્પણ પૃ૦ ૨૩)

આ ઉપરથી સમજાશે કે પૂ આ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ પર્વતિથિની હાનિવૃદ્ધિ માનતા નથી અને તે નહિ માનવાથી કેવળ સમાજની હીતબુદ્ધિ હૈડે ધરનાર વૃદ્ધ અને જ્ઞાની આચાર્યદેવ પૂ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજને જેમતેમ કહેવામા આવ્યુ.

૧૨ 'મરહુમ જૈન ધર્માચાર્ય શ્રી આત્મારામજી મહારાજે પોતાની હયાતીમાં છઠનો ક્ષય કરવા વિષે અભિપ્રાય જણાવ્યો હતો અને હાલ પણ ઘણા ખરા મુનિમહારાજા તથા ભરૂચના શેઠ અનુપચંદ મલુકચંદ જેવા મહાશયો છઠનો ક્ષય કરવાની સલાહ આપે છે. તે સર્વેને માન્ય કરવા યોગ્ય છે. શ્રી જૈનમત સ્યાદ્વાદથી ભરેલો છે આ લેખની અંદર આપેલા તિથિનિર્ણય સબધી ઉત્સર્ગ અપવાદના પાઠજ તેની અનેકાંતતા દેખાડી આપે છે માટે જોધપુરી પંચાગ જે સર્વજ્ઞ કથિત નથી અને જે એકલાનેજ માનવુ એવો શાસ્ત્રાધાર નથી. તેના ઉપર જૈનભાઇઓએ એકાંત હઠ કરવો અને બીજા શોધને અંતે ખરા માલમ પાડતા પંચાગોનો અનાદર કરવો ઘટતો નથી." (સયાજીવિજય, જૈનો માટે ખાસ, વડોદરા બુધવાર તા. ૫ ઓગષ્ટ સને ૧૮૯૮ અષાડ વદી ૧૧ સવત્ ૧૯૫૨)

મતભેદ હતો. સં. ૧૯૯૨માં પણ તેજ પ્રમાણે બીજા પંચાંગનો આધાર લઇ છઠ્ઠની વૃદ્ધિ કરી સંવચ્છરી શનિવારે કરવામાં આવી હોત તો તે પુરતો મતભેદ રહેત પણ સં ૧૯૯૨માં આ. રામચંદ્રસૂરિજીએ પર્વક્ષયવૃદ્ધિ કરવાનું સ્વીકારી પર્વતિથિની નિયતતારૂપ વ્યવસ્થાના સિદ્ધાંતમાં કાયમી મતભેદ જૈન સમાજમાં ઉભો કર્યો અને તેથી પર્વતિથિની ક્ષય વૃદ્ધિ દેખાડનારા તેમના મતના પંચાંગો અને પ્રાચીન પ્રણાલિકાને અનુસરતાં ઘણા વખતથી બહાર પડતાં હતા તે પર્વ-તિથિની ક્ષયવૃદ્ધિ વિનાનાં પંચાંગો એમ બે પ્રકારના પંચાંગો જૈન પંચાંગ તરીકે પ્રચારાવા માંડયાં પૂનમ આદિની વૃદ્ધિએ જુદા જુદા દિવસે પક્ખી પ્રતિક્રમણાદિ પર્વાનુષ્ઠાનોની આરાધના થવા લાગી, લોકલજ્જા અને વડીલોની આમન્યાએ પર્વદિવસોએ સચિત્તત્યાગ વિગેરે કરનારા યુવકો જુદા જુદા બાનાતળે પર્વ-દિવસોએ સચિત્તાદિ વાપરનારા બન્યા, પૂનમ આદિના ક્ષયે બારપર્વની અખંડ આરાધનાની તેમની શ્રદ્ધાવાળાને સ્ખલના થવા લાગી, અર્થાત્ પર્વદિવસોની સેંકડો વર્ષથી ચાલતી નિયતવ્યવસ્થાને ઠેકાણે આરાધનામાં પર્વતિથિના ક્ષય વૃદ્ધિ પ્રસંગે હરહમેશ માટે સમાજમાં અવ્યવસ્થા અને ગરબડ આ નવીન વસ્તુ પર્વક્ષયવૃદ્ધિને રજુ કરવાથી થઇ (૨)

**હવે આ પર્વતિથિની નિયતતાની વ્યવસ્થાના સિદ્ધાંતને સમજવા સામાન્ય તિથિ કરતાં પર્વતિથિ આરાધ્યપણાએ કેમ ? તે પ્રથમ સમજવું જોઈએ.**

જૈન શાસનમાં દેવ મનુષ્ય નારક અને તિર્યંચરૂપ ચારગતિમાં મનુષ્યભવને ધર્મારાધનની મોસમરૂપ માનવામાં આવ્યો છે આથી જૈન શાસન પામનાર આત્માઓને શ્રાદ્ધવિધિકાર બની શકે તો [૧૩]હરહંમેશ ધર્મારાધન કરવાની ભલામણ કરે છે અને તે ધર્મારાધન હરહમેશ ન બને તો દીવસ અને રાત્રિની

---

આ ઉપરથી સ્પષ્ટ છે કે સં. ૧૯૫૨માં સ્વ પૂ આત્મારામજી મહારાજે શ્રીઅનુપચંદભાઇએ અને બીજા મોટા ભાગે બીજા પંચાંગનો આશરો લઇ ભા. સુ. છઠ્ઠનો ક્ષય કર્યો હતો. ટુંકમાં સં. ૧૯૫૨ માં ચંડાંશુચંડુને બદલે એકપક્ષે ભા. શુ ૬ના ક્ષયવાળા પંચાંગને આધાર માટે લીધું હતું અને બીજા પક્ષે ચંડાંશુચંડુને આધારરૂપે લઇ ભા. સુ. ૫ ક્ષયે ભા. સુ. ૩નો ક્ષય કર્યો હતો. અર્થાત્ કયા પંચાંગને સં. ૧૯૫૨ ના વર્ષ પુરતું આધારરૂપે લેવું તેટલો મતભેદ હતો.

૧૩ जइ सव्वेसु दिणेसु पालह किरिअं तओ हवइ लट्ठं ।
जइ पुण तहा न सक्कह तहवि हु पलिज्ज पव्वदिणं ॥

(શ્રાદ્ધવિધિ પ્રકાશ ૩)

જો સર્વ દિવસોમા ધર્મક્રિયા પળાય તો સારૂ, પરંતુ જો તેમ ન કરી શકાય તો પર્વના દિવસે તો અવશ્ય પાળો.

ઘટમાળથી સર્વદીવસો એક છતાં [૧૪]વિશિષ્ટ પ્રકારના કાલયોગને લઈ અપર્વ દીવસો કરતાં પ્રધાન ગણાયેલ પર્વદીવસોએ અવશ્ય ધર્મારાધન કરવું જોઇએ તેવી ખાસ ભલામણ કરે છે, આને લઇનેજ હરહંમેશ ધાર્મિક અનુષ્ઠાન કરનાર પર્વદીવસોમાં ધર્મારાધન માટે વધુ ઉદ્યુક્ત રહે છે અને હરહંમેશ ધાર્મિક અનુષ્ઠાન નહિ કરી શકનાર પર્વ દીવસોએ તો અવશ્ય યથાશક્તિ ધર્મારાધન કરવાની વૃત્તિ રાખે છે આ પર્વદીવસોના વિશિષ્ટ પ્રકારના કાળયોગ અને [૧૫]મહિમાને લઈ કેઇ નિર્ધર્મિ અને નિર્દય આત્માઓ ધર્મ અને દયા પામી જાય છે.

જૈનશાસનમાં ચતુષ્પર્વી પંચપર્વી ષટ્પર્વી અને દ્વાદશપર્વી વિગેરેના ઉલ્લેખો મળે છે, [૧૬]આઠમ ચૌદશ પૂનમ અને અમાસ ચતુષ્પર્વી ગણાય છે [૧૭]આ ચતુષ્પર્વીને તે તે દીવસોએ પૌષધ વિગેરે ધર્મારાધનથી આરાધવામાં ન આવે તો પ્રાયશ્ચિત્ત લાગે તેવો શાસ્ત્રમાં નિર્દેશ હોવાથી તે ફરજીયાત પર્વ ગણાય છે આજ ચતુષ્પર્વી પ્રકારાંતરે [૧૮] ત્રિપર્વી અને ષટ્પર્વી તરીકે પણ ગણાય છે, આઠમ ચૌદસ પૂનમ કે અમાસ પખવાડીયામાં ત્રણ આવવાથી પખવાડીયાની

---

૧૪. सव्वेसु कालपव्वेसु पसत्थो जिणमए हवइ जोगो।
अट्ठमी चउद्दसीसु अ नियमेण हविज्ज पोसहिओ ॥ (શ્રાદ્ધવિધિ પ્રકાશ ૩)
જિનેશ્વર ભગવાનના મતમાં સર્વ કાળપર્વમાં પ્રશસ્ત યોગ કહ્યો છે એમાં પણ આઠમ ચાદસે નિયમે કરીને પૌષધ કરવો.

૧૫. पर्वमहिम्ना च प्रायो निधर्मिणामपि धर्मे निर्दयानामपि दयायां
(શ્રાદ્ધવિધિ પ્રકાશ ૩)
પર્વના મહિમાવડે ઘણું કરીને નિર્ધર્મીઓને ધર્મમાં અને નિર્દયોને દયામાં મતિ થાય છે.

૧૬. अष्टमी-चतुर्दशी-पूर्णिमा-अमावास्या-लक्षणचतुर्णां पर्वाणां समाहार: चतुष्पर्वी. (યોગશાસ્ત્ર પૃ ૧૭૮)
આઠમ ચૌદસ પૂનમ અમાવાસ્યા સ્વરૂપ ચાર પર્વોનો સમૂહ તે ચતુષ્પર્વી.

૧૭. एतेषु अष्टम्यादिदिवसेषु चैत्यानामन्यवसतिगतसाधून् वाऽवदने प्रत्येक प्रायश्चित्त (વ્યવહારવૃત્તિ)
એ અષ્ટમી આદિ પર્વ દિવસોમાં ચૈત્ય અને અન્ય વસતિમાં રહેલા સુસાધુઓને વંદન ન કરાય તો પ્રાયશ્ચિત્ત- આવે

अट्ठमीचउदसीसु पच्छित्तं जइ य न कुणइ चउत्थ चउमासीए छट्ठं तह अट्ठमं वासपव्वंमि (તત્ત્વતરંગિણી પત્ર ૨)
આઠમ અને ચૌદશમાં જો ઉપવાસ ન કરે તો પ્રાયશ્ચિત્ત ચૌમાસીએ છઠ્ઠ ન કરે તથા સવત્સરીએ અટ્ઠમ ન કરે તો પ્રાયશ્ચિત્ત.

૧૮. मासम्मि पव्वछक्कं तिण्णि अ पव्वाइ पक्खम्मि
(હીરપ્રશ્ન પ્ર૦ ૩૦ ૧૬ પૃ૦ ૨)

ત્રિપર્વી અને મહિનામાં છ આવવાથી મહિનાની ષટ્પર્વી લેખાય છે, બીજ પાંચમ આઠમ અગિયારસ ચઉદસ આ પાંચ શ્રુતતિથિ રૂપ પંચપર્વ સાથે પૂનમ અમાસ જોડતાં દરેક પખવાડીયામાં ઉત્કૃષ્ટ [૧૯] પર્વ અને મહિનામાં બાર પર્વતિથિઓ કહેવાય છે આ નિયત બાર [૨૦]પર્વતિથિ પૌષધ, તપ, બ્રહ્મચર્ય, સચિત્તત્યાગ વિગેરે નિયમોથી આરાધવાની શાસ્ત્રમાં ભલામણ કરેલ છે આ નિયત બાર પર્વતિથિઓ ઉપરાંત જિનેશ્વર ભગવંતના કલ્યાણકો અને અઠ્ઠાઇના દીવસોને પણ પર્વતિથિઓ તરીકે જણાવવામાં આવેલ છે.

વિશિષ્ટ પ્રકારના કાળયોગને લઇ પર્વતિથિની આરાધના સવિશેષ કરવી જોઇએ આ પ્રમાણેના શાસ્ત્રકાર મહારાજના ફરમાનથી દીવસ અને રાત્રિની ઘટમાળવાળી સર્વતિથિમાં આજે પર્વતિથિ છે કે અપર્વતિથિ છે તે જાણવા માટે સૌ પ્રથમ ટિપ્પણાના જ્ઞાનની આવશ્યકતા ઉભી થાય છે

**જૈન ટીપ્પણું—**

પ્રાચીન કાળમાં જૈન સમાજનું સ્વતંત્ર ટિપ્પણું જૈનપંચાંગ હતું. તેની માહિતી સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જ્યોતિષકરંડક વિગેરે ગ્રથોદ્વારા મળે છે. તેમજ તે પંચાગનો ઉપયોગ જૈનશાસ્ત્રમાં થતો હતો તેની માહિતી [૨૧]કલ્પ-સૂત્ર વિગેરે ગ્રંથોમાં જૈનશાસ્ત્રવિહિત સંવત્સર, વાર વિગેરેના નામોના ઉપયોગ-

---

મહિનામા છ અને પખવાડીયામા ૮-૧૪-૧૫ એમ ૩ પર્વ હોય.

**૧૯-૧ बीआ पञ्चमी अट्ठमी इगारसी चउदसा पण तिहीओ पयाओ सुअतिहिओ गोअमगणहारिणा भणिआ। बीआ दुविहे धम्मे पञ्चमी नाणेसु अट्ठमी कम्मे एगारसी अंगाणं चउदसी चउदपुव्वाणं ॥ एवं पञ्चपर्वी पूर्णिमामावास्याभ्यां षट्पर्वी च प्रतिपक्षमुत्कृष्टत स्यादिति श्राद्धविधौ प्रतिक्रमणसूत्रवृत्तौ च**

(સેનપ્રશ્ન પૃ૦ ૪૩-૪૪)

બીજ, પાચમ, આઠમ અગિઆરસ ચઉદસ આ પાંચ શ્રુત તિથિઓ ગૌતમ ગણધર ભગવંતે કહી છે બે પ્રકારના ધર્મની આરાધનાને અનુસરી બીજ, પાંચ પ્રકારના જ્ઞાનની આરાધનાને અનુસરી પાચમ, આઠ કર્મક્ષય નિમિત્તે આઠમ, અગિઆર અંગની આરાધનાને અનુસરી અગિઆરસ અને ચૌદપૂર્વની આરાધનાને અનુસરી ચૌદસ આ પ્રમાણે પાચપર્વી પૂનમ અમાવાસ્યા સાથે મેળવતાં દરેક પખવાડીએ ષટ્પર્વી થાય છે. આ પ્રમાણે શ્રાદ્ધવિધિ અને પ્રતિક્રમણ સૂત્રવૃત્તિમાં છે

૧૯-૨ "એક મહીનામા ૨-૫-૮-૧૧-૧૪-૧૫ એમ ૧૨ પર્વતિથિઓ છે."

(સં. ૧૫૮૩ નો સાધુમર્યાદાપટ્ટક બોલ ૯)

૨૦. **पव्वेसु पोसहाइ बंभ अणारंभ तवविसेसाइ.** (શ્રાદ્ધવિધિ પ્રકાશ ૩)

પર્વમાં પૌષધ વિગેરે કરવા, બ્રહ્મચર્ય પાળવુ, આરંભનો ત્યાગ કરવો અને વિશેષે તપસ્યા વિગેરે કરવા

૨૧. **चंदे नामं से दोच्चे संवच्छरे.** (કલ્પસૂત્ર પૃ૦ ૧૮૯)

ચંદ્ર નામનો બીજો સવત્સર

દ્વારા જાણી શકાય છે, આ જૈનટિપ્પણું કેવે પ્રકારે હતું તેનો ટુંક ખ્યાલ નીચે પ્રમાણે આપીએ છીએ.

જૈનગણનાએ શ્રાવણ વદિ (ગુજરાતી અષાડવદિ) એકમથી યુગની શરૂઆત થાય છે. અને આ યુગ ૧ ચાંદ્ર ૨ ચાંદ્ર, ૩ અભિવર્ધિત ૪ ચાંદ્ર અને અભિવર્દ્ધિત નામના પાંચ સંવત્સરોનો બનેલ હોય છે. એક યુગમા ૧૮૩૦ અહોરાત્ર ૧૮૬૦ તિથિઓ હોય છે. એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીના કાળને અહોરાત્ર કહેવામાં આવે છે અને ચંદ્રચારની અપેક્ષાએ તિથિ ગણાય છે. ત્રીસ અહોરાત્ર પ્રમાણના માસની ગણત્રીવાળા ૬૦ સૂર્યમાસનો અને ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ તિથિ તે પ્રમાણેની ૩૦ તિથિના માસની ગણનાવાળા ૬૨ ચંદ્રમાસે યુગ થાય છે, યુગની શરૂઆત વખતે તિથિ અને દીવસ સાથે શરૂ થાય છે પણ પછી દરરોજ તિથિ ૧/૬૨ પાછળ પડે છે એ રીતે દર ૬૧મા દીવસે એક તિથિનો ક્ષય આવે છે આ રીતે વર્ષમાં ૬ તિથિનો ક્ષય અને યુગમા કુલ ૩૦ તિથિનો ક્ષય થાય છે.

(અહોરાત્ર ૩૦ મુહૂર્ત્તપ્રમાણ અને તિથિ ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ અથવા ૨૯ ૩૨/૬૨ મુહૂર્ત પ્રમાણ યુગના ત્રીજા વર્ષે પોષમાસની અને પાંચમા વર્ષે અષાઢ માસની વૃદ્ધિ થાય છે. માસની વૃદ્ધિવાળા વર્ષને અભિવર્દ્ધિતવર્ષ કહેવામાં આવે છે. આ અભિવર્દ્ધિત વર્ષ ૩૮૩ ૪૪/૬૨ અહોરાત્ર પ્રમાણ અને માસવૃદ્ધિ વિનાનુ ચાંદ્ર વર્ષ ૩૫૪ ૧૨/૬૨ અહોરાત્ર પ્રમાણ છે પક્ષ અને મહિનાનો વ્યપદેશ ૧૫ તિથિ અને ૩૦ તિથિથી થતો હોવાથી અને તિથિ ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ હોવાથી કોઈ પખવાડીયું ૧૫-૧૪ દીવસનુ અને મહિનો ૨૯-૩૦ દીવસનો પ્રાચીનકાળમાં બનતો હતો)

## પ્રાચીન ટિપ્પણા પ્રમાણે યુગમાં ૩૦ તિથિનો ક્ષય કઇ રીતે આવતો?

યુગની આદિમાં તિથિ અને અહોરાત્ર બન્નેનો પ્રારંભ થાય છે પરંતુ તિથિ અહોરાત્રથી ૧/૬૨ ન્યૂન હોવાથી એકેક અહોરાત્રે ૧/૬૨ પાછળ હઠતી જાય અને તેથી પછીના દિવસે તિથિની અને અહોરાત્રની આરંભ સમાપ્તિની સમાનતા રહેતી નથી. યુગના આરંભના પ્રથમદિવસે ૬૧/૬૨ અહોરાત્ર, સૂર્યોદયથી તિથિ હોય, બીજા દિવસે ૬૦/૬૨ અહોરાત્ર સૂર્યોદયથી તિથિહોય, ત્રીજા દિવસે ૫૯/૬૨ અહોરાત્ર સૂર્યોદયથી તિથિ હોય, આમ કરતાં ૬૧મા દિવસે ૧/૬૨ અહોરાત્ર સૂર્યોદયથી ૬૧મી તિથિ હોય અને ત્યારપછી બાસઠથી તિથિ ૬૧/૬૨ અહોરાત્ર જેટલી હોય. આ બાસઠમી તિથિ ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ હોવા છતા ક્ષીણ-પતિત ગણાય છે. બાસઠમા સૂર્યોદયના પ્રારંભે ત્રેસઠમી તિથિની શરૂઆત થાય અને તે ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ હોય આમ દર એકસઠમે દિવસે ૬૨મી તિથિ ક્ષય પામે છે આવી રીતે એક વર્ષમાં છ અને યુગમાં ૩૦ તિથિનો ક્ષય થાય છે. તે નીચે પ્રમાણે-

| પ્રથમ વર્ષ | દ્વિતીય વર્ષ | તૃતીય વર્ષ | ચતુર્થ વર્ષ | પંચમ વર્ષ |
|---|---|---|---|---|
| આસો વદિ ૨ | આસો વદિ ૧૪ | આસો શુદ ૧૧ | આસો વદિ ૮ | આસો શુદિ ૫ |
| માગસરવદિ ૪ | માગસર શુદિ ૧ | માગસર શુદિ ૧૩ | માગસર વદિ ૧૦ | માગશર શુદિ ૭ |
| માહ વદિ ૬ | માહ શુદિ ૩ | બીજો પોષશુ.૧૫ 'યુગાર્દ્ધ' | માહ વદિ ૧૨ | માહ શુદિ ૯ |
| ચૈત્ર વદિ ૮ | ચૈત્ર શુદિ ૫ | ચૈત્ર વદિ ૨ | ચૈત્ર વદિ ૧૪ | ચૈત્ર શુદિ ૧૧ |
| જેઠ વદિ ૧૦ | જેઠ શુદિ ૭ | જેઠ વદિ ૪ | જેઠ સુદિ ૧ | જેઠ સુદિ ૧૩ |
| શ્રાવણ વદિ ૧૨ | શ્રાવણ શુદિ ૯ | શ્રાવણ વદિ ૬ | શ્રાવણ સુદિ ૩ | બીજા અષાડશુદિ 'યુગાન્ત' ૧૫ |

## સૂર્યોદય વખતની અલ્પપણ તિથિ તે આખા દિવસની તિથિ તરીકે પ્રમાણ ગણવી.

આ ઉપરથી આપણે જોયું કે યુગના આરંભથી કે ક્ષયતિથિ પછીના દીવસથી તિથિની શરૂઆત થાય છે, પરંતુ તિથિ $\frac{૬૧}{૬૨}$ અંશ અહોરાત્ર પ્રમાણ હોવાથી શરૂઆતની ૩૦ તિથિઓ ક્રમે ક્રમે ઘટતાં છેવટની રાત્રિપ્રારંભ સુધી હોય છે અને પછીની ૩૦ તિથિઓ તો પ્રતિક્રમણ કાલ પહેલા પુરી થાય છે. અને ૬૨મી તિથિ ૬૧મા દિવસે $\frac{૧}{૬૨}$ હોવા છતા સૂર્યોદય વખતે નહિ હોવાથી ક્ષીણ–પતિત તરીકે શાસ્ત્રકારોએ જણાવેલ છે. તિથિઓ અહોરાત્ર સાથે પૂર્ણપણે નહિ રહેતી હોવાથી અને ક્ષીણ પામનારી તિથિઓમાં પર્વતિથિઓનો પણ ક્ષય આવતો હોવાથી પર્વતિથિઓના આરાધકોની નીચેની બે શંકાઓનો શાસ્ત્રકાર મહારાજાઓએ વ્યવસ્થિત ખુલાસો આપ્યો છે.

૧. બીજ પાચમ વિગેરે પર્વતિથિઓ તિથિના નામ સાથે સંબંધ રાખે છે અને તે તિથિઓ તો એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી હોતી નથી જ્યારે પર્વતિથિઓની આરાધના કરવાનું જણાવતા શાસ્ત્રમાં જણાવ્યું કે પૌષધ તપ પચ્ચક્ખાણ આદિથી આરાધન કરવું તો તેની શી વ્યવસ્થા કરવી?

૨ પર્વતિથિની આરાધના કરવાનુ જણાવ્યું પણ પ્રાચિન ગણિતની રીતિપ્રમાણે દર એકસઠમે દિવસે ૬૨મી તિથિ ક્ષીણ–પતિત જણાવી એટલુજ નહિ પણ ૬૧મા દીવસને ૬૨મી તિથિ તરીકે સંબોધવાનુ પણ ન જણાવ્યું તો ક્ષીણપર્વતિથિમાટે શી વ્યવસ્થા કરવી?

પહેલી શંકાનુ સમાધાન આપતાં શાસ્ત્રકાર મહારાજે જણાવ્યું કે—

[૨૨]સૂર્યોદય વખતે $\frac{૧}{૬૨}$ તિથિ હોયતો પણ $\frac{૧}{૬૨}$ અંશ પ્રમાણવાળી તિથિના

---

૨૨. एकषष्टितमो अहोरात्रस्तस्मिन्नेकषष्टितमा द्वाषष्टितमा च तिथिर्निधनमुपगतेति द्वाषष्टितमा तिथिर्लोके पतितेति व्यवह्रियते. (સૂર્યપ્રજ્ઞપ્તિ પત્ર ૨૧૭)

એકસઠમો જે દીવસ તેમા એકસઠમી અને બાસઠમી તિથિઓ પુરી થાય છે તેથી બાસઠમી તિથિ લોકોમા ક્ષય પામેલી કહેવાય છે.

નામે આખા દીવસનો વ્યપદેશ રાખવો. એટલે પછી બીજી તિથિનો ૬૧/૬૨ જેટલો મોટો ભોગવટો હોય તો પણ બીજી તિથિ ગણાય નહિ. આથી ઉપવાસ પ્રતિક્રમણ વિગેરે સર્વની વ્યવસ્થા થઈ જાય છે.

[૨૩]બીજી શંકાનુ સમાધાન પણ પૂર્વશાસ્ત્રોમાં મળે છે તે આ પ્રમાણે- ઉપર જણાવેલા યંત્રમાં બીજા અષાઢ સુદિ ૧૫ નો ક્ષય આવે છે. યુગાન્ત દિવસે ૧/૬૨ ચઉદસ છે અને ૬૧/૬૨ પૂનમ છે. સૂર્યોદયના સિદ્ધાંત મુજબ આખા દિવસને ચૌદશ કરવી જોઇએ. છતા પ્રાચિન કાળમાં શાસ્ત્રની રીતિએ પૂનમ પર્વતિથિ હોવાથી તેનો ક્ષય ન થઈ શકે તે કારણે ક્ષીણ પૂનમને ક્ષીણ પૂનમ ન ગણતા ચઉદસને પૂનમની સંજ્ઞા આપવામાં આવી છે અને પૂનમ ક્ષીણ હોવા છતાં પૂનમથી વીસ દીવસ ગયા પછી અમે ચોમાસુ રહ્યા છીએ એમ સ્પષ્ટ શબ્દો-દ્વારા શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે.

આથી જૈનપંચાંગમાં પર્વતિથિનો ક્ષય આવતો ત્યારે પણ તેનો ક્ષય કરવામાં ન આવતો પણ પૂર્વ અપર્વ તિથિનો ક્ષય કરવામાં આવતો હતો તેમ ઉપરનો પ્રાચીન શાસ્ત્રપાઠ કહે છે. જૈન પંચાંગના હિસાબે વૃદ્ધિતિથિતો આવતીજ ન હોતી જેથી તે વખતે વૃદ્ધિતિથિ વખતે શું કરવું તેનો પ્રશ્ન જ રહેતો ન હતો.

## જૈનેતર ટિપ્પણું—

આ જૈન પંચાંગના વિચ્છેદ પછી સેંકડોવર્ષથી જૈનેતર પંચાગનો સસ્કાર-પૂર્વક જૈનસમાજમાં ઉપયોગ થવા લાગ્યો, આ જૈનેતર પંચાંગમાં ક્ષય અને વૃદ્ધિ બન્ને અનિયમિત રીતે આવે છે કારણકે જૈનેતર પચાંગની હાલની ગણ-તરી મુજબ તિથિ વધારેમાં વધારે ૬૫ ઘડી અને ઓછામાં ઓછી ૫૪ ઘડી સુધીની હોય છે. બે સૂર્યોદયને સ્પર્શનારી તિથિ વૃદ્ધાતિથિ કહેવાય છે અને મુદ્દલ સૂર્યોદયને નહિ સ્પર્શનારી તિથિ ક્ષીણતિથિ કહેવાય છે વૃદ્ધિતિથિમા તેનો

---

૨૩. યુગના છેલ્લા વર્ષ અભિવર્દ્ધિત સવત્સરમા પ્રાચીન જૈનજ્યોતિષ ગણિત પ્રમાણે અષાઢ માસની વૃદ્ધિ આવે છે તેમજ પ્રાચીન જૈન ગણિત પ્રમાણે યુગના અતમાં બીજા અષાઢની પૂર્ણિમાનો ક્ષય હોય છે **चतुर्दश्यां पञ्चदशी एकषष्ठितमे** સૂર્યપ્રજ્ઞપ્તિ ૨૧૯ જ્યોતિષ્કરડક ૬૮) વિગેરે પાઠથી સ્પષ્ટ છે કે અષાઢ શુદિ ૧૪ ના દિવસે પૂર્ણિમા પતિત એટલે ક્ષીણ હોય છે છતા કહે છે કે—

**अभिवड्ढितसंवच्छरे जत्थ अहिअमासो पडतितो असाढपूण्णिमाओ वीस-तिराते गते भण्णति ठ्ठियामोत्ति ।**

**( आचार प्रकल्पचूर्णि उद्देशो १० )**

અભિવર્દ્ધિત સવત્સર કે જ્યાં અધિક માસ હોય છે ત્યા અષાઢી પૂર્ણિમાથી વીસ દિવસ ગયા પછી કહે કે અમે રહ્યા છીએ અર્થાત્ પર્વતિથિના ક્ષય પ્રસગે આગળની તિથિને પર્વતિથિ તરીકે કહેવી અને આરાધવી તેને આ પાઠ સમર્થન આપે છે.

ભોગવટો ત્રણ દીવસ-વારમાં હોય છે ક્ષીણતિથિ વખતે એકવારમાં ત્રણ તિથિનો ભોગવટો હોય છે. જેમકે-સં ૧૯૯૨ના ચંડાશુચંડુ પંચાંગમાં આસો વદ ૨ નો ક્ષય અને આસો વદ ૧૪ બે છે. એકમને શનિવારે શરૂઆતમાં એકમ પછી બીજ અને તેજ દિવસે તીજની ઘડીઓનો પણ ભોગવટો છે. રવીવારે સૂર્યોદય વખતે ત્રીજ છે આથી સૂર્યોદય વખતે બીજ ન હોવાથી બીજનો ક્ષય ગણાય છે. બુધવારને તેરસે છેલ્લે ચૌદશની ઘડીનો ભોગવટો છે ગુરૂવારે ઉદયથી માંડીને ૬૦ ઘડી સુધી ચૌદશ છે અને શુક્રવારે સૂર્યોદયવખતે ચૌદશ છે આથી બે દીવસે સૂર્યોદય વખતે ચૌદશ હોવાથી ચૌદશની વૃદ્ધિ કહેવાય છે આ રીતે લૌકિક પંચાગમાં સામાન્ય રીતે દરવર્ષે ૭-૮ તિથિ વધે છે અને ૧૨-૧૪ તિથિ ઘટે છે.

**જૈનેતર ટિપ્પણાનો સંસ્કારપૂર્વક ઉપયોગઃ—**

જૈનટિપ્પણું વિચ્છેદ પામ્યા પછી પૂર્વાચાર્ય મહારાજાઓએ પર્વતિથિની વ્યવસ્થા માટે જૈનેતર ટિપ્પણુ સ્વીકાર્યું તે જૈનેતર ટિપ્પણુમા તેની ગણિતની રીતિ મુજબ ક્ષય સાથે તિથિની વૃદ્ધિ પણ આવવા લાગી આથી પર્વતિથિની ક્ષયવૃદ્ધિ વખતે નિયત પર્વતિથિઓ ખેવડાય કે ઓછી થાય નહિ માટે તે તિથિ-ઓને નિયત રાખવા માટે કોઈપણ જાતનો વિચાર કરવાની જરૂરિયાત ઉત્પન્ન-થઇ આને લઈને ક્ષય વખતની પ્રાચીન વ્યવસ્થા હતી તે મુજબની વ્યવસ્થા સૂચક અને વૃદ્ધિની પણ વ્યવસ્થાને સકલિત કરનાર 'ક્ષયે પૂર્વા તિથિઃ કાર્યા વૃદ્ધૌ કાર્યા તથોત્તરા' પદ જૈનેતર ટિપ્પણુના સસ્કાર માટે યોજાયુ. આ શ્લોકા-ર્ધને શ્રાદ્ધવિધિકાર વિગેરે ઉમાસ્વાતિ મહારાજના પ્રઘોષવચન તરીકે ગણે છે એટલુજ નહિ પણ તે પછીના સર્વ આચાર્યો જૈનેતર ટિપ્પણુમાં પર્વતિથિની વ્યવસ્થા માટે યોજાયેલ આ પદને ઉમાસ્વાતિ મહારાજના વચન તરીકે કબુલ રાખે છે એટલે તે વચનને તપાગચ્છના આજસુધીના સર્વ આચાર્યોએ જૈનેતર ટિપ્પણુના સસ્કાર માટે વિના મતભેદે સ્વીકાર્યું છે તે સર્વસમત છે. જૈનેતર ટિપ્પણાના સ્વીકાર સાથે તેના સસ્કાર માટે યોજાયેલ 'ક્ષયે પૂર્વા તિથિઃ કાર્યા વૃદ્ધૌ કાર્યા તથોત્તરા' ઉપરથી આજસુધી તપાગચ્છમાં આચાર્યો વિના મતભેદે જ્યારે જૈનેતર ટિપ્પણુમાં તેના ગણિતની રીત મુજબ બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ, ચૌદસ વિગેરે પર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ આવતી ત્યારે પૂર્વની એકમ, ચોથ, સાતમ, દસમ, તેરસ વિગેરે અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરતા આવ્યા છે અને પૂનમ અમાસ વિગેરે જોડીયા પર્વતિથિની ક્ષય વૃદ્ધિ વખતે પૂર્વતર અપર્વ તિથિ તેરસ વિગેરેની ક્ષયવૃદ્ધિ કરતા આવ્યા છે.

**ચંડાંશુચંડુનો ઉપયોગ અને મુદ્રિત જૈનપંચાંગ**

આ જૈનેતર ટિપ્પણુ શરૂઆતમા કયુ લેવામા આવ્યું તે હાલ આપણે ચોક્કસ કહી શકીએ તેમ નથી પરંતુ ૭૦-૭૫ વર્ષથી વિના મતભેદે જૈન સમા-

જમાં ટિપ્પણા તરીકે મુદ્રણની સગવડતાએ શ્રીધર શીવલાલવાળું ચંડાંશુચંડુ પચાંગ લેવામા આવે છે અને તે પહેલા જોધપુરી ચડુપચાંગનો જૈન સમાજ જૈનતર ટિપ્પણા તરીકે ઉપયોગ કરતો હતો મુદ્રણકાળ પહેલા આગેવાન મુનિઓ જૈનતર ટિપ્પણુ રાખતા અને તેમાં પર્વક્ષય વૃદ્ધિ આવતી ત્યારે પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિની ક્ષય વૃદ્ધિ કરી સઘના માણુસોની પર્વતિથિ સંબધીની વ્યવસ્થાનો ખ્યાલ વ્યાખ્યાન વિગેરેમા આપતા (એ પદ્ધતિ આજે પણુ સેકડો વર્ષથી અમદાવાદ ડહેલાના ઉપાશ્રય આદિ સ્થળે જળવાઈ રહી છે પણુ તે માટે જુદા પચાંગ બનાવવાની પદ્ધતિ નહોતી અર્થાત્ સૌ કોઈ સમજદાર માણુસ પર્વતિથિની વ્યવસ્થા માટે જૈનેતર ટિપ્પણાની પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી લેતા.) મુદ્રણની સગવડતા થતાં જૈન સમાજે જૈનેતર ટિપ્પણામા શાસ્ત્ર વિહિત 'ક્ષયેપૂર્વા૦' નો સંસ્કાર કરી આરાધના માટેનું જૈન પચાંગ તૈયાર કરી છપાવવાનું શરૂ કર્યું. જૈનેતર ટિપ્પણમાં પર્વ કે પર્વાનન્તર પર્વની ક્ષયવૃદ્ધિ હોય તો પૂર્વ કે પૂર્વતર અપર્વની ક્ષયવૃદ્ધિ કરવાનુ જે પૂર્વ પુરૂષો વ્યાખ્યાનાદિમા જણાવતા તેને આશ્રીને [૨૪]તે વખતના સુવિહિત મુનિઓની અનુજ્ઞા લઈ પ્રસારક સભા આદિએ છપાવી જૈનપંચાગ તરીકે સમાજમાં પ્રચાર્યું.

આવાં પચાગો જૈનધર્મ પ્રસારક સભા, આત્માનંદ સભા, યશોવિજયજી જૈન ગુરૂકુલ, વીરશાસન, બાલાશ્રમ, મેઘજી હીરજી વિગેરે પચીશેક ઠેકાણેથી એક સરખી રીતે તપાગચ્છ જૈન સમાજમાથી કાઢવામા આવતા અને તેમાં પર્વ કે પર્વાન્તર પર્વના ક્ષયવૃદ્ધિ વખતે પૂર્વકે પૂર્વતર અપર્વનો ક્ષયવૃદ્ધિ કરતા હતા અને જેને માટે કોઇએ પણુ વાધો લીધો ન હતો. બાળક પણુ

---

૨૪. **વયોવૃદ્ધ ધર્મનિષ્ટ અભ્યાસી કુંવરજીભાઈનો પત્ર.**

તા. ૨૫-૮-૪૪

ભાઇ.................................અમદાવાદ.

તમારો પત્ર પહોંચ્યો હતો, પર્યુષણના કારણથી જવાબ લખાણો નથી. બીતિયાં પંચાંગ પહેલ વહેલા સભા તરફથી છપાવ્યા ત્યાર અગાઉ છપાતા નહોતા. અમોને છપાવ્યાને લગભગ પચાસ વર્ષ થયાં હશે. મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ તથા પન્યાસ શ્રી ગંભીરવિજયજી મહારાજે જે લાઇન બતાવી તે લાઇને અમે ચાલ્યા કરીએ છીએ. ધર્મકાર્ય ફરમાવશો. સં. ૨૦૦૦ના ભાદરવા શુદિ ૫ ને ગુરૂ.

આ ઉપરથી સ્પષ્ટ છે કે જૈનધર્મ પ્રસારક સભા જે પચાગ છપાવે છે તે પંચાગમાં ટિપ્પણામા આઠમ, ચઉદસ વિગેરેની ક્ષયવૃદ્ધિએ સાતમ તેરસ વિગેરેની ક્ષયવૃદ્ધિ કરે છે અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરે છે. તે પૂ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના જણાવ્યા પ્રમાણે કરે છે અને આજે પણુ તેજ પ્રમાણે છપાવે છે. ટુકમાં કોઈપણુ વખત પર્વતિથિની ક્ષયવૃદ્ધિ કોઈપણુ કરતું ન હતુ.

જે પંચાંગમાં પર્વતિથિની ક્ષય કે વૃદ્ધિ દેખે તે જૈન પંચાંગ નહિ એમ તુરતજ બોલી ઉઠતો

**ઈતરગચ્છીય પ્રાચીન મતભેદ ઉપરથી તપાગચ્છની માન્યતાનો ખ્યાલ:—**

પર્વતિથિના જ્ઞાનમાટે ટિપ્પણુની આવશ્યકતા અને પ્રાચીનકાળમાં જૈન ટિપ્પણું અને પછી જૈનેતર ટિપ્પણાનો કઇરીતે ઉપયોગ કરી જૈનસમાજ પર્વ-જ્ઞાન મેળવી પર્વારાધન કરતો તેની પદ્ધતિ જોઈ ગયા, પરંતુ જૈનેતર ટિપ્પણાનો જૈન શાસનમાં પ્રચાર થયા પછી ક્યારે પણ પર્વતિથિ વિષયક કાંઇપણ મતભેદ થયો કે કેમ તે વિચાર કરવો જરૂરી છે, કારણકે જો કોઈપણ જાતનો મતભેદ જ ન હોય તો આજે જે પ્રાચીન આચરણાની સિદ્ધિમાટે શાસ્ત્રપાઠો કે આધારો આપી શકાય છે તે પણ મળી શકત નહિ મતભેદ વિના પૂર્વપુરૂષો પોતાની આચરણાની ચર્ચા પણ ન કરત પરાપૂર્વથી મૂળ જે સંપ્રદાય ચાલ્યો આવતો તેનો એક મોટો ભાગ કાળાન્તરે તપાગચ્છના નામથી પ્રસિદ્ધ પામ્યો અને આજે તે મૂળસંપ્રદાય દેવસૂર તપાગચ્છના નામથી પ્રસિદ્ધ છે આ દેવસૂરતપાગચ્છની તિથિ વિષયક માન્યતા તપાગચ્છ કે દેવસૂર તપાગચ્છની શરૂઆતથી નવી બંધાયેલ નથી પણ પૂર્વકાળની જૂની છે

જૈનેતર ટિપ્પણના સ્વીકાર સાથે ખરતર, અચળ, પૌર્ણમિયક વિગેરે ગચ્છોમાં પ્રથમ મતભેદ 'ઉદયતિથિ'ની માન્યતા માટે પડયો ઈતરગચ્છીઓએ ઔદયિક તિથિ માનવાનુ કબુલ રાખ્યું પણ તેમણે ઉદયતિથિની વ્યાખ્યા સૂર્યોદય-કાલની તિથિને બદલે પ્રવિષ્ટતિથિ કર્યો અને તેને લઈને પર્વતિથિના અનુષ્ઠાન–ક્રિયાકાલ વખતે તે તિથિ વર્તતી હોવી જોઇએ એવો આગ્રહ રાખી લોકોને ભ્રમણામાં નાંખ્યા. આથી સ્પષ્ટ પ્રાચીન શૈલિ પ્રમાણે 'ઉદયતિથિ' કોને કહેવી તેના સ્પષ્ટ કથનો અને વાસ્તવિક ઉદયતિથિ ન માનનારાને શા દોષો લાગે તે જણાવનારાં વચનો પૂર્વપુરૂષોએ રજુ કર્યા જે આપણને શ્રાદ્ધવિધિ વિગેરેમા જોવા મળે છે

ताओ तिहीओ जासिं उदेइ सूरो न अन्नाओ ।

જેમાં સૂર્ય ઉદય પામે તે તિથિ જ પ્રમાણ છે બીજી નહિં

उदयंमि जा तिही सा पमाणमिअरीइ कीरमाणीए ।
आणाभगणवत्था मिच्छत्तविराहण पावे ॥

સૂર્યોદયમાં જે તિથિ હોય તે પ્રમાણ બીજી તિથિને પ્રમાણ કરવામાં આવે તો આજ્ઞાભંગ અનવસ્થા મિથ્યાત્વ અને વિરાધના લાગે

ઉદય તિથિ નહિ માનવાથી અને [૨૫]પ્રવિષ્ટતિથિ માનવાથી અનેક અનર્થો

૨૫ 'સૂર્યોદય વખતે જે તિથિ હોય તે પ્રમાણ' એ વચન ન માને અને પ્રવિષ્ટ

પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવારૂપ જે આચરણા આચરી છે. તે આચરણાની પ્રવૃત્તિના સ. ૧૬૬૫ થી આજદીન સુધી ઘણા સ્પષ્ટ ઉલ્લેખો મળે છે અને જે નીચે મુજબ છે—

૧ [૨૭]સં ૧૬૬૫ માં લખાયેલ અને રચાયેલ ઉત્સૂત્ર ખંડનમાં **अन्यच्च वृद्धौ पाक्षिकं क्रियते इद किं?** એ શબ્દ કહી ખરતરગચ્છવાળા તપાગચ્છવાળાને જણાવે છે કે પૂર્ણિમાની કે અમાવાસ્યાની વૃદ્ધિ વખતે વૃદ્ધિમાં પહેલી પૂનમ કે અમાવાસ્યાએ પાખીપ્રતિક્રમણ–ચૌદશ તમારા દ્વારા કરાય છે તેનું કેમ?' આ પ્રશ્ન

---

૨૭–૧ પૂ. ધર્મસાગરજી મહારાજે ઇર્યાપથિકી સૂત્રાન્તર્ગત ઉત્સૂત્રોદ્ઘાટનકુલક લખ્યું છે તેમાં ખરતરગચ્છવાળાઓ ૩૦ વસ્તુઓ શાસ્ત્રથી વિરૂદ્ધ કરે છે તે જણાવ્યુ છે. પૂ. ઉ. ધર્મસાગરજીએ લખેલ ઉત્સૂત્રોદ્ઘાટનકુલકના પ્રતિકારનો પ્રયત્ન સં. ૧૬૬૫ ની સાલમાં ખરતરગચ્છીય જિનચંદ્રસૂરિ શિષ્ય મહોપાધ્યાય જયસોમગણિના શિષ્ય ઉપાધ્યાય ગુણવિનયગણિએ ધર્મસાગરીય ઉત્સૂત્રખંડન નામના ગ્રંથદ્વારા કર્યો છે. તે પ્રયત્ન સફળ હતો કે નિષ્ફળ તેનો વિચાર અહિં પ્રકૃત નથી અહિં તો આ પ્રસંગ એટલા માટે લીધો છે કે ઉત્સૂત્રખંડનકારના પ્રયત્નમાં તપાગચ્છની કેટલીક વાતોને તેમણે જણાવી છે તે વાતો કઈ રીતે છે તે જણાવવા માટે છે.

ખરતરગચ્છવાળાની ૩૦ વસ્તુઓ શાસ્ત્રથી વિરૂદ્ધ છે તેમાં ૨૧ મી વસ્તુ તરીકે પૂ. ધર્મસાગરજી મહારાજે **'वुड्ढीए पढमतिहि'** પર્વતિથિની વૃદ્ધિમાં પ્રથમ તિથિ પર્વતિથિ તરીકે કહેવી એ ખરતરગચ્છનો કુવિકલ્પ છે. આનો પ્રતિકાર કરતાં ખરતરગચ્છવાળાએ જણાવ્યું કે તમે તપાગચ્છવાળા પૂનમની વૃદ્ધિમાં પ્રથમ પૂનમે પાક્ષિક કેમ કરો છો તે વસ્તુ તેમણે નીચેના શબ્દો દ્વારા જણાવી છે.

**'अन्यच्च वृद्धौ पाक्षिकं क्रियते इद किं? सर्वा अपि तिथयो वृद्धौ पूर्णत्वात् पूर्वा एव मान्यत्वेन ग्राह्याः सन्ति किमेकदेशदूषणाय तवेयं प्रवृत्तिः'**

આ વાક્ય જણાવી ખરતરગચ્છવાળા કહે છે કે પર્વતિથિની વૃદ્ધિમાં પ્રથમ તિથિને પર્વતિથિ ન કહેવી તો પૂનમની વૃદ્ધિમાં પ્રથમ પૂનમે તમે પાક્ષિક કેમ કરો છો? (પ્રથમ પૂનમે આપણે પાખી કરીએ છીએ તે પૂનમ અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાથી બને છે.)

ખરતરગચ્છવાળાઓની ૩૦ વસ્તુઓ શાસ્ત્રથી વિરૂદ્ધ છે એમાં ચોથી બાબત.

૨૭–૨ **'मोत्तूण चउपव्वि पोसहपडिसेहणं च तस्स मए'** આઠમ ચૌદસ પૂનમ અને અમાસ ચાર પર્વ સિવાય પૌષધ ન થાય તે ખરતરગચ્છનો કુવિકલ્પ છે. આનો પ્રતિકાર કરતાં ખરતરગચ્છના ઉપાધ્યાય ગુણવિનયગણિએ પૂ. ઉ. ધર્મસાગરજીથી આચરણ પામતી તપાગચ્છની આચરણા ઉત્સૂત્ર છે તેમ ઉત્સૂત્ર ખંડનમાં નીચે પ્રમાણેના શબ્દો દ્વારા લખ્યું છે. તેથી પૂ. ઉ. ધર્મસાગરજી મહારાજના સમયમાં તપાગચ્છની શી આચરણા હતી તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

**पौषधविधिप्रतिपादकेषु तदन्यदिनेषु च तन्निषेधसाधकेषु शास्त्रेषु जाग्रत्सु ये पुनर्नियततदिनान्यदिनेषु पौषधं विधापयन्ति भवत्सदृक्षास्त एवोत्सूत्रप्ररूप्ति**

ઉપરથી સ્પષ્ટ થાય છે કે—તે વખતે તપાગચ્છવાળા પૂનમ અમાસની વૃદ્ધિએ બે તેરસ કરતા હોય તો જ પૂછાય કે તમે પહેલી તિથિએ પાક્ષિક કરો છો તેનું કેમ? નહિતર તે પ્રશ્નનો સંભવજ ન હોય.

આથી સ્પષ્ટ છે કે-સં. ૧૬૬૫-માં તપાગચ્છવાળા પર્વ કે પર્વાનન્તરપર્વ તિથિની ક્ષય વૃદ્ધિ કરતા ન હતા પણ પર્વ કે પર્વાનંતરપર્વની ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરતા હતા.

---

कर्त्तारः ×तदेवं तव काकारेरिव प्रतिनियतदिवसग्राह्यपौषधव्रतधाम्नो ध्वान्तात्मकतया तदन्यदिनतद्ग्रहणतमसः प्रकाशात्मकतया च प्रतिभानं विचार्यमाणं कथं न व्याहतं भवति।

×अन्यच्चेद अमावास्यापूर्णिमावृद्धौ सूर्योदययुक्तामुदयचतुर्दशीं पर्वतिथिमपि महामिथ्याकल्पनया द्वितीयां त्रयोदशीं मत्वा अन्येभ्यः कथयित्वा च तस्यामुदयचतुर्दशीपर्वतिथावपि पौषधादि धर्मकृत्यानि ये निषेधयन्ति तदुत्सूत्रं स्पष्टमेव.

(ઉત્સૂત્રખંડન પત્ર ૬)

આ શબ્દો દ્વારા ખરતરગચ્છવાળા કહે છે કે-નિયત દિવસોએ પૌષધ કરવાનું પ્રતિપાદન કરનારાં અને બીજા દીવસે પૌષધ નહિ કરવાની વાતને સમર્થન કરનારાં શાસ્ત્રો હોવા છતા નિયત અને અનિયત બન્ને દિવસોએ પૌષધ જેઓ કરે છે તે તમારા સરિખાજ ઉત્સૂત્ર પ્રવૃત્તિ કરનારા છે. આ પ્રમાણે તમારે પ્રતિનિયત દિવસ ગ્રાહ્ય પૌષધ વ્રતરૂપ પ્રકાશ અંધારાપણે અને પ્રતિનિયત સિવાયના દીવસના ગ્રહણરૂપ અંધારાનું પ્રકાશપણે થતું ભાન વિચારતા શું ખોટું નથી જણાતું?

આ વાતને સ્પષ્ટ કરવાના આશયે સ. ૧૯૮૯ માં છપાવનાર જિનદત્ત જ્ઞાનભંડારે ટીપ્પણીમા જણાવ્યુ કે—

અમાવાસ્યા અને પૂર્ણિમાની વૃદ્ધિમાં સૂર્યોદયયુક્ત ઉદયવાળી ચૌદશ પર્વતિથિને પણ મહામિથ્યા કલ્પનાએ બીજી તેરસ કરીને અને બીજાઓને બીજી તેરસ તરીકે જણાવીને તે ઉદયવાળી ચૌદશ પર્વતિથિમા પણ પૌષધાદિ ધર્મકૃત્યોનો જેઓ નિષેધ કરે છે તે સ્પષ્ટજ ઉત્સૂત્ર છે.

આ ઉપરથી ઉત્સૂત્ર ખંડનકાર અને તેના ટિપ્પણકાર એમ કહેવા માગે છે કે—

તમે ઉ. ધર્મસાગરજી અને તમારો તપાગચ્છ જે પૂનમ અમાવાસ્યાદિની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરો છો તે વ્યાજબી નથી. કારણકે પૂનમ અમાસની વૃદ્ધિએ સૂર્યોદયવાળી ચૌદશને બીજી તેરસ બનાવો છો ને તે દીવસે પૌષધ આદિ કરતા નથી. (આને માટે જ—प्रतिनियतदिवसपौषधव्रतधाम्नो ध्वान्तात्मकतया (વિગેરે લખ્યું.)

આનો જવાબ તપાગચ્છના ગ્રંથોમા અનેક રીતે અપાયો છે. પરંતુ આ ખરતરગચ્છના ઉત્સૂત્ર ખંડનના વચનથી એ તો ચોક્કસ થાય છે કે આ ગ્રંથ રચાયો ત્યારે અને તે પહેલાં ઘણા વર્ષો અગાઉ તપાગચ્છમાં પૂનમ અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ થતી હતી.

આથી સ્પષ્ટપણે સિદ્ધ થાય છે કે તે વખતે સં. ૧૬૬૫ માં તપાગચ્છમા પૂનમ અમાસની ક્ષય વૃદ્ધિએ તપાગચ્છમાં તેરસની ક્ષયવૃદ્ધિ થતી હતી.

૨ [૨૮]તેમજ: વિજયદેવસુર પટ્ટકમાં 'પૂર્ણિમાવૃદ્ધૌ ત્રયોદશીવર્દ્ધન' વિગેરે પદો, પણ પર્વતિથિની ક્ષય વૃદ્ધિ પ્રસંગે અપર્વક્ષયવૃદ્ધિને સૂચવે છે.

૩ પૂજ્યપાદ પ્રશમમૂર્તિ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજના પ્રશિષ્ય સાહિત્યપ્રેમી મુનિશ્રી પૂણ્યવિજયજી મહારાજ દ્વારા પ્રાપ્ત થયેલ પં. રૂપવિજયજી ગણિવરનો સં. ૧૮૯૬માં વડોદરાના સંઘ ઉપર લખાયેલ કાગળ મળ્યો છે. કે જેમાં તેમણે સં. ૧૮૯૬માં કારતક શુદ ૧૫ ના ક્ષય પ્રસંગે ટિપ્પણાની કા. સુ. તેરસે કારતક સુદ ૧૪ અને ટીપ્પણાની કા. શુ ૧૪ ના દીવસે કા. શુ ૧૫ નું પટદર્શન કરવાનુ જણાવી પર્વાનન્તર પર્વના ક્ષય પ્રસંગે પૂર્વતર અપર્વનો ક્ષય કર્યો છે. તેમજ સં. ૧૮૯૬ ના ટિપ્પણમાં કા વદ ૦)) બે હતી ત્યારે બે તેરસ કરી ટીપ્પણાની પ્રથમ અમાવસ્યાએ ચઉદસ અને બીજી અમાવાસ્યાએ અમાવાસ્યા કરી પર્વાનન્તરપર્વની વૃદ્ધિ વખતે પૂર્વતર અપર્વની વૃદ્ધિ કરવી તે રૂપ દેવસુરગચ્છના નિયમને યથાર્થ માન્યો છે તેમજ તેજ સાલના પોષ મહિનામાં ટિપ્પણામાં પોષ શુદ ૧૪ નો ક્ષય છે ત્યાં ૧૩નો ક્ષય કરી ત્યાર પછી કરી પર્વના ક્ષય પ્રસંગે પૂર્વ અપર્વનો ક્ષય કરવો તે દેવસૂરગચ્છનો નિયમ ચોહસે સાચવ્યો છે. આ વસ્તુની વધુ સમજ માટે તે રૂપવિજયજી મહારાજનો કાગળ તથા તેનું સુધારા વધારા સાથે વિવેચન વિકાસ પત્રમાંથી નીચે પ્રમાણે આપીએ છીએ.

## સંઘપ્રધાન પૂ. પં. રૂપવિજયજી ગણિવરનો પત્ર.

॥प०॥ स्वस्तिश्रीपार्श्वेशं नत्वा श्रीमदहम्मदावादनगरत: संविज्ञमार्गी पं रूपविजयगणि लिखित श्री नरपति हयपति गजपति धरापति शतसंसेव्यमान पदपंकज श्रीसिंहाजीराजाधिराजसंश्रिते श्री वटोदरमहानगरे सुश्रावक पून्य-प्रभावक देवगुरु भक्तिकारक संघमुख्य संघनायक संघलायक संघतिलकोपम झवेरी वीरचद रुपचंद तथा झवेरी करमचद कपुरचंद तथा झवेरी मूलचंद मंगलदास तथा झवेरी सोमचंद धरमचंद तथा झवेरी जयचद लालचद तथा सा तारांचंद जीदवजी तथा सा अमरचंद पानाचंद तथा सा भगवानदास झवेर तथा सा वीरचंद फूलचद प्रमुखसमस्तसंघसमवाय ज्योग्य धर्मलाभ जाणवा अपरं चात्र श्रीदेवगुरुप्रसादे सुसाता छे तुमारी धर्मकरणी करवा पूर्वकनो पत्र आव्यो ते वांचीनें समाचार सर्व जाण्या छे. अपरं तुमे लायक नायक ज्योग्य धर्मधुरंधर ज्योग्य गृहस्थ अमारे घणीज वात छे तुमारी धर्मकरणी अनुमोदइं छीइं ते जाणवुंजी. अपरं अत्र कार्तिक सुदि १४ चउदश मगलवारी करीं छे चोरासीईं गच्छवालें स्रावकें ते जाणज्यो तथा बुधवारीं पूनम करीं छे बुधवारीं पूनिमदिने चतुरविध श्री संघ श्री सिद्धा (च) लजीना पटना दर्शन चतुरविध सघें करया छे ते जाणज्योजी. एकलो विजयानंदसूरनो श्री पूज्य कार्तिक वदि पंकम गुरुवारे भोजीकनो पट बांधीनें एकलो गयो हतो

[૨૮]. આને માટે જુઓ પર્વતિથિ ક્ષયવૃદ્ધિ પ્રદીપ સાથેનો દેવસુર પટ્ટક વિગેરે.

# વર્તમાન પર્વારાધન અને પૂ પં. રૂપવિજયજી ગણિવર.

ટિપણાની પર્વ કે પર્વાન્તર પર્વની ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વ ક્ષયવૃદ્ધિ કરવાની શાસ્ત્રાનુલક્ષી પરંપરાને સમર્થન આપનાર (સ ૧૮૯૬ મા કા સુ ૧૫ ના ક્ષયે કા. સુ ૧૩ નો ક્ષય, કા. વ ૦)) ની વૃદ્ધિએ કા. વ. ૧૩ ની વૃદ્ધિ અને પોષ સુ. ૧૪ ના ક્ષયે પોષ સુ. ૧૩ ના ક્ષયને સૂચવતો) પરમપૂજ્ય **પં. રૂપવિજયજી ગણિવરનો સં. ૧૮૯૬ માં** વડોદરાના ઝવેરી વીરચંદ રૂપચંદ ઉપર લખાયેલ પોતાના હસ્તાક્ષરનો પત્ર.

( સાહિત્ય પ્રેમી મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ દ્વારા મળેલ અસલ કાગળના ફોટા ઉપરથી તૈયાર કરાવેલ બ્લોક )



## પૂ. મુનિરાજશ્રી હંસસાગરજી મહારાજ

જેઓએ પૂ આગમોદ્ધારક આચાર્ય દેવ શ્રીમદ્ સાગરાનંદ સૂરીશ્વરજી મહારાજના આશીર્વાદ મેળવી કેવળ હૃદયમાં શાસન-દાઝ ધરી શાસનને છિન્નભિન્ન કરનાર આ. વિજયરામચંદ્રસૂરિજીની પ્રવૃત્તિઓના પરાભવ માટે ભદ્રિક પુરૂષોના ઉપાલંભ સહીને પણ અપૂર્વ શક્તિ ફોરવી છે. આજે જેઓના અવિરત પ્રયત્નના પ્રતાપે આ વિજયરામચંદ્રસૂરિજીની નવીન માન્યતા ઠેરઠેર શાસ્ત્ર અને શાસન અમાન્ય બની રહી છે તેમજ ડૉ પી એલ. વૈદ્યના નિર્ણયમા આ વિજયરામચંદ્રસૂરિજીના હાથે થયેલ ધાલમેલના સેંકડો મજબુત આધારો મેળવનાર આ શ્રેષ્ઠ મુનિવર છે તે કોઇથી અજ્ઞાત નથી તથા આ વિજયરામચંદ્રસૂરિજીની શાસન દ્રોહી પ્રવૃતિઓનો અપૂર્વ સામનો આ મુનિસિંહે કરી જૈન શાસનને શાસનદ્રોહની પ્રવૃત્તિથી બચાવવામાં અપૂર્વ ફાળો આપ્યો છે જે સેંકડો વર્ષો સુધી ચિરંજીવ રહેશે તાજેતરમા રાજનગરના ચાતુર્માસ દરમિયાન તેમણે આજસુધી શાસનદ્રોહીનો કરેલ સામનો પૂર્ણપણે સફળ થયો છે તે સૌને સુવિદિતજ છે.



## પૂ. આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજ

જેઓએ જૈન આગમ, જૈન શાસ્ત્ર અને પૂર્વપુરૂષો આચરિત પ્રાચીન પરંપરા મુજબની પર્વતિથિની આરાધનામા સં. ૧૯૯૨ પછી વિરોધ ઉભો કર્યો છે અને જે નવીનતિથિમતના પ્રતાપે આજે જૈન શાસનમા ઠેરઠેર વૈમનસ્ય અને અરાજકતા પ્રવર્તી રહી છે પૂર્વાચાર્યો અને શાસ્ત્રથી વિહિત પરંપરાને ઉથલાવી નાખવા જેમણે નનામા બેદી કાગળો અને કાવત્રા કર્યા છે જે આ પુસ્તકમા રજુ કરવામા આવ્યા છે. તેથી વાચકને ખાત્રી થશે કે વૈદ્યનો નિર્ણય આ વિજયરામચંદ્રસૂરિજીની ધાલમેલથી આવ્યો છે આ ઉપરાંત તાજેતરના ચાતુર્માસ પછી દૈનિક વર્તમાનપત્રોના સમાચારથી રાજનગરને પૂર્ણપણે ખાત્રી થઇ છે કે આ આચાર્ય શું ન કરે તે કહી શકાય તેમ નથી

तेहनी हांसी घणीज थइ छें ते जाणज्योजी ॥ अपरं कार्तिक वदि अमावास्या २ हती ते मध्ये शुक्रवारी अमावास्या मानवा ज्योग्य छे. पहेली अप्रमाण छे ते जाणवुंजी तथा पोस सुदि १४ चउदशि शुक्रवारी थास्यें. बारस तेरस मेला थास्यें. शनीवारी पूनिम थास्ये ते जाणवुजी. अपरं सरवत्र ठेकाणे पाटण पालनपुर सिद्धपुर खेरालु वडनगर वीसलनगर वीजापुर मेसाणा राधनपुर समी सातलपुर अमदावाद साणंद खेडा लींबडी वढवाण भावनगर घोघा प्रमुख सरवत्र मगलवारी चउदश थइ छें

बुधवारु चोमासु उतर्युं छे ते जाणज्योजी. धर्मशास्त्र प्रमाणे पण इमज छें ते जाणज्योजी अत्र तो विजयानंदसूरना गच्छना सिरीपूजे चरचा पण करी नहि तिमसंघे पण पहनुं बचन प्रमाण कर्युं नथी गर्हेलो करीने उवे (खी) मूक्यो छें कोइ मानतु पण नथी ते जाणज्योजी. अत्रथी प अमीविजय प्रमुख ठाणु सातनो धर्मलाभ जाणवोजी. तत्र संघ समवायने धर्म्मलाभ कहेवाजी मिति संवत् १८९६ ना मार्गसर सुदि ६ गुरुवासरे पाछो पत्र संभारीने लखवाजी इति

संघमुख्य झवेरी वीरचंद रुपचद प्रमुख समवाय योग्यश्री वडोदरा नगरे ।

## કાગળ તારવણી.

આ કાગળની વસ્તુ સમજવા પ્રથમ સ ૧૮૯૬ ની સાલનુ "લૌકિક પચાગ કારતક સુદ ૧ થી ૦)) સુધીનુ, મા સુદ ૧ થી ૧૫ સુધીનુ અને પોષ સુદિ ૧ થી ૧૫ સુધીનું આપવુ વધુ જરૂરી છે. કારણકે—આ કાગળમા સ. ૧૮૯૬ ની -સાલમા કા. સુદ ૧૪ મગળવારી કરી છે શુક્રવારી કા. વદ અમાવાસ્યા માનવા જ્યોગ્ય છે અને પોષ શુદિ ૧૪ શુક્રવારી થશે તેવુ જણાવેલ છે. તેમજ કાગળ માગશર શુદ ૬ ને ગુરૂવારે અમદાવાદથી લખવામા આવ્યો છે. તેથી પ્રથમ સ. ૧૮૯૬ નુ કારતક, માગશર અને પોષનુ કાગળની વસ્તુ સ્પષ્ટ સમજાવવા તે વખતનુ ટીપ્પણુ આપીએ છીએ. જે ટીપ્પણુ અમને અમદાવાદ ડહેલાના ઉપાશ્રય કે જ્યાંથી પૂ. પ. રૂપવિજયજી ગણિવરે કાગળ લખ્યો છે ત્યાથી ઉપલબ્ધ થયુ છે. તે આ પ્રમાણે—

| સવત ૧૮૯૬ | | સને ૧૮૩૯ | રવી | ૧૧ | ૧૭ |
|---|---|---|---|---|---|
| વાર | કારતક સુદ | તા નવેમ્બર | સોમ | ૧૨ | ૧૮ |
| ગુરૂ | ૧ | ૭ | મગળ | ૧૩ | ૧૯ |
| શુક્ર | ૨ | ૮ | બુધ | ૧૪ | ૨૦ |
| શની | ૩ | ૯ | બુધ | ૧૫ ક્ષય | |
| રવી | ૪ | ૧૦ | વાર | કારતક વદ | તા. નવેમ્બર |
| સોમ | ૫ | ૧૧ | ગુરૂ | ૧ | ૨૧ |
| મંગળ | ૬ | ૧૨ | શુક્ર | ૨ | ૨૨ |
| બુધ | ૭ | ૧૩ | શની | ૩ | ૨૩ |
| ગુરૂ | ૮ | ૧૪ | રવી | ૪ | ૨૪ |
| શુક્ર | ૯ | ૧૫ | સોમ | ૫ | ૨૫ |
| શની | ૧૦ | ૧૬ | મંગળ | ૬ | ૨૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બુધ | ૭ | ૨૭ | સોમ | ૧૧ | ૧૬ |
| ગુરૂ | ૮ | ૨૮ | મંગળ | ૧૨ | ૧૭ |
| શુક્ર | ૯ | ૨૯ | બુધ | ૧૩ | ૧૮ |
| શની | ૧૦ | ૩૦ | ગુરૂ | ૧૪ | ૧૯ |
| રવી | ૧૧ | ડીસેમ્બર ૧ | શુક્ર | ૧૫ | ૨૦ |
| સોમ | ૧૨ | ૨ | વાર | શુદ પોષ | તા જાન્યુ૦ |
| મંગળ | ૧૩ | ૩ | રવી | ૧ | ૫ |
| બુધ | ૧૪ | ૪ | સોમ | ૨ | ૬ |
| ગુરૂ | ૦)) | ૫ | મંગળ | ૩ | ૭ |
| શુક્ર | ૦)) | ૬ | બુધ | ૪ | ૮ |
| વાર | માગશર શુદ | તા. ડીસેમ્બર | ગુરૂ | ૫ | ૯ |
| શની | ૧ | ૭ | શુક્ર | ૬ | ૧૦ |
| રવી | ૨ | ૮ | શની | ૭ | ૧૧ |
| સોમ | ૩ | ૯ | રવી | ૮ | ૧૨ |
| મંગળ | ૪ | ૧૦ | સોમ | ૯ | ૧૩ |
| બુધ | ૫ | ૧૧ | મંગળ | ૧૦ | ૧૪ |
| ગુરૂ | ૬ | ૧૨ | બુધ | ૧૧ | ૧૫ |
| શુક્ર | ૭ | ૧૩ | ગુરૂ | ૧૨ | ૧૬ |
| શની | ૮ | ૧૪ | શુક્ર | ૧૩ | ૧૭ |
| | નોમનો ક્ષય | | | ચૌદશનો ક્ષય | |
| રવી | ૧૦ | ૧૫ | શની | ૧૫ | ૧૮ |

(૧)

સં. ૧૮૯૬ મા ટીપ્પણામાં કા શુદ ૧૩ મંગળ, કા. શુ. ૧૪ બુધ, કા. શુ ૧૫ ક્ષય. કા. ન. ૧ ગુરૂવાર છે

જૈનશાસ્ત્રમાં અને તપાગચ્છની સમાચારીમાં ટીપ્પણાની પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ પૂર્વની અપર્વતિથિની '**क्षये पूर्वा०**'નો પ્રઘોષ લગાડી ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે અને પૂનમ, અમાસ પર્વાનંતર પર્વની ક્ષયવૃદ્ધિએ ('**क्षये पूर्वा०**'નો પ્રઘોષ લગાડતાં ચૌદશરૂપ પર્વનો ક્ષયવૃદ્ધિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તે પર્વ હોવાથી તેની ક્ષયવૃદ્ધિ કોઈ રીતે ઇષ્ટ નહિ હોવાથી '**यावत्संभवस्तावद्विधि**' એ ન્યાયે '**क्षये पूर्वा०**'ના પ્રઘોષને તે સ્થળે બીજી વખત પ્રવર્તાવવો પડે) પૂર્વતર તેરસની ક્ષયવૃદ્ધિ કરવી પડે તે તદ્દન ન્યાયયુક્તજ છે. આ પ્રમાણેની શાસ્ત્રની રીતિ અને પૂ. પં રૂપવિજયજીગણિવરના પૂર્વ પુરૂષો પણ પર્વાનંતર પર્વની ક્ષયવૃદ્ધિએ પૂર્વતર અપર્વની ક્ષયવૃદ્ધિ કરતા હોવાથી તેમણે ૧૮૯૬ કા. શુ. ૧૫ નો ટીપ્પણામા ક્ષય હતો ત્યારે જૈન સંસ્કાર લગાડી તેરસનો ક્ષય કરી કા. શુદ ૧૨ સોમ, કા. શુદ ૧૩ ક્ષય, કા. શુદ ૧૪ મંગળ, કા. શુદ ૧૫ બુધ કર્યો અને તેમ કરી પૂ. પં. રૂપવિજયજીગણિવર અને સકલ સંઘે ૧૮૯૬ મા કા. શુદ ૧૪ મંગળવારે કરી ચૌમાસી પ્રતિક્રમણ કર્યું અને કા. શુદ ૧૫ બુધવારે કરી સકલ સંઘ સાથે શત્રુંજય પટદર્શન કર્યું.

પૂ. પં. રૂપવિજયજીગણિ અને સકલ સંઘે પૂનમના ક્ષયે તેરશનો ક્ષય કરી ટીપ્પણાની ઉદયવાળી મંગળવારી તેરશને (ટીપ્પણાની બુધવારી ઉદયવાળી ચૌદશ હોવા છતાં) મંગળવારી ચૌદશ બનાવી અને ટીપ્પણાની ઉદયવાળી બુધવારી ચૌદશે પૂનમ કરી છે અને તેમ કરી ચૌદશ પૂનમનાં બે જોડીયાં પર્વ અને બારે પર્વને અખંડ રાખ્યાં છે. અને એજ પ્રમાણે આપણે સ. ૧૯૮૯ ના ટીપ્પણામાં કા વ. ૧૩ રવિ, કા. વ ૧૪ સોમ, કા. વ. ૧૫ ક્ષય હતો ત્યારે કા. વ. ૧૩ નો ક્ષય કરી ટીપ્પણાની ઉદયવાળી રવીવારી તેરસે તેરસનો ક્ષય કરી રવીવારે કા. વ ૧૪ કરી અને ટીપ્પણાની ઉદયવાળી ચૌદશે સોમવારી કા. વ ૦)) કરી તે પૂ. પં. રૂપવિજયજી મહારાજના વખતે જે પ્રમાણે થતું હતું તે પ્રમાણેજ કરેલ છે.

આજે જેઓ ટીપ્પણાની ચૌદશે એક દિવસે બે પર્વનું આરાધન અને એક દિવસે બે પર્વનો વ્યપદેશ કહે છે અને સં. ૧૯૯૨ પછી તેમ કરી બાર પર્વને બદલે અગીઆર પર્વ કરી કરાવી પર્વલોપ કરે છે. તેમણે આ વસ્તુ વિચારવા યોગ્ય છે.

## પૂ. પં. રૂપવિજયજી ગણિવરને આ કાગળ લખવાનું શું પ્રયોજન હતું ?

પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ બધા બે તેરશજ કરતા હોત તો આ કાગળ લખવાની જરૂર નજ પડત એ વાત બરાબર છે પણ તે વખતે અણસુર ગચ્છના શ્રીપૂજ્યાદિ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ એકમની ક્ષયવૃદ્ધિ કરતા હોવાથી તે વખતના જૈનો બીજા વ્યામોહમાં ન પડે તે માટે તે વખતે દેવસુર તપાગચ્છના મુખ્ય પં. રૂપવિજયજીગણિવરને પોતે શું કર્યું અને પાટણ, ભાવનગર, લીંબડી, રાધનપુર, વઢવાણ વિગેરે ઠેકાણે શું થયુ તે જણાવવું પડયુ છે. અને જણાવ્યું કે–આપણે બધા પરંપરાથી કરીએ છીએ માટે આમ છે એમ નહિ પરંતુ તે સબંધી પોતાનો અભિપ્રાય જણાવતા કહ્યુ છે કે—

"ધર્મશાસ્ત્ર પ્રમાણે પણ ઇમજ છે."

અણસુર ગચ્છવાળા પૂનમ અમાસાદિની ક્ષયવૃદ્ધિએ એકમની ક્ષયવૃદ્ધિ કરતા હતા. તેથી સ. ૧૮૯૬ મા કા. શુદ ૧૫ ના ક્ષયે આણસુર ગચ્છવાળાએ કા. શુદ ૧૩ મંગળવાર, કા. શુદ ૧૪ બુધ, કા શુદ ૧૫ ગુરૂ, કા વ. ૧ નો ક્ષય. આ પ્રમાણે કર્યું અને ટીપ્પણાની ઉદયવાળી ચૌદશને બુધવારે ચૌદશ કરી અને ઉદયવાળી એકમે પૂનમ કરી પૂનમનું પર્વારાધન કર્યું.

અણસુર ગચ્છવાળાએ "ક્ષયે પૂર્વા૦"ને શુદ્ધ રીતે નહિ પ્રવર્તાવ્યો એથી જુદા પડ્યા. પણ "એક દિવસે બે પર્વનુ આરાધન થાય" "એક દિવસે મુખ્ય ગૌણ ભેદે બે પર્વનો વ્યપદેશ થાય" એ રીતે બાર પર્વને ખંડિત કરી અગીઆર પર્વની માન્યતા ધરાવી કે ચૌદશ પૂનમ જોડીયા પર્વ નથી તેમ જણાવ્યુ નથી. માત્ર "ક્ષયે પૂર્વા૦"ને તપાગચ્છની રીતિ મુજબ શુદ્ધ રીતે ન લગાડવાથી પર્વોની આરાધનાના દીવસમા ફેર પડયો. પણ બાર પર્વ અને ચૌદશ પૂનમને જોડીયાં પર્વ બનાવવા તેમણે એકમની ક્ષયવૃદ્ધિ કરવાનો પ્રયત્ન સેવ્યો છે

( આ રામચંદ્રસુરિજી સિવાય તપાગચ્છ યા સકલ જૈનસંઘમાં કોઇ મત, ગચ્છ કે આજ સુધી એવો કોઇ પણ ફિરકો નથી નીકળ્યો કે જે એક

દિવસે બે પર્વના વ્યપદેશ કે એક દિવસે બે પર્વનું આરાધન કરી અગીઆર પર્વને માનતો હોય.)

અણસુર ગચ્છવાળાએ કા. શુદ ૧૪ બુધવારી અને કા. શુ. ૧૫ ગુરૂવારી કરી છે. અને દેવસુર ગચ્છવાળાઓએ "ક્ષયે પૂર્વા૦"ના નિયમને યથાર્થ રીતે સાચવી કા. શુ. ૧૪ મંગળવારી, કા. શુ. ૧૫ બુધવારી કરી છે.

(૨)

સં. ૧૮૯૬ માં કા. વ. ૧૩ મંગળ, કા. વ. ૧૪ બુધ, કા. વ. ०)) ગુરૂ, કા. વ ०)) શુક્ર આ રીતે ટીપ્પણામાં અમાસની વૃદ્ધિ આવી. પરંતુ પર્વતિથિની વૃદ્ધિએ જૈન શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની વૃદ્ધિ કરવાની રીતિ મુજબ પૂ. પં. રૂપવિજયજી ગણિવરે કા. વદ ૧૩ મંગળ, કા. વ. ૧૩ બુધ કા. વદ ૧૪ ગુરૂ, કા. વ ०)) શુક્ર એ પ્રમાણે તિથિઓની વ્યવસ્થા કરી

અણસુર ગચ્છવાળા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ એકમની ક્ષયવૃદ્ધિ કરતા હોવાથી તેમણે કા. વદ ૧૩ મંગળ, કા. વદ ૧૪ બુધ, કા વદ ०)) ગુરૂ, મા. શુદ ૧ શુક્ર, માગશર શુ. ૧ શનિ આ પ્રમાણે તિથિઓની વ્યવસ્થા કરી.

અણસુર ગચ્છવાળાની રીતિ મુજબ કા. વદ ०)) ગુરૂવારે આવતી હતી અને દેવસુર ગચ્છની રીતિ મુજબ કા વદ ०)) શુક્રવારે આવતી હતી આથી કોઈ દેવસુરગચ્છવાળા ભ્રમમાં પડી કા વ. ०)) ગુરૂવારે ન કરે તેટલા માટે દેવસુર ગચ્છના સંવેગીપ્રધાન પૂ. પં રૂપવિજયજી ગણિવરે દેવસુર ગચ્છના વડોદરાના શ્રાવકોને જણાવ્યું કે.—"કારતક વદી અમાવાસ્યા બે હતી તે મધ્યે શુક્રવારી માનવા જોગ્ય છે."

દેવસુર કે અણસુર બન્ને ગચ્છ પૂનમ અમાસને જોડીયા પર્વ તરીકે આરાધનાર છે. આણસુરે ચૌદશ બુધવારી અને અમાવાસ્યા ગુરૂવારા માની છે. દેવસુર ગચ્છે ચૌદશ ગુરૂવારી અને અમાવાસ્યા શુક્રવારી માની છે. અમાવાસ્યા શુક્રવારી માનવા યોગ્ય લખી એટલે તેના પૂર્વની ચૌદશ આપો આપ ગુરૂવારે માનવાની થઈ જાય છે.

અહિં પ્રશ્ન કરવામાં આવે કે—જો બે જોડીયાં પર્વજ આરાધવાનાં હોય તો ચૌદશ ગુરૂવારી આરાધવા યોગ્ય છે એમ લખ્યું હોત તો પણ આપોઆપ સમજાત કે—ગુરૂવારે ચૌદશ અને શુક્રવારે અમાવાસ્યા જોડીયા પર્વ આરાધનાર દેવસુર ગચ્છવાળા આરાધત 'પણ અમાવાસ્યા શુક્રવારી માનવા યોગ્ય છે' એમ કેમ લખ્યુ? આ પ્રશ્ન બરાબર નથી. કારણ કે—અમાવાસ્યાની વૃદ્ધિ ટીપ્પણામાં છે અને તે વૃદ્ધિ વખતે આણસુરવાળા અમાસની વૃદ્ધિએ એકમની વૃદ્ધિ કરે છે. અને દેવસુરવાળા અમાસની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરે છે. એટલે મતભેદ અમાસની વૃદ્ધિ અંગે છે અમાસ કયા વારે માનવી આથી તેમણે જણાવ્યુ કે શુક્રવારી અમાવાસ્યા માનવી

આ રીતે પૂ. પ્રવર રૂપવિજયજીગણિવર પૂનમ ०)) ની વૃદ્ધિ વખતે તેરશની વૃદ્ધિ કરતા હતા અને આજે આપણે પણ તે રીતે પૂનમ અમાસની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ અસ્ખલિત રીતે કરીએ છીએ.

(૩)

૧૮૯૬ માં ટીપ્પણામા પોષ શુ ૧૨ ગુરૂ, શુ. ૧૩ શુક્ર, શુ. ૧૪ ક્ષય, શુ. ૧૫ શની છે. આ રીતે પોષ શુ ૧૪ નો ટીપ્પણામા ક્ષય હતો ત્યારે પૂ પં. રૂપવિજયજી ગણિવરે કાગળમાં જણાવ્યું કે—

**"पोस सुदि चउदस शुक्रवारी थास्यें वारस तेरस मेला थास्यें शनिवारि पूनम थास्ये ते जाणवुंजी"**

પૂ પં. રૂપવિજયજી ગણિવરે પર્વતિથિના ક્ષયે પૂર્વ અપર્વતિથિના ક્ષય કરવાની દેવસુર સંઘની શાસ્ત્રાનુલક્ષી પ્રણાલિકાને અનુસરીને ચૌદશ પર્વના ક્ષયે તેરશનો ક્ષય કરવાનુ જણાવ્યું અને તેથી ટીપ્પણાની વ્યવસ્થા પોષ શુદ ૧૨ ગુરૂ, શુ. ૧૪ શુક્ર, પોષ શુ ૧૫ શનિ આ રીતે થઇ અને એજરીતે આપણે સર્વસંમત સંવત્ ૧૯૯૨ સુધી કરતા હતા. માત્ર સ. ૧૯૯૨ પછી વિજયરામચદ્રસૂરિએ તેમાં વિક્ષેપ ઉભો કર્યો છે.

આ. પૂ પ. રૂપવિજયજીગણિવરના પત્રમાં પર્વક્ષય પ્રસંગે પૂર્વ અપર્વતિથિનો ક્ષય કરવો તેના માટે ટીપ્પણાના પોષ શુદિ ૧૪ ના ક્ષયનો પ્રસગ છે, પર્વાનંતર પર્વ-ક્ષય પ્રસગે પૂર્વ અપર્વતર તિથિનો ક્ષય કરવો. તેને માટે ટીપ્પણાનો કા. શુ. ૧૫ ના ક્ષયનો પ્રસગ છે અને પર્વાનતરપર્વની વૃદ્ધિ વખતે પૂર્વતર અપર્વતિથિની વૃદ્ધિ કરવી તેને માટે કા વ. ●)) ની વૃદ્ધિનો પ્રસગ છે આ ત્રણેમાં પર્વક્ષયવૃદ્ધિ ન કરતાં પૂર્વ કે પૂર્વતર અપર્વની ક્ષયવૃદ્ધિ કરી છે. જે આજની આપણી પ્રણાલિકાને સંપૂર્ણપણે સમર્થન આપે છે.

પૂ પં. રૂપવિજયજીગણિવર વિદ્વાન્, પ્રતિભા સંપન્ન, સંવેગી મુનિઓના આગેવાન અને આજના વિદ્યમાન પૂ આ નેમિસૂરીશ્વરજી મહારાજ, પૂ આ સિદ્ધિસૂરીશ્વરજી મહા-રાજ પૂ. આ. વિજયનીતિસૂરીશ્વરજી મહારાજનો સમુદાય પૂ આ વલ્લભસૂરીશ્વરજી મહારાજ, લબ્ધિસૂરિજી મહારાજ, દાનસૂરિજી મહારાજ, આ પ્રેમસૂરિજી તથા રામસૂરિજી વિગેરે તમામ આજના વિજયશાખાઓના મુનિઓના પ્રપિતામહ છે. તે પૂ. પં. રૂપવિજયજી-ગણિવર ટીપ્પણાની કા. શુ ૧૫ ના ક્ષયે તેરશનો ક્ષય કરી ચૌદશ પૂનમ જુદા જુદા જોડીયા પર્વ રાખે છે તેની વિરૂદ્ધમાં આ. વિજયરામસૂરિજી જણાવે છે કે–

"કાર્તિક પૂર્ણિમાના ક્ષયે કાર્તિક પૂર્ણિમાની યાત્રા ચતુર્દશીના ઉદયવાળા દિવસે થાય કે અન્ય કોઈ દિવસે થાય ?"

"આ મુદ્દાના સબંધી અમારૂ મંતવ્ય એવું છે કે–પૂર્ણિમાના ક્ષયે ચતુર્દશીએજ ચતુર્દશી અને પૂર્ણિમા વિદ્યમાન હોય છે. એટલે તે એકજ દિવસે બન્નેના આરાધક બનાય. પૂર્ણિમાની યાત્રા તે દિવસે કરવી એ વ્યાજબી ગણાય." (આ રા. સમર્થન મુદ્દો. ૨૫)

પૂ પ રૂપવિજયજી ગણિવરની સામે તેમના વડીલોની આચરણાનો આધાર છે અને પોતે પણ શાસ્ત્ર જાણ છે તેમની પછી તેમના શિષ્ય કીર્તિવિજયજી મ કસ્તુરવિજયજી મ. મણિવિજય દાદા, બુટેરાયજી મ. આત્મારામજી મ. ઉપાધ્યાય વીરવિજયજી અને દાનસૂરિજી મ૦ વિગેરે એ દીક્ષાથી લઈ જીંદગી સુધી પૂનમ અમાસના ક્ષયે તેરસનો ક્ષય કરી ૧૪-૧૫ પૃથક્ અને એ જોડીયા પર્વ તરીકે આરાધ્યાં. આ રામવિજયજી મહારાજે પણ સં ૧૯૯૨ સુધી જુદા જુદા પર્વ તરીકે આરાધ્યાં. હવે આ મહાત્મા ચૌદસના દિવસે પૂર્ણિમાની યાત્રા થાય તેમ જણાવે છે તેમણે જે આજસુધી પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરી તેને આજે શા માટે બદલવાનુ સુઝે છે તે સમજાતું નથી.

આ નવી વાતના સમર્થનમાં નથી આપતા શાસ્ત્ર આધાર કે નથી ,•આપતા કોઇ

પૂર્વ પુરૂષની આચરણાનો આધાર અને એ પણ નથી વિચારતા કે-ચૌદશની સવારે પૂનમની યાત્રા કરનાર ૧ ચોમાસામાં યાત્રા કરશે ? ૨ ચોમાસા પડિક્કમણા પહેલાં પૂનમની યાત્રા કરશે ? ૩ મેવા ભાજી પાના વિગેરેની છૂટો ચોમાસા પ્રતિક્રમણ પહેલાં કરશે ? આ બધાની શી વ્યવસ્થા થશે. ખરેખર શાસનનું દુર્ભાગ્ય છે કે-શાસ્ત્ર અને આચરણા-વિહીન આવી મતિ કલ્પનાઓ સુઝે છે. શાસનદેવ સન્મતિ આપો.

૪ શાસન પ્રભાવક પૂ. આચાર્ય વિજય નેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય પૂ. આ૦ વિજયોદયસૂરિજી તરફથી પ્રાપ્ત થયેલ કવિશ્રી ૨૯દીપવિજયજીનો પત્ર પણ દેવસુરતપાગચ્છમાં પર્વ કે પર્વાનન્તર પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવી તેને સમર્થન આપે છે

૫ આચાર્ય વિજય રામચંદ્રસૂરિજી મહારાજની યોજનાબદ્ધ સંકલનાથી દોરવાઈ ગયેલા પૂ. આચાર્ય વિજયસિદ્ધિસૂરિજી મહારાજ ભદ્રિકપણાએ સ્મૃતિના બાનાતળે

'પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિની રીતિ વિગેરે વિજય ધરણેન્દ્રસૂરિજીના વખતથી નવીન થઈ છે' તેવું જે જણાવે છે તે ધરણે-ન્દ્રસૂરિનું હેન્ડબીલ જોતાં બરાબર નથી પૂ આ. જંબુસૂરીશ્વરજી મહારાજ તથા પૂ પં. કલ્યાણવિજયજી મહારાજ તેમની પુસ્તિકામાં જણાવે છે કે-શ્રી પૂજ્યોના આપખૂદી વર્તને આ તિથિ વિષયક માન્યતામાં ગુંચવાડો ઉભો કર્યો છે, અને તેના સમર્થનમાં સં. ૧૯૨૮-૧૯૨૯ની સાલમાં ભા શુ ૧ની વૃદ્ધિનો પ્રસંગ અને તે વખતનાં શ્રી પૂજ્યોનાં હેંડબીલો રજુ કરે છે આ શ્રી પૂજ્યના આપ ખુદીની સત્તાનો કિલ્લો તોડવાનું પ્રથમ કાર્ય કરનાર (સં ૧૯૨૮ અને સં. ૧૯૨૯માં ભા શુ. ૧ની વૃદ્ધિએ શ્રાવણ વદી ૧૩ની વૃદ્ધિ કરી જૈન સંઘમાં શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરીએ આપખૂદી ભરેલ આજ્ઞાપત્ર કરેલ અને જે આજ્ઞાપત્રને પૂ મણિવિજયજી દાદા વિગેરે અનુસરેલ છતાં તેનો વિરોધ

---

૨૯ स्वस्त श्री भरुअच सुरत कहांनम परगणे श्रीविजयानदसूरिगच्छीया समस्त संप्रदायप्रति श्री वडोदरेथी ली. पं. दीपविजयजीनी बंदना। बीजुं तिथि बाबतः तुमारा खेपीयो आव्यो हतो ते साथे पत्र मोकल्युं ते पहोतु हस्ये। वी। अमांस। पुंन्यम त्रुटती होइ ते उपर देवसूरिजीवाला तेरस घटाडे छे तमो पडवो घटाडों छो प तमारो कजीओ। पण बेहुं एक गुरुना शिष्यवाला छे॥ बेहुं जण हीर-प्रश्न सेनप्रश्न उपर लडो छो अने मांहि विचार करीने चोलता नथी ते प्रत्यक्ष गच्छ ममत्व जणाइ छे माटें विचारवुं. सां १८७१ आसो सुदि १ विना स्वारथें श्यानें विग्रह जोइइ। पाधरो न्याय छइ ते करजोज।

આ કવિશ્રી દીપવિજયજીનો સં. ૧૮૭૧ માં લખાયેલ પત્ર પણ જણાવે છે કે દેવસુરતપાગચ્છમાં પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ થાય છે. વિદ્યમાન સર્વ મુનિપુંગવો પૂ. રામચંદ્રસૂરિજીસહિત દેવસુરતપાગચ્છના છે.

કરનાર). તરીકે શ્રી પૂ શાંતિસાગર તથા પૂ. મૂળચંદજી મહારાજ વિગેરે છે એમ તેઓ જણાવે છે

તે હેન્ડબીલોમાં શ્રીપૂજ્ય ધરણેન્દ્રસૂરિનુ એક હેન્ડબીલ ભા. સુદ ૧ની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાનુ જણાવે છે. અને તેનો વિરોધ કરનારૂં બીજું હેન્ડબીલ જેમાં મુળચંદજી મહારાજ સમ્મત છે. તેમ પૂ પં. કલ્યાણવિજયજી મહારાજ જણાવે છે તે હેન્ડબીલ ભા શુદ ૧ની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ ન થઇ શકે તેમ જણાવે છે.

આ બન્ને હેન્ડબીલ તે પુસ્તકોના લેખકોને ઉપલબ્ધ છે છતાં તેમણે તે હેન્ડબીલનો અમુક ભાગ છાપ્યો છે. અને બીજો ભાગ છાપ્યો નથી. તે ન છાપવાનુ ગમે તે કારણ હોય તોપણ તે બન્ને હેન્ડબીલોને સંપૂર્ણપણે છાપવામાં આવે તો તે વખતની ભા. શુ. ૧ની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાના મંડન અને ખંડનની ચર્ચા સાથે સકળ દેવસુર-તપાગચ્છ સંમત 'પર્વ કે પર્વાન્તર પર્વના ક્ષય વૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષય વૃદ્ધિ કરવાની' આચરણા સમર્થક વિગત બન્ને હેન્ડબીલોમાંથી સારીરીતે ઉપલબ્ધ થઇ શકે તેમ છે. આ ઉપરાંત આ બે હેન્ડબીલો સંપૂર્ણપણે રજુ કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે તે વખતે પર્વતિથિની ક્ષય વૃદ્ધિ નહોતી થતી અને પર્વતિથિ કે પર્વાનન્તર પર્વતિથિના ક્ષય વૃદ્ધિ પ્રસગે અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ થતી હતી તે બીના સાથે આચાર્ય મહારાજ સિદ્ધિસૂરીમહારાજની 'શ્રી ધરણેન્દ્રસૂરિથી પૂનમ અમાસના ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ થાય છે' આ સ્મૃતિ બરાબર નહોતી-તેનો સ્પષ્ટ ખ્યાલ આવે તેમ છે પૂ આ જંબુસૂરિજી મહારાજે તથા પૂ પ. કલ્યાણવિજયજીએ પોતાની પુસ્તિકામાં આ બન્ને હેન્ડબીલોમાં પોતાને ઉપલબ્ધ હોવા છતાં એ વૃદ્ધ આચાર્ય મહારાજની સમજફેરની સ્મૃતિને અને જનતામાં તેમણે ઈરાદાપૂર્વક ફેલાવેલા મોટા ભ્રમને ટકાવવા અપૂર્ણ છાપ્યા છે તે હેન્ડબીલોને અક્ષરશઃ પૂર્ણ અમે નીચે પ્રમાણે આપીએ છીએ.

## શ્રીપૂજ્ય વિજયધરણેન્દ્રસૂરિનુ હેન્ડબીલ.—

શ્લોક-जीयात् जी(जि)नेस(श) सिद्धांतो मुक्तिकामप्रदीपनः ।
कुश्रुत्यातपतपता(प्ता)नां, सार्द्रोमले(ल)यमारुत ॥१॥

स्वस्ति श्री पारस्व जीनं प्रणाम्य श्री भट्टारक श्री श्री विजयधरणेंद्र सूरीश्वरजी आदेसात लीо पं. मोहनविजय. गा ........................

-- પૂ આ, જંબુસૂરિજી અને પ. કલ્યાણવિજયજીએ તેમના પુસ્તકમા આ બે કુલની અંદરનુ હેન્ડબીલ આપ્યુ છે.

તથા લીખવા કારણુ એ છે જે પર્યૂષણુપર્વમાં પચાંગ દેખતાં પડવા બે દેખાય છે તે ઉપરથી કેટલાક લોકોને સંદેહ પડે છે જે પયૂષણુમાં શી રીતે કરવું તેની ખબર નીચે લખ્યા પ્રમાણે જાણુવી:-સંવત ૧૯૨૯ ના વર્ષમાં પર્યુષણુમાં પચાગમા બે પડવા દીઠા. તે ઉપર શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિજયધરણેન્દ્રસૂરીશ્વરજીએ વિચાર્યું જે આપણે શ્રી દેવસુરગચ્છની સમાચારી શી રીતે છે એમ વિચારીને ઠામઠામ દેશાંતરના ગીતારથાઉને કાગળ લખ્યા. તે જાણીને ઉદેપુરના આદેશીએ લખ્યું કે આપણી પરપરામાં પર્યુષણુમા બે પડવા હોય ત્યારે બે તેરશ કરવી તેહિનો પ્રમાણુ. જ્યારે શ્રી ૧૦૮ શ્રી વિજયજીનેંદ્રસૂરીશ્વરજી વીરમગામ ચોમાસુ રહ્યા તે વર્ષમાં બે પડવે હતી. ત્યારે શ્રી રાજનગરથી પં. રૂપવિજયજીએ કાગળ લખી ખેપીઓ મોકલ્યો. તે કાગળ વાંચી શ્રીજીએ લખ્યુ જે તમો બે તેરશ કરજો અને બે પડવે કરીએ તે તો અન્ય ગચ્છની સમાચારી છે. ઇત્યાદિક ઘણુા સમાચાર લખ્યા તે ઈહાં લખતા નથી. તે કાગળની નક્કલ જોઈને તથા મુંબઇના ચોમાશી પાં. રૂપસાગરજીનો સમત લેઇને તથા ચરિતાનુવાદ ગ્રંથ જોઇને બે તેરશ કરી તથા આ વર્ષમા પણુ પડવે બે હતી તેની બે તેરશ કરી વળી શ્રી રાજનગરમાં ડેલાને ઉપાશરે પન્યાસ રત્નવિજય ગા. તથા વિમળને ઉપાશ્રયમાં પન્યાસ દયાવિમળ ગા. તથા વિરવિજયજીના ઉપાશ્રયનો મુક્ષ સઘ તથા લુહારની પોળમાં ×પાં મણીવિજયજી તથા સર્વસંઘ એકઠો થઇને શ્રીજી સાહેબની આજ્ઞાથી તેમજ ઠેરાવ કર્યો છે. તે જોઈને કેટલાક પોતાની મત કલ્પનાના ચાલણુહાર તથા ખંડખડ પડિત થઇને તથા જે વર્તમાનકાળે જે ગચ્છ વર્તે છે, તેહની પરંપરાની કશી પણુ માલમ નહીં એવા લોકોના કહ્યાથી તથા પ્રમાદના વશ થકી શાસ્ત્રનો શ્રમ અણુ લીધાથી સાગરગચ્છના શ્રીજીએ તથા તે સબંધી કેટલોક સઘ મળીને બે પડવે કરી છે પણુ એ સમાચારી લુકાગચ્છ તથા વિજામતિ ગચ્છ તથા પાયચંદ ગચ્છ તથા કવળા ગચ્છ તથા કોરંટ ગચ્છની છે. પણુ શ્રી તપાગચ્છની સમાચારીતો બે તેરશ કરવી જુક્ત છે તે ઉપરથી હીરપ્રશ્નની શાખ છે *તથા શ્રી હીરવિજયસુરિ મહારાજને પંડિત નગરીષીએ છઠ્ઠતપ આસરી પ્રશ્ન કર્યું છે તે પાઠ લખીએ છીએ

॥ तथा चतुर्दश्या ( श्या )म् कल्पो वाच्यते अमावाश्यादि त्रिधौ ( वृद्धौ ) अमावास्यायाम(म्) प्रतिपदो(दि) वा कल्पो वाच्यते तदा सष्ट (षष्ठ) तपः क्व विधेयम् ॥

એનો અર્થ કહે છે જે નગરીષીએ એમ પુછયું જે જ્યારે ચૌદશને દિવસે કલ્પવાંચીએ ત્યારે છઠ્ઠ તપ ક્યારે થાય, અને અમાવાસ્યાદિ વ્રિધી (વૃદ્ધિ)

---

× અંદર આ પ્રમાણે પૂ પ મણિવિજયજીદાદાનુ નામ હોવા છતા પૂ આ જબુસૂરિજી અને પૂ. પ કલ્યાણુવિજયજીએ તે નામ હેન્ડબીલ છાપતા ઉડાડી દીધુ છે.

થાય ત્યારે અમાવાસ્યા તથા પ્રતિપદાય કલ્પવાંચીએ ત્યારે છઠ્ઠ તપ ક્યારે થાય એવુ પ્રશ્ન છે તેનો કેટલાક એમ અર્થ કરે છે મનકલ્પનાથી જે અમાવાસ્યા વ્રિધી(વૃદ્ધિ) થાય ત્યારે અમાવાસ્યાએ કલ્પ વાચવું અને બે પડવા થાય ત્યારે પડવાને દિવસે કલ્પવાચવો એવો અર્થ કરે છે તે પરંપરા શુન્ય અર્થ છે. ઇહા પ્રશ્ન કર્તાનો આશય એ છે જે પર્યુષણામા તિથિક્ષય થાય ત્યારે ચૌદશને કલ્પ વચાય એમ સુચવ્યું, **જ્યારે અમાવાશ્યા વ્રિધિ (વૃદ્ધિ) થાય ત્યારે તો બે તેરશ થાય જ છે. એ તો ધોક રસ્તો છે. તેહેની આશંકા હોયજ નહીં.** વાસ્તે પ્રતિપદા બે થાય ત્યારે અમાવસે વાંચવુ યુક્ત છે અને બીજ, ત્રીજ, ચોથ, વ્રિધિ (વૃદ્ધિ) થાય ત્યારે પ્રતિપદાય કલ્પ વાંચવું ઈહા કોઇ એમ આશકા કરે છે જે પડવા બે થઈ તેહેની બે તેરશ કેમ થાય, પક્ષાંતર થાય છે ઇહાં કેટલાક અજાણુ લોક એમ કહે છે જે માસ ફરી જાય છે તેતો અસત્ય છે શાસ્ત્રની રીતે ભાદ્રવમાસજ છે પણુ પક્ષાતર થાય છે તેથી બે તેરશ યુક્ત છે કેમ જે ઉમાસ્વાતિ વાચકે કહ્યુ છે

શ્લોક—

**क्षय (ये) पूर्वा तिथि प्राह्या (र्ग्राह्या) व्रधौ (वृद्धौ) ज्ञेयास्त (त) थोत्तरा।**
**श्री वि (वी)र ज्ञान निर्वाण कार्यम (यं) लोकानुं (कानु) गैरी (रि)ह ॥१॥**

એહનો અર્થ એમ છે જે તિથિક્ષય થાય ત્યારે પ્રથમ તિથિ ગ્રહણુ કરવી. અને તિથિની વ્રધી (વૃદ્ધિ) થાય ત્યારે બીજી તિથિ ગ્રહણુ કરવી, ઇહાં બે પડવે છે. માટે બીજી પડવાને પડવાપણે ગ્રહણુ કરી છે પહેલી પડવા લુણુ તિથિ છે કાળચુળા છે માટે.તે દિવસે પડવાનો કૃત્ય ન થાય અમાવશ્યાનો કૃત્ય થાય ઈહા કોઈ પુછે જે અમાવશ બે કરવી જોઇએ તેહને એમ કહેવું જે **અમાવશ બે થાય જ નહીં જ્યાં બે અમાવશ થાય ત્યારે બે તેરશ કરીએ છીએ** માટે ઈહા પણુ એમ જ કરવું જુક્ત છે ઈહાં કોઇ શંકા કરે છે જે પડવા બીજા પક્ષની છે એહમાં કેમ લેવી ઘટે છે તેહનો ઉત્તર સદેહ ટાળવાને એહજ હીરપ્રશ્નમાં ચોથા ઉલ્લાસમાં પ્રશ્ન કરેલુ છે જે પૂનમ તુટી હોય ત્યારે તે તપ ક્યારે કરવું તેહેનો ઉત્તર એ છે **જે પુનમ તુટે તો તેરશને દિવસે ચૌદશ કરવી** અને તેરશને દિવશે વિસ્મૃત થઈ હોય તો પૂનમનો કૃત્ય પડવાને દિવસે કરવો એમ આળોયણુને અધિકારે પડવા એ પક્ષને અનુબધ છે વાસ્તે બે તેરશ કરવી એહેજ યુક્ત છે તથા બે તેરશ કરવાથી કોઇક એમ કહેશે કે તિથિની વિરાધના થાય ઉદ્યાત્ તિથિની વીરાધના ન કરવી કરે તેહેને મિથ્યાત્વ લાગે, ઈત્યાદિક સેનપ્રશ્નમા વિશેષથી અધિકાર–કહેલું છે **પણુ તે ચાલતા દિવસનો પાઠ છે** કેમકે એજ **સેનપ્રશ્નમાં તથા હીરપ્રશ્નમાં તથા** તત્ત્વતરંગિણીમાં કહ્યુ છે **જે બે અમાવાસ્યા તથા**

તથા લીખવા કારણુ એ છે જે પર્યૂષણપર્વમાં પંચાંગ દેખતાં પડવા બે દેખાય છે તે ઉપરથી કેટલાક લોકોને સંદેહ પડે છે જે પર્યૂષણમાં શી રીતે કરવું તેની ખબર નીચે લખ્યા પ્રમાણે જાણુવી:–સંવત ૧૯૨૯ ના વર્ષમાં પર્યુષણમાં પચાગમા બે પડવા દીઠા. તે ઉપર શ્રી શ્રી ૧૦૦૮ શ્રી વિજયધરણેન્દ્રસૂરીશ્વરજીએ વિચાર્યું જે આપણે શ્રી દેવસુરગચ્છની સમાચારી શી રીતે છે એમ વિચારીને ઠામઠામ દેશાંતરના ગીતારથાઉને કાગળ લખ્યા. તે જાણીને ઉદેપુરના આદેશીએ લખ્યું કે આપણી પરપરામા પર્યુષણમા બે પડવા હોય ત્યારે બે તેરશ કરવી. તેહિનો પ્રમાણુ. જ્યારે શ્રી ૧૦૮ શ્રી વિજયજીનેંદ્રસૂરીશ્વરજી વીરમગામ ચોમાસુ રહ્યા તે વર્ષમાં બે પડવે હતી. ત્યારે શ્રી રાજનગરથી પં. રૂપવિજયજીએ કાગળ લખી ખેપીઓ મોકલ્યો. તે કાગળ વાંચી શ્રીજીએ લખ્યુ જે તમો બે તેરશ કરજો અને બે પડવે કરીએ તે તો અન્ય ગચ્છની સમાચારી છે. ઇત્યાદિક ઘણા સમાચાર લખ્યા તે ઈહાં લખતા નથી. તે કાગળની નક્કલ જોઈને તથા મુંબઇના ચોમાશી પાં. રૂપસાગરજીનો સમત લેઇને તથા ચરિતાનુવાદ ગ્રંથ જોઇને બે તેરશ કરી તથા આ વર્ષમાં પણ પડવે બે હતી તેની બે તેરશ કરી વળી શ્રી રાજનગરમા ડેલાને ઉપાશરે પન્યાસ રત્નવિજય ગા. તથા વિમળને ઉપાશ્રયમાં પન્યાસ દયાવિમળ ગા. તથા વિરવિજયજીના ઉપાશ્રયનો મુક્ષ સંઘ તથા લુહારની પોળમાં ×પાં મણીવિજયજી તથા સર્વસંઘ એકઠો થઇને શ્રીજી સાહેબની આજ્ઞાથી તેમજ ઠેરાવ કર્યો છે. તે જોઈને કેટલાક પોતાની મત કલ્પનાના ચાલણુહાર તથા ખંડખડ પડિત થઇને તથા જે વર્તમાનકાળે જે ગચ્છ વર્તે છે, તેહની પરંપરાની કશી પણ માલમ નહીં એવા લોકોના કહ્યાથી તથા પ્રમાદના વશ થકી શાસ્ત્રનો શ્રમ અણુ લીધાથી સાગરગચ્છનાં શ્રીજીએ તથા તે સંબંધી કેટલોક સઘ મળીને બે પડવે કરી છે. પણ એ સમાચારી લુકાગચ્છ તથા વિજામતિ ગચ્છ તથા પાયચંદ ગચ્છ તથા કવળા ગચ્છ તથા કોરટ ગચ્છની છે પણ શ્રી તપાગચ્છની સમાચારીતો બે તેરશ કરવી જુક્ત છે. તે ઉપરથી હીરપ્રશ્નની શાખ છે *તથા શ્રી હીરવિજયસુરિ મહારાજને પંડિત નગરીષીએ છઠ્ઠતપ આસરી પ્રશ્ન કર્યું છે તે પાઠ લખીએ છીએ

॥ तथा चतुर्दस्या ( श्या )म् कल्पो वाच्यते अमावास्यादि त्रिधौ ( वृद्धौ ) अमावास्यायाम(म्) प्रतिपदी(दि) वा कल्पो वाच्यते तदा सष्ट (षष्ठ) तपः क्व विधेयम् ॥

એનો અર્થ કહે છે જે નગરીષીએ એમ પુછ્યું જે જ્યારે ચૌદશને દિવસે કલ્પવાંચીએ ત્યારે છઠ્ઠ તપ ક્યારે થાય, અને અમાવાસ્યાદિ ત્રિધી (વૃદ્ધિ)

× અંદર આ પ્રમાણે પૂ પં મણિવિજયજીદાદાનુ નામ હોવા છતા પૂ આ જબુસૂરિજી અને પૂ. પ કલ્યાણવિજયજીએ તે નામ હેન્ડબીલ છાપતા ઉડાડી દીધુ છે.

થાય ત્યારે અમાવાસ્યા તથા પ્રતિપદાય કલ્પવાંચીએ ત્યારે છઠ્ઠ તપ કયારે થાય એવું પ્રશ્ન છે તેનો કેટલાક એમ અર્થ કરે છે મનકલ્પનાથી જે અમાવાસ્યા વ્રિધી(વૃદ્ધિ) થાય ત્યારે અમાવાસ્યાએ કલ્પ વાચવું અને બે પડવા થાય ત્યારે પડવાને દિવસે કલ્પવાચવો એવો અર્થ કરે છે તે પરંપરા શુન્ય અર્થ છે. ઇહાં પ્રશ્ન કર્તાનો આશય એ છે જે પર્યુષણામા તિથિક્ષય થાય ત્યારે ચૌદશને કલ્પ વચાય એમ સુચવ્યું, જયારે **અમાવાસ્યા વ્રિધિ (વૃદ્ધિ) થાય ત્યારે તો બે તેરશ થાય જ છે. એ તો ધોરી રસ્તો છે. તેહેની આશંકા હોયજ નહીં.** વાસ્તે પ્રતિપદા બે થાય ત્યારે અમાવસે વાંચવુ યુક્ત છે અને બીજ, ત્રીજ, ચોથ, વ્રિધિ (વૃદ્ધિ) થાય ત્યારે પ્રતિપદાય કલ્પ વાંચવું ઈહાં કોઇ એમ આશંકા કરે છે જે પડવા બે થઈ તેહેની બે તેરશ કેમ થાય, પક્ષાંતર થાય છે ઇહાં કેટલાક અજાણ લોક એમ કહે છે જે માસ ફરી જાય છે તેતો અસત્ય છે શાસ્ત્રની રીતે ભાદ્રવમાસજ છે પણ પક્ષાતર થાય છે તેથી બે તેરશ યુક્ત છે કેમ જે ઉમાસ્વાતિ વાચકે કહ્યુ છે

શ્લોક—

**क्षय (ये) पूर्वा तिथि ग्राह्या (र्ग्राह्या) व्रधौ (वृद्धौ) ज्ञेयास्त (त) थोत्तरा ।**
**श्री वि (वी)र ज्ञान निर्वाण कार्यम (र्यं) लोकानुं (कानु) गैरी (रि)ह ॥१॥**

એહનો અર્થ એમ છે જે તિથિક્ષય થાય ત્યારે પ્રથમ તિથિ ગ્રહણ કરવી અને તિથિની વ્રધી (વૃદ્ધિ) થાય ત્યારે બીજી તિથિ ગ્રહણ કરવી, ઇહાં બે પડવે છે માટે બીજી પડવાને પડવાપણે ગ્રહણ કરી છે પહેલી પડવા લુણ તિથિ છે કાળચુળા છે માટે તે દિવસે પડવાનો કૃત્ય ન થાય અમાવશ્યાનો કૃત્ય થાય ઈહા કોઈ પુછે જે અમાવશ બે કરવી જોઈએ તેહને એમ કહેવું જે **અમાવશ બે થાય જ નહીં જ્યાં બે અમાવશ થાય ત્યારે બે તેરશ કરીએ છીએ** માટે ઈહા પણ એમ જ કરવું જુક્ત છે ઈહાં કોઇ શંકા કરે છે જે પડવા બીજા પક્ષની છે એહમાં કેમ લેવી ઘટે છે તેહનો ઉત્તર સંદેહ ટાળવાને એહજ હીરપ્રશ્નમાં ચોથા ઉલ્લાસમાં પ્રશ્ન કરેલું છે જે પૂનમ તુટી હોય ત્યારે તે તપ ક્યારે કરવું તેહેનો ઉત્તર એ છે **જે પુનમ તુટે તો તેરશને દિવસે ચૌદશ કરવી** અને તેરશને દિવશે વિસ્મૃત થઈ હોય તો પૂનમનો કૃત્ય પડવાને દિવસે કરવો એમ આળોયણને અધિકારે પડવા એ પક્ષને અનુબંધ છે વાસ્તે બે તેરશ કરવી એહેજ યુક્ત છે તથા બે તેરશ કરવાથી કોઇક એમ કહેશે કે તિથિની વિરાધના થાય ઉદ્યાત્ તિથિની વીરાધના ન કરવી કરે તેહેને મિથ્યાત્વ લાગે, ઈત્યાદિક સેનપ્રશ્નમા વિશેષથી અધિકાર–કહેલું છે પણ **તે ચાલતા દિવસનો પાઠ છે** કેમકે **એજ સેનપ્રશ્નમાં તથા હીરપ્રશ્નમાં તથા તત્ત્વતરંગિણીમાં** કહ્યુ છે **જે બે અમાવાસ્યા તથા**

**બે પૂનમ થાય ત્યારે બે તેરશ કરવી; એમ ન કરીએ તો આગળ પાછળ એજ ગ્રંથોમાં વિરોધ આવે** તથા શ્રાદ્ધવિધિમાં કહ્યું છે જે **નિત્યની સમાચારી કરતાં પર્વની સમાચારી અધિક છે માટે પર્વની સમાચારી કરતાં નિત્યની સમાચારીમાં ફેરફાર ઉપયોગથી પૂર્વાચાર્ય કરતા આવ્યા છે.**

શ્રાદ્ધવિધિની ગાથા

**जै (जइ) सव्वेसु दे(दि)णेसु पालह किरीयम (किरिअं) तओ हवइ लट्ठ जै (जइ) पुण तहा न सक्कइ तहवि हु पालिज्ज पव्वदिणं ॥१॥**

જે માટે પર્વ દિવસનું પ્રધાનપણે ગ્રહણ કર્યું છે તથા વળી કોઇ કહેશે જે આવશ્યક બ્રિહદવૃત્તિજી બાવીશ હજારી ૨૨૦૦૦] શ્રી હરિભદ્રસુરિજી મહારાજની કરેલી તથા શ્રી ઠાણુાગજીની ટીકા શ્રી અભયદેવસુરિજીની કરેલી તેમાં એમ કહ્યુ છે તેમાં પચ્ચક્ખાણના ભેદને અધિકારે અતીત અનાગત પચ્ચક્ખાણ કહ્યુ છે માટે ચૌદશનો ઉપવાસ આઘો પાછો કરે તેનો દોષ નથી તેનો ઉત્તર એ છે જે આ ગ્રંથમા કહ્યુ તેતો પર્યુષણ પર્વાશ્રીને કોઇક સાધુ આચાર્ય તથા ઉપાધ્યાય તથા ગણી તથા ગણાવચ્છેદક તથા પ્રવર્તક તથા ગ્લાનસાધુની વૈઆવચ્ચ કરતા પર્યુષણપર્વમે અઠ્ઠમ તપ કરતાં અંતરાય થાય તો તે અઠ્ઠમનો તપ પેહેલા કરવો તથા પર્યુષણ પછે કરવો એ આશ્રીને પાઠ છે. તથા શ્રી ભગવતિજીની ટીકા શ્રી અભયદેવસુરિજી મહારાજની કરેલી તેનો પણ અભિપ્રાય પૂર્વ પશ્ચાત્ કરવાનો છે. તથા પ્રવચન સારોદ્ધારમાં પણ પચ્ચક્ખાણ પજુસણ આશ્રીને કહ્યું છે. જે એમ ન હોય તો શ્રી ઉમાસ્વાતી વાચકના વચનને વિરોધ આવે તેહેના વચનને વિરોધ કરતાં આણાભંગ મિથ્યાત્વ લાગે તથા પ્રવચન પરક્ષા ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજીનો કરેલો ગ્રંથ તેને મતે પણ બીજી પડવાને પડવાપણે લેવી કહી છે તે ઉપર કહી છે. તથા શ્રી વિચારામૃતસંગ્રહ શ્રીકુલમંડન સૂરિજીનો કરેલો તેમા પણ એજ મત છે. તથા શ્રી પ્રદ્યુમ્નસૂરિજીએ કરેલો ચતુર્દશીવિચારગ્રંથ તેનો પણ એજ મત છે તથા સમાચારીમાં પણ એજ મત છે. ઈત્યાદિક કેટલાક લખીએ તે માટે બે પડવાની બે તેરશ અમે ઘણોજ બાર મહિના સુધી શ્રમ લેઇને તથા ઉપર કહેલા ગ્રંથોનો અભિપ્રાય જોઇને વળી તપાગચ્છના આચાર્ય તેઓની સમાચારી એજ છે તેથી કરી છે. જે હવણાંના લોકો કેટલાક પોતાના શુદ્ધ પ્રરુપકપણાનો અભિમાન રાખે છે ને વળી એમ જાણે જે અમો સિદ્ધાંત પ્રમાણે ચાલીએ છિએ એવું મનમાં ધારે છે. અંને વળી પોતાનો પક્ષ રાંખવાને તથા એક એકના દ્વેષ થકી એક એકનો વચન ઉથાપવાને અનેક ખોટી જુક્તિયું કરીને તથા કુતરકો કરીને ઉથાપે છે. પણ તેહો ઉપર કાંઇ જરાક પણ અમને દ્વેશ આવતો નથી. શાથી

જે શ્રીમુનિસુંદરસુરિ આચાર્ય શ્રીદશતરંગીના ગ્રંથને અંતે કહ્યું છે. જે આવતા દુષમ કાળને વિશે એટલે પાંચમા આરાયે ઘણાક જીવો એહેવા થશે કે તેહોના મનના સંદેહ મટશેજ નહીં. ને સમાચારી સુવિહિતની કરેલી તેને દોષણ લગાડશે એહેવું કહ્યું છે માટે એ કારણ હવણાં દેખાઇ આવે છે. માટે અમો દ્વેશ કરતા નથી એવા જીવોની અમને અનુકંપા ઉપજે છે. માટે પરંપરાગમ સમાચારી પ્રકાશ કરી આ પત્ર છપાવ્યું છે તે બે તેરશ કરવી તે માટે ભવ્યજીવ શુદ્ધમાર્ગના ખપના કરનાર પુરૂષોને એ સમાચારી ન સદેહ ધારવી એ એમાણે અઠ્ઠાઇ તથા અઠ્ઠાઇનાં પારણાં તથા ચૌદશ તથા કલ્પધર સર્વ મર્યાદા પ્રમાણે થાય છે

માટે સંઘને આ મર્જાદા પ્રમાણ કરવી એજ શ્રેય છે.

અમદાવાદ સમશેર બાહાદુર છાપાખાનામાં સવાઇભાઈ રાયચદે છાપ્યું
સંવત ૧૯૩૦ના વર્ષે તા. ૧૩મી અગષ્ટ સને ૧૮૭૩

**શ્રી પૂજ્ય શાંતિસાગરજીનું હેન્ડબીલ—**

**"પજુસણ વિષે ભાદ્રવા સુદ ૧ બે કરવાનો શાસ્ત્ર પ્રમાણે નિર્ણયપત્ર છે તે આપ વાંચી પર્યુષણપર્વ યથાર્થ રીતિએ કરવાં.**

* "સ્વસ્ત શ્રી પાર્શ્વજીન પ્રણમ્ય, શ્રીમત્ ભટારક શ્રી શાંતિસાગર સુરીશ્વરજી આદેસાત લી. પં વિમલસાગરજી તત્ર શ્રી

. .. ......જોગ લખવા કારણ એ છે જે આ વરસમાં ભાધરવા શુદ ૧ બે છે ને ગઈસાલમાં પણ એકમો બે હતી તે ઉપરથી ગઇ સાલમાં દેવસુર ગચ્છના શ્રીજી વિજયધરણેદ્રસુરી પાટણમાં ચોમાસુ હતા તે વખતે તેમણે શ્રી અમદાવાદ કાગળ લખ્યો તેમા લખ્યું હતું કે– ભાદરવા શુદિ ૧ બે છે પણ તમારે શ્રાવણ વદ ૧૩ બે કરવી તે કાગળ પજુસણની લગભગ વખતમાં આવેલો કે કોઇ જગો ઉપર કાગળ લખી ન શકાય તે કાગળ ઉપર અતરેના માણસોએ કાંઈ લક્ષ્ય ન રાખતાં એમના ભરૂસા ઉપર કેટલાક માણસોએ શ્રાવણ વદ ૧૩ બે કરી. ને કેટલાક માણસોએ પચાંગ જોતા એ શ્રીજીના કાગળ ઉપર ભરૂસો ન પડવાથી ભાદરવા શુદ ૧ બે કરી હતી

આ સાલમાં પણ એ દેવસુરના શ્રીજીએ અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઈ તથા તે શીવાય સઘના માણસોને બોલાવ્યા વીના પોતાના અપાશરામાં રોજના માણસો આવતા જતા હશે તેમની વીદમાણે એકદમ શ્રાવણ વદ ૧૩ બે મુકરર કરી એ વાત ઘણા લોકોના સાંભળવામાં આવી તેથી વિસમય પામ્યા કે આ અજુકતું ન કરવાનું કામ શું કર્યું કે ઉદીયાત ચઉદશ લોપી તેથી સંઘના ઘણાક માણસો સાગરગચ્છના શ્રીજી સાહેબ શાંતીસાગરજી.

સાહેબને ઘણી વીનંતી કરીકે-ગઇ સાલમાં ઉપર પ્રમાણે બે તેરશોની ગરબડ ચાલી હતી ને હાલ પણ તે વાતની ગરબડ ચાલે છે માટે તે વિશે આપે શાસ્ત્ર પ્રમાણે નક્કિ કરી આપવું જોઇએ, વળી આપ ઘણા વૃદ્ધ છો ને ઘણા શાસ્ત્ર જોયામાં આવ્યાં હશે માટે એ બાબત આપ સંઘની વીદમાંણે શાસ્ત્રથી નક્કી કરી આપો, એવી રીતે સંઘના ઘણા આગ્રહથી શ્રીજીસાહેબે પોતાના ઉપાશ્રયમાં શેઠ પ્રેમાભાઈ હીમાભાઇ વિગેરે તથા તપગચ્છના તથા ખરતરગચ્છ તથા પાયચંદગચ્છ વિગેરેના સંઘના માણસો તથા તે ગચ્છોના ચોમાસીઓ તે સર્વેને વીદમાંણ સાગરગચ્છના શ્રીજી સાહેબે શાસ્ત્રસુજબ ભાદરવા શુદ ૧ બે હતી તે શાસ્ત્ર પ્રમાણે કાયમ રાખી છે. તે મુજબ સંઘ તથા સંઘના અધિપતિ વિગેરે કબુલ રાખી છે.

ઉપરની ભાદરવા શુદ ૧ બે મુકરર થયાની વાત દેવસુર ગચ્છના શ્રીજીએ સાંભળી બે ચાર દિવસ સુધી વિચાર કરીને બીજીવાર પોતાના ઉપાસરામાં પોતાના પક્ષના માણસો જુજની વિદમાણ શ્રાવણ વદ ૧૩ બે મુકરર કરીને પોતાના પક્ષને મલતા જે ઉપાશરાઓ છે તે ચાર ઉપાશરાઓએ પોતાનું બોલ્યું કબૂલ રહે એવી જુકતીઓ લખી કાગળ મોકલ્યા છે પણ તે કાગળોમાં હીરપ્રશ્ન વીગેરેના જે અર્થો લખ્યા છે તે અર્થ ગીતારથની શીલી પ્રમાણે નથી. ફકત પોતાનુ બોલ્યું મંજુર રહે એવો અર્થ કર્યો છે તે કારણ અમો નીચે બતાવીએ છીએ.

૧ દેવસુર-ગચ્છના વરતમાનના શ્રીજી પોતાના કાગળમાં લખે છે કે શ્રી વિજેજીનેન્દ્રસૂરિજી જે વરસમાં વીરમગામ ચોમાસુ હતા તે સાલમા રાજનગરના પં. રૂપવિજેજીને કાગળ લખ્યો કે આ વરસના પજુસણમાં ભાદરવા શુદ ૧ બે છે તેની તમો સાવણ વદ ૧૩ બે કરજો એવી રીતના કાગલ ઉપરથી દેવસુરના શ્રીજીએ બે તેરસો કરી પણ તે વાત અજુક્ત છે તેનું કારણ નીચે બતાવીએ છીએ.

તે વરસમાં ભાદરવા શુદ ૧ બે હતી એવી ખાતરી ભરેલી વાત સંભવતી નથી કારણ કે વીજેજીનેન્દ્રસૂરિજી સંવત ૧૮૪૧ ની સાલમાં શ્રીજીપદને પામ્યા ને આશરે સં. ૧૮૮૪ની સાલમાં કાલ કર્યો છે ને સંવત ૧૮૬૨ ની સાલમા પં. પદમવિજેજીએ કાલ કર્યો છે પાટે તેમને માટે પ રૂપવિજયજી તેજ સાલમાં થયા હશે ને સંવત ૧૮૬૨થી સંવત ૧૮૮૪ની સાલ સુધીના પચાંગ જોયાં તો બે એકમો એકે સાલમાં નીકળતી નથી તો વિજેજીનેન્દ્રસૂરીનો કાગળ બતાવે છે. તે ઉપર ભરૂસો શી રીતે રાખવો વળી તે કાગળમાં સવંત પણ બતાવતા નથી. ને વળી પં રૂપવિજેજીએ વિજયજીનેદ્રસુરીજીના કાગળથી ભાદરવા શુદ ૧ બેની શ્રાવણ વદ ૧૩ બે કરી હોય તો સંવંત ૧૯૦૨ ની સાલમાં ભાદરવા શુદ ૧ બે કરી છે એવી ખાતરી અમને છે વળી તેઉના સંઘાડાના પં. ઉમેદવિજયજી તથા શ્રાવક વરજલાલ પાનાચંદ તથા પ. શ્રી વીરવિજેજીના

ઉપાશ્રયના જનાર શ્રાવક ગુલાબચંદ ફુલચંદ વીગેરે ઘણા માણસો ભાદરવા શુદ ૧ બે કરી કહે છે. ને વળી જે કાગળ બતાવતા નથી તેની નકલ બતાવે છે વળી પં. રૂપવિજયજીએ તેરસો બે કબુલ કરી એવો કાગળ પણ દેવસૂરના શ્રીજી તેમના લખેલા કાગળને વિષે બતાવતા નથી માટે પ. રૂપવિજયજીએ બે પડવેઓ કરી એ વાત સત્ય છે. તેથી વીરમગામના કાગળ ઉપર શ્રી સંઘને ભરૂસો રાખી બે તેરસો કરવી જુક્ત નથી બે પડવેઓ કરવી તો હીરપ્રશ્ન વીગેરે ગ્રન્થની શાખ બતાવીએ છીએ માટે શ્રી સંઘે બે પડવેઓ કરવામાં શંકા રાખવી નહિ".

શ્રી હીરસુરીજીને ગણી નગ રીખીજીએ પ્રશ્ન ૧૯ પુછયા છે તે મધેનું પ્રશ્ન ૭ મું આ છે કે—

**यदा चतुर्दश्यां कल्पो वाच्यते अमावास्यादि वृद्धौ वा अमावास्यायां प्रतिपदि वा कल्पो वाच्यते तदा षष्ट तप क्व विधेयं । तदुत्तरम् यदा चतुर्दश्यां कल्पो वाच्यते इत्याद्यत्र षष्ट (छ) तपो विधाने दिवनैयत्यं नास्तीति यथारुचि तद्विधीयतां इति कोऽत्राग्रहः—**

એ પ્રશ્નના અર્થ દેવસૂર ગચ્છના શ્રીજી એવી રીતે કહે છે કે ભાદરવા શુદ ૧ બે થાય ત્યારે પેહલી એકમની અમાસ કરીને સાવણ વદ ૧૩ બે કરવી એ વીગેરે અર્થ કરે છે તે પ્રમાણે અર્થ થાય નહી ને ખરો અર્થ નીચે લખ્યા પ્રમાણે છે

નગરીશી. પ્રશ્નના કરતા એ હીરવીજેસુરીને પૂછયુ જે ચઊદસને વીશે કલ્પસૂત્ર વાંચીએ અથવા અમાવાસી આદિ તિથિની વૃદ્ધિ થયે અમાવાસીઆને વીશે વાચીએ અથવા પડવેને દીવશે વાંચીએ તે વારે છઠનો તપ કીએ દીવશે કરવો તેનો ઉત્તર હીરશુરીજીએ આપ્યો કે ચઉદસને દીવશે અમાસને દીવસે પડવાને દીવસે એ ત્રણ દીવશે કલપશુતર વંચાય પણ છઠ તપ કરવાના દીવસનું નીશ્ચેપણું નહી જથારૂચીએ કરવું આ અર્થ ઉપરથી બુધીવાળા પુરૂસોને હઠ-કદાગ્ર મુકીને વીચાર કરવો કે વદી ૧૪ તથા વદ ૦)) તથા શુદ ૧ પેહેલી એ ત્રણે દીવશે કલપ શુતર વચાય એવો અર્થ થયો ત્યારે ઉદીઆત ચૌદસ ભાગીને બે તેરસો કરવાનુ કારણ રહ્યું નહી

દેવસુરગચ્છના શ્રીજી પેહેલી શુદ ૧ ને અમાસ ઠરાવી તે પડવાને કાળ ચુલા તથા લુણ તિથિ ઠરાવી તે શનીવારનો દીવસ છે જે પડવે સાબિત રાખી છે તે પણ શનીવારનો દીવસ છે આ ઠેકાણે મધ્યસ્થપણું ધારીને વિચાર કરવો કે શનીવારનો દીવસ ફર્યો કે એજ રહ્યો જ્યારે એનો એ રહ્યો ત્યારે તો તે શ્રીજીને તે દીવસે કલ્પસુતર વાંચવું જોઇએ નહી ને કદાપી વાંચે તો કેવું થયુ કોઈ પુરૂપ રાત્રીનો દીવસ માંની ખાય તો તેને રાત્રી ભોજનનું પાપ ના લાગે

અર્થાત્ લાગેજ અથવા કોઈ સારો માણુસ ખરને અશ્વ માની તે ઉપર સ્વારી કરે તો લોક તેની હાંસી ન કરે અરથાત કરેજ. તેમ દેવસુર ગચ્છના શ્રીજીએ એકમને કલંક આપી અમાસ નામ પાડી પોતાનો મત રાખવા બે તેરશો કરી તે બે તેરશો વ્યાજબી નથી કરી. હીરપ્રશ્નનો અર્થ મરડીને કર્યો છે તે વાત ઉપર જણાવી છે.

દેવસુરના શ્રીજી હીરપ્રશ્નના ચોથા પ્રકાશમા એક પ્રશ્ન છે તેનો પરમારથ સમજ્યાવિના તે ઉપરથી એકમને લગતા પક્ષમાં ગણીને એકમને ફેરવી અમાસ કરી વદ ૧૩ બે કરે છે. પણ તે શાસ્ત્ર વિરૂધ છે તેનુ કારણ નિચે બતાવીએ છીએ.

## ચોથા પ્રકાશનું પ્રશ્ન.

**પ્રશ્ન-तथा (यदा) पंचमि(मी) तिथिस्त्रु(स्त्रु)टिता भवति तथा (दा) तत्तपः कस्यां तिथौ क्रियते, पूर्णिमायां च त्रुटितायां कुत्रेति उत्तर-अत्र पंचमि (मी) तिथित्रु (स्त्रु) टिता भवति तदा तत्तपः पूर्वस्यां तिथौ क्रियते पूर्णिमायां त्रुटितायां त्रयोदशी चतुर्दश्यां (श्योः) क्रियते त्रयोदश्यां (श्यां) विस्मृतौ तु प्रतिपद्यपीति इति उक्त** એ પ્રશ્ના કરતાએ પૂછ્યું છે કે પાંચમનો તપ કરવા વાળાને પાચમ ટુટી હોય તો તે તપ ક્યારે કરવો તથા પુનમ ટુટી હોય તો તે તપ ક્યારે કરવો તેનો ઉત્તર આપો કે પાંચમ ટુટી હોય તો પેહેલે દીવસે કરવો ને પુનમ ટુટી હોય તો **તેરશને ચઉદસ કરવી ને તેરશને દીવસે ચઉદશ કરવી ભુલી ગયા હોય તો એકમને દીવસે પુનમનો કૃત કરવો એ પરમારથ છે.**

આ ઉપરથી તે શ્રીજી આલવણની વાત ઠરાવી પડવા લગતા પક્ષમાં ગણી ભાદરવા શુદ ૧ બેની શ્રાવણ વદ ૧૩ બે કરે છે એ કરવું ખોટું છે. શાથી જે એ પ્રશ્નમાં સાર એવો છે કે જે પુરૂશને તે તીથીનો હરેકવાતનુ વરત હોય તેને તીથી ટુટે તથા ભુલીગએ ઉપર લખ્યા પ્રમાણે તપ કરવાની વાત છે કાંઇ આલવણની વાત નથી આ ઉપરથી દેવસુરગછના શ્રીજી ઉદીઆત ચઉદશ લોપી તેરશ કરી પણ ઉદીઆત તીથી લોપનારને ગ્રંથકાર ચાર પ્રકારના દુષણ લાગે એમ લખે છે તે આ રીતે છે

॥ श्राद्धविधौ ॥ यत ॥ जइ सव्वेसु दिणेसु पालहकिरिअं तओ हवइ लट्ठं ।
जइ पुण तहा न सकह तहविहु पालिज्ज पव्वदिणं ॥१॥

पर्वाणि चैवमुचुः-अट्ठमी चाउद्दसी पूण्णिमाय तहमावसा हवइ पव्व ।
मासम्मि पव्वछक्कं तिन्निअ पव्वाइं पक्खंमि ॥१॥

तथा । बीआ पंचमि अट्ठमि एगारसि चउदसी पण तिहीओ।
एयाओ सुअतिहीओ गोअमगणहारिणा भणिआ ॥२॥

तिथिश्चप्रातः प्रत्याख्यान वेलायां यः स्यात् स प्रमाणं सूर्योदयानुसारेणैव लोकेऽपि दिवसादि व्यवहारात् ।

आहुरपि—चाउम्मासिअ वरिसे पक्खिअ पंचट्ठमीसु नायव्वा ॥१॥
ताओ तिहीओ जासिं उदेइ सूरो न अण्णाओ ।
पूआ पच्चक्खाणं, पडिकमणं तहय नियमगहणं च ॥
जांए उदेइ तीइ तीहो(ही)ए उ कायव्वं ॥२॥

इति श्राद्धविधौ अथ दशाश्रुतस्कंध भाष्ये—

पज्जुसणे चउमासे पक्खिए पंचट्ठमीसु नायव्वा ।
ताओ तिहीओ जासिं उदेइ सूरो न अन्नाओ ॥

इति उदयंमि जा तिही सा पमाणमिअरीइ कीरमाणीए आणाभंगणवत्था मिच्छत्तविराहणं पावे ॥१॥

अस्यार्थः-जे तिथि सूर्य उदय समये होय ते तिथि प्रमाण छे एटले ते तिथि संपूर्ण मानवी ने उदियात विना बीजी तिथि तिथिमां गणे तो तेने चार दूषण लागे जिनआज्ञानो भंग पणी १ विपरीत भावपासे २ मिथ्यात्वने पामे ३ विराधकपणुं पामे ४

એવી રીતે ચારે પ્રકારના દુષણુ લાગે છે માટે ઉદીઆત તીથી લોપવી ન જોઇએ ને તે તીથી લોપીને તે વાતની ઘડતા (ઘટના) કરવાને તેમના કાગળમાં લખે છે કે એ **પૂનમો હોય ત્યારે ઉદીઆત ચઉદશ કયાં રહી એ વાત શાસ્ત્ર જોઇને તેમણે લખી નથી શાસ્ત્રનો અભિપ્રાય એવો છે કે પરવતીથી વૃદ્ધી થયે વૃદ્ધી તીથી સાબેત રાખવી તે ઉપરથી એમ સમજાય છે કે પાછલી ઉદીઆત તીથીને ફેરવતાં કાંઈ શાસ્ત્ર વિરૂદ્ધ થતું નથી.**

પણ ભાદરવા સુદ ૧ પરવતીથી નથી ને વળી બીજા પખવાડીઆની છે તેને ફેરવીને અંધારી પખવાડીઆની અમાસરૂપ ગણવી ને અમાસને ચઉદસ ગણવી તે છતી ઉદીઆત ચઉદશની તેરશ કરવી એ રીતે કરતાં ત્રણે તિથિને ફેરવવા પણું થાય છે એ ઘણુ શાસ્ત્ર વીરૂદ્ધ છે આ રીતે તેમને પોતાનુ બોલ્યું કબુલ રાખવાને શાસ્ત્રને કલંક લગાડવું ને લોકને ભરમમાં પાડવા એ વાત ઘણી વીરૂધ કરી છે

દેવસુર ગચ્છના શ્રીજી તેમના કાગળમા લખે છે કે સાગરગચ્છના શ્રીજી એતો ખડબડના પંડીતની વાતો સાંભળીને તથા પરમાદના વશથી તથા શાસ્ત્રની મેહેનત ન લીધાથી તથા તે સબંધી કેટલોક સંઘ મળીને એ પડવેઓ કરી છે ને વળી લખે- છે કે—એ સમાચારી લુંકાગચ્છ તથા બીજામતી તથા પાચચંદ ગચ્છ તથા કવલા ગચ્છ તથા કોરંટ ગચ્છની છે પણ તપગચ્છની

નથી એવી રીતે લખ્યું છે. તે વાત સાંભળીને શ્રીજી શાંતીસાગરજી સાહેબને મોટો વીચાર થયો છે કે દેવસુર ગચ્છના વર્તમાનના શ્રીજીને પદ પામ્યાને આસરે વરસ ૮ થયાં છે તેમાં આટલી બધી બુદ્ધિ પહોંચી કે સાગર ગચ્છના શ્રીજીએ પરગચ્છની સમાચારી કરી છે તે ખોટી આળ લગાવે છે તે તેમને લખવું વ્યાજબી નથી કારણકે તેમના ગુરૂ દેવેન્દ્રસૂરિજી હતા તે સાગર ગચ્છના શ્રીજી પાસે ભણ્યા છે ને સાગર ગચ્છના શ્રીજી સાહેબને ઉમર આશરે વરસ ૯૨ની થએલી છે. ને ઘણા શાસ્ત્રો જોઆમાં આવ્યાં હશે એવા પાકી ઉમ્મરના વિદ્વાનને આવું જુઠું પરમાદનુ કલંક આપતાં કાંઈ વીચાર નહી કીધો કે આથી પોતાની લઘુતા કાગળ વાંચનારાઓ કરશે ને શ્રીજી સાહેબ તો શાંતપણું રાખી તેમના અણ વ્યાજબી લખવા ઉપર ધ્યાન ન રાખતાં લોકોને ભરમ મટાડવાને શાસ્ત્ર પ્રમાણે આ કાગળ લખી માલમ કરે છે કે પજુશણમાં અઠાઇના દીવસ નીચે પ્રમાણે કરવા.

શ્રાવણ વદ ૧૩ બુધ, અઠાઇધર.

,, વદ ૧૪ ગુરૂવારી

ભાદરવા શુદ ૧ પહેલી શનીવારને દીવસે કલ્પસૂત્ર વાચવું

ભાદરવા શુદ બીજી પડવે રવીવારે મહાવીરસ્વામીનો જન્મ વાંચવો.

ભાદરવા શુદ ૪ બુધવારે સંવચ્છરી પડિક્કમણું કરવું.

આ રીતે શાસ્ત્ર મર્યાદા પ્રમાણે સકળ સંઘે પર્યુષણ પર્વ કરવાં શ્રેય છે

વળી એક વિચાર કરવાનો છે કે દેવસુર ગચ્છના શ્રીજીએ આ વર્ષમાં પડવે ફેરવીને તેરશ કરી છે તે વિષે શ્રી સંઘે ધ્યાન પહોચાડવું કે હરકોઇ સાલમાં ભાદરવા માસ બે આવે ત્યારે પ્રથમ માસ અપ્રમાણ છે, તો તે શ્રીજીએ અપ્રમાણ માસની અમાસને દીવસે પ્રથમ કલ્પસૂત્ર વાંચવો જોઈએ નહી ને તે વખતમાં એમ નહી ફેરવે તો એમ સમજાય છે કે આ પજુસણની ચૌદશે એમનું કંઇ બગાડયું જણાય છે, નહી તો ચૌદશ ફેરવી તેરશ કરે નહી.

સવત ૧૯૨૯ ના શ્રાવણ શુદ ૧૩ બુધવારે આ કાગળ અમદાવાદ યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી કંપની લીંના પ્રેસમાં રણછોડલાલ હીરાચંદ પાસે પં. વિમળસાગરજીએ છપાવી પ્રસિદ્ધ કર્યો.



## ૧ શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરિજીના હેન્ડબીલની ટુંક સમજ.

આ હેન્ડબીલ આપણને 'પર્વતિથિના કે પર્વાનન્તરપર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવાની રીતિ પ્રથમથીજ હતી તેનો સારો ખ્યાલ આપે છે આ હેન્ડબીલ કહે છે કે-

૧ "જ્યારે અમાવસ્યા વૃદ્ધિ થાય ત્યારે તો બે તેરસ થાય જ છે. એતો ધોરી રસ્તો છે, તેહની આશંકા હોયજ નહિં"

**૨ क्षये पूर्वा तिथिर्ग्राह्या, वृद्धौ कार्या तथोत्तरा श्रीवीरमोक्षकल्याणं, कार्यं लोकानुगैरिह** એહનો અર્થ એમ છે જે તિથિક્ષય થાય ત્યારે પ્રથમ તિથિ ગ્રહણ કરવી અને તિથિની વૃદ્ધિ થાય ત્યારે બીજી તિથિ ગ્રહણ કરવી

૩ "ઇહા કોઈ પુછે જે અમાવશ બે કરવી જોઇએ તેહને એમ કહેવુ જે અમાવશ બે થાય જ નહિં જ્યા બે અમાવશ થાય ત્યારે બે તેરશ કરીએ છીએ"

૪. "હીરપ્રશ્ન ચોથા ઉલ્લાસમાં પ્રશ્ન કરેલુ છે જે પુનમ તુટી હોય ત્યારે તે તપ કયારે કરવુ તેહનો ઉત્તર એ છે. જે પૂનમ તુટે તો તેરશને દિવસે ચૌદશ કરવી અને તેરશને દિવસે વિસ્મૃત થઇ હોય તો પૂનમનો કૃત્ય પડવાને દીવસે કરવો"

૫. "તથા બે તેરશ કરવાથી કોઇક એમ કહેશે કે તિથિની વિરાધના થાય, ઉદયાત્ તિથિની વિરાધના ન કરવી, કરે તેહને મિથ્યાત્વ લાગે. ઇત્યાદિક સેનપ્રશ્નમાં વિશેષથી અધિકાર કહેલુ છે પણ તે ચાલતા દિવસનો પાઠ છે કેમકે એજ સેનપ્રશ્નમાં તથા હીરપ્રશ્નમા તથા તત્ત્વતરંગિણીમાં કહ્યુ છે જે બે અમાવાસ્યા તથા બે પૂનમ થાય ત્યારે બે તેરશ કરવી એમ ન કરીએ તો આગળ પાછળ એ ગ્રંથોમા વિરોધ આવે"

શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરિજીએ સ, ૧૯૨૮ અને સ. ૧૯૨૯માં ભાદરવા સુદ એકમની વૃદ્ધિએ બે તેરશો કરવાનુ ફરમાન બહાર પાડેલ. તેની સામે એકમ પર્વતિથિ નથી બીજા માસની તિથિ છે પક્ષાંતર છે વિગેરે દલીલો ઉભી થયેલ તેનો જવાબ આપતા સાથે સાથે તેમણે તપાગચ્છની તે વખતની શાસ્ત્રસિદ્ધ વિના મતભેદવાળી વસ્તુઓ જણાવી તેમાં જણાવ્યું કે—

૧ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ થાય.

૨ પર્વતિથિના ક્ષયે પૂર્વનીતિથિ લેવી અને વૃદ્ધિ વખતે ઉત્તરની તિથિ લેવી.

૩ પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરતા ઉદયનો આગ્રહ ન રાખવો.

આ ત્રણ વસ્તુનો વાંધો કોઇએ લીધો નહિ. પરંતુ તે ત્રણે વસ્તુને તેમની સામે વાંધો લેનાર વર્ગે પણ સ્વીકારી માત્ર વાંધો 'એકમ અપર્વતિથિ છે, તેથી તેની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરવી તે વ્યાજબી નથી' એ રહ્યો

ટુંકમાં 'ધરણેન્દ્રસૂરિજીથી પૂનમ અમાશની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ વિગેરે શરૂ થયુ અને પર્વતિથિમાં ગરબડ ચાલી' તેવું કથન કરનાર પૂ આ. સિદ્ધિસૂરિજી મહારાજે આ હેન્ડબીલ પૂર્ણ જોયું નથી અને તેમના શિષ્ય પૂ પં. કલ્યાણવિજયજી મહારાજે અને આ જંબુસૂરીજી મહારાજે આ હેન્ડબીલ પોતાની પાસે પૂર્ણ હોવા છતા તે વૃદ્ધ સરલ પરિણામી પુરૂષને પોતાના આગ્રહમાં સ્થિર રાખવા બતાવ્યું નથી તેમજ જનતાને સત્ય વસ્તુથી વચિત રાખવા આ હેન્ડબીલને અપૂર્ણ છાપ્યું છે આથી આ હેંડબીલ વાચકને સત્ય વસ્તુનો ખ્યાલ આવે તેટલા માટે અત્ર અક્ષરશઃ પૂર્ણ ઉપર પ્રગટ કરવામાં આવ્યું છે.

## શાંતિસાગરજીના હેન્ડબીલની ટુંક સમજ.

આ, શ્રી પૂજ્ય શાંતિસાગરજીનું હેન્ડબીલ ભા. શુ. ૧ ની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરવાના શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરિજીના ફરમાનને વિરોધ કરનારૂ છે છતાં તેમાં પણ તપાગચ્છની પર્વ કે પર્વાનન્તર પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવાની રીતિનું સમર્થન છે. તેઓ તે હેન્ડબીલમા બીજ પાંચમ આઠમ અગિઆરસ ચૌદસ પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ એકમ ચોથ સાતમ દસમ અને તેરશની ક્ષય વૃદ્ધિ અને પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વતર અપર્વ તેરશની ક્ષયવૃદ્ધિ કબુલ કરે છે. માત્ર એકમની વૃદ્ધિ વખતે તેરસની વૃદ્ધિ કરવાની શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરિજીના ફરમાનને વ્યાજબી ગણતા નથી. અને તે અવ્યાજબી ફરમાન જતે દીવસે દઢ ન બની જાય તે માટે તે વૃદ્ધ શ્રીપૂજ્યે પોતાનો વાંધો ઉઠાવ્યો છે પૂ પ કલ્યાણવિજયજી તથા આ. વિજયજંબુસૂરિજીના પુસ્તકમા આ હેડબીલનો ઉપયોગ જે ઉધી રીતે કરવામા આવ્યો છે તે કોઇ પ્રકારે તેને પુરૂં જોયા પછી વ્યાજબી ઠરતો નથી.

આ હેન્ડબીલમાં ટીપ્પણાની પર્વ કે પર્વાનન્તરપર્વતિથિના ક્ષયવૃદ્ધિપ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરવાની વસ્તુનું સારૂં સમર્થન મળે છે તે તેમના નીચેના લખાણથી સમજાય છે.

૧. "પૂનમ ટૂટી હોય તો તેરશને ચઉદશ કરવી ને તેરશને દીવસે ચઉદસ કરવી ભૂલી ગયા હોયતો એકમને દીવસે પૂનમનો કૃત્ય કરવો એ પરમારથ છે"

૨. "તેમના કાગળમાં લખે છે કે બે પૂનમો હોય ત્યારે ઉદીયાત ચઉદશ ક્યાં રહી એ વાત શાસ્ત્ર જોઇને તેમણે લખી નથી. શાસ્ત્રનો અભિપ્રાય એવો છે કે પરવતિથિ વૃદ્ધિ થયે વૃદ્ધિતિથિ સાબિત રાખવી તે ઉપરથી એમ સમજાય છે કે પાછલી ઉદીઆત તિથિને ફેરવતાં કાઇ શાસ્ત્ર વિરૂદ્ધ થતુ નથી".

સં. ૧૯૨૯ની સાલમાં શ્રી પૂજ્ય શાંતિસાગરજીની ઉંમર ૯૨ વર્ષની છે

તે ૯૨ વર્ષના અનુભવી શ્રીપૂજ્ય પૂનમના ક્ષયે તેરસે ચૌદશ અને ચૌદશે પૂનમ કરવાનું જણાવે છે ૨ શ્રી પૂજ્ય ધરણેન્દ્રસૂરિજીએ ભા. શુ ૧ ની વૃદ્ધિએ બે તેરસો કરવાનું જણાવ્યું ત્યારે ૧ ઉદયવાળી ચઉદસ તેરસ થઇ. ૨. ઉદયવાળી પૂનમે ચઉદસ થઈ અને અને પ્રથમ ભા સુ ૧ અમાસ બની આ પ્રમાણે ત્રણ તિથિઓ પલટાણી આથી ધરણેન્દ્રસૂરિજી સામે 'उदयमि जा तिहि' ગાથા રજુ કરવા પૂર્વક જણાવવામા આવ્યુ કે ઉદયવાળી તિથિ પલટનારને મિથ્યાત્વ વિગેરે દોષો શાસ્ત્રકારોએ જણાવ્યા છે અને એકમની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરવાથી આ દોષો લાગશે તેનુ શું? ત્યારે તેમણે જણાવ્યું કે પૂનમ અમાવાસ્યાની ક્ષયવૃદ્ધિએ જ્યારે આપણે બે તેરશ કે તેરશનો ક્ષય કરીએ છીએ ત્યારે 'ઉદય તિથિ' કયાં ઘટે છે? (કારણ કે પૂનમના ક્ષયે તેરશનો ક્ષય કરવાથી ઉદયવાળી તેરશે ચૌદશ અને ઉદયવાળી ચૌદશે પૂનમ થાય છે તેમજ વૃદ્ધિ વખતે ઉદયવાળી ચૌદશ બીજી તેરશ બને છે અને ટિપણાની પ્રથમ પૂર્ણિમા કે અમાવાસ્યાએ ચૌદશ અને ટિપ્પણાની બીજી પૂનમ કે અમાવસ્યાએ પૂનમ કે અમાવાસ્યા બને છે ત્યાં 'ઉદયતિથિ' ઘટતી નથી છતાં તમે ને અમે બન્ને તેમ કરીએ છીએ તેમ એકમની વૃદ્ધિએ ઉદયતિથિ ન ઘટે તો પણ કરવામાં વાંધો નહિ કારણકે પર્વ સમાચારી વખતે તિથિ સમાચારીમાં ફેરફાર પૂર્વાચાર્ય કરતા આવ્યા છે)

આનો જવાબ શ્રી પૂજ્ય શાંતિસાગરસૂરિ તરફથી આપતાં જણાવ્યું કે. ૧૪-૧૫ એ બે પર્વતિથિ છે, એકમ પર્વતિથિ નથી, પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસગે પૂર્વની અપર્વ ઉદયતિથિ ફેરવતાં શાસ્ત્રવિરૂદ્ધ થતુ નથી અર્થાત્ પૂનમની ક્ષયવૃદ્ધિ પ્રસગે ચઉદસ અને પૂનમ વખતે 'उदयमि' નો સિદ્ધાત નથી સચવાતો તે શાસ્ત્ર વિરૂદ્ધ નથી પણ શાસ્ત્રથીજ તે સિદ્ધ છે) કારણ કે પર્વતિથિના ક્ષય વૃદ્ધિ પ્રસગે તેની વ્યવસ્થા માટે 'ક્ષયે પૂર્વા'નો પ્રઘોષ અપવાદ વચન છે. માટે તેમણે લખ્યું કે—

**'પાછળ ઉદીયાત તિથિને ફેરવતાં કાંઈ શાસ્ત્રવિરૂદ્ધ થતુ નથી'**

પૂનમની *ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ કરવામા ઉદયનો સિદ્ધાંત ન

---

* સં. ૧૯૯૭ માં કા. શુ. પહેલી પુનમે ચોમાસુ બદલ્યુ ત્યારે પૂ આ. વિજયસિદ્ધિસૂરિ મહારાજને યોજના પૂર્વક પૂછાયેલ પ્રશ્નો

પ્રશ્ન-૫ આપે પરપરા ખોળી કહેનાય ?

ઉત્તર—પરપરા શાની ખોળી ? આ પરપરા કહેવાતી હશે? શાસ્ત્રની આજ્ઞાની વિરાધના થાય એવી પરપરા હોયજ નહિ જુઓ તમને કોઇને કદાચ યાદ નહિ હોય પણ મારા અનુભવની વાત છે આ વાત, ૧૯૨૬ થી ૧૯૨૯ સુધીમા બની છે દેવસુરના ઉપાશ્રયે નાગોરીશાળામા ધરણેન્દ્ર શ્રીપૂજ્ય હતા તે વખતે પર્વતિથિઓનો આવો ફેરફાર કરવાનું તેમણે કરેલ તે વખતે સુબાજી તેમની પાસે જતા પણ ત્યારથી તેમણે ત્યાં જવાનું બધ

સચવાય તેમાં શાસ્ત્ર વિરૂદ્ધ નથી તે જણાવી પૂનમની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષય-વૃદ્ધિને તેમણે માન્ય રાખેલ છે.

ધરણેન્દ્રસૂરિજીના હેન્ડબીલમાં આગળ જણાવેલ પાંચ વસ્તુને શ્રીપૂજ્ય શાંતિસાગરજીએ સંપૂર્ણપણે સ્વીકારી છે માત્ર એકમની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવી તે અયોગ્ય છે તેમ જણાવેલ છે.

આ હેન્ડબીલબાજીમાં શ્રીપૂજ્ય શાંતિસાગરજીનું હેન્ડબીલ શ્રીપૂજ્યોની સત્તાના કિલ્લાને તોડવારૂપે સં. ૧૯૭૦ પછી પ્રથમજ હતું અને જેને મૂળચંદજી મહારાજની અનુમતિ હતી તેવું આ જંબુસૂરિજી મહારાજ આદિ જણાવે છે પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ તે હેન્ડબીલમાંજ પ્રાપ્ત થાય છે. આમ સ્પષ્ટ છતાં તેમણે તેમના પુસ્તકોમાં શ્રીપૂજ્યોના નામે શાસ્ત્રાનુલક્ષી દેવસુર સંઘની શાસ્ત્રસિદ્ધ પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરનારી સમાચારી ને અશાસ્ત્રીય બનાવવા નિષ્ફળ પ્રયત્ન કર્યા છે

ટુંકમાં સં. ૧૯૨૮ અને સં ૧૯૨૯ મા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાની તથા પર્વક્ષયવૃદ્ધિ વખતે પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરવાની માન્યતા દેવસુર સંઘમાં સર્વ સમત હતી. માત્ર એકમની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાના શ્રીપૂજ્ય ધરણેન્દ્રસૂરિના ફરમાનનો તે વખતે વિરોધ હતો.

---

કર્યું એ ચાર વાર શ્રી. પૂજ્યના કોટવાળાં તેડવા આવ્યા પણ તેમણે કહી દીધું કે અસત્ય પ્રરૂપણા થઈ માટે હું નહિ આવું તે વખતે શ્રી. મુલચંદજી મહારાજા વિગેરેને પણ ઘણું દુઃખ થયું કે આ બહુ ખોટું થાય છે. પણ તે વખતે સાધુઓ થોડા અને શ્રીપૂજ્યોનું બળ ઘણું, તે વખતે ઉહાપોહ પણ થયેલો પણ ચાલી પડયું વિગેરે.

(તા. ૧૫-૯-૪૦ વીરશાસન)

ઉપર પ્રમાણેના ઉદ્ગારોથી પૂ. આ. સિદ્ધિસૂરિજી મહારાજ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ વખતે પુર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરવાની રીતિ સં ૧૯૨૬ થી સં. ૧૯૨૯ સુધીમાં ધરણેન્દ્રસૂરિના વખતમાં થઇ હતી તેવું સ્મરણ રજુ કરે છે. અમારૂં માનવું છે કે આ ભદ્રિક પરિણામી મહાત્માને એકમની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિના શ્રી. પુજ્ય ધરણેન્દ્રસૂરિના આદેશને "પુનમની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ ત્યારથી થઇ" તેથી ઉલટી વાતવડે ધરણેન્દ્રસૂરિના નામથી ઠસાવવામાં આવેલો. અને તે બેસાડેલ ગેડ વિસરાય નહિ માટેજ પુ. ધરણેન્દ્ર-સૂરિનું તથા પુ. શાંતિસાગરનું હેન્ડબીલ પુરૂં તેમને વંચાવવામાં કે બતા-વવામાં આવ્યું નથી. ધરણેન્દ્રસૂરિ અને શાંતિસાગરનાં હેન્ડબીલ જોવાથી એકની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરવાનો મતભેદ હતો પરંતુ તે બન્ને હેન્ડબીલો સ્પષ્ટ જણાય છે કે તે વખતે જે. સં ૧૯૨૯-૧૯૩૦ માં છપાયેલાં છે તેમાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ કરવાનું તથા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરવાનું સંપૂર્ણ સમર્થન છે.

**શ્રીપૂજ્યોના ગમે તેવા જોરવખતે પણ જૈનશાસનમાં ગીતાર્થ પુરૂષોનો તદ્દન અભાવ નથી જ થયો અને એને લઇનેજ જગદ્દગુરૂ વિજયહીરસૂરિ મહારાજ પછીથી આજ સુધી કોઇપણ અપ્રમાણિક વસ્તુ વિના મતભેદે જૈનસંઘે માન્ય તરીકે સ્વીકારી નથી. સં. ૧૮૭૦થી વીસમી સદીના પ્રથમ ચરણ સુધી શ્રીપૂજ્યોની સત્તાને લઇ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિની પ્રથા ચાલી તેવું પ્રચારી તે ગાળામાં થયેલ પૂ પં. પદ્મવિજયજી ગણિ પૂ પં. રૂપવિજયજી ગણિ તથા પૂ. પં. વીરવિજયજી ગણિવર જેવા મહાત્માઓને ગીતાર્થ તરીકે ઓળવી જૈનશાસનને ગીતાર્થ વિનાનુ ગણાવવું તે તદ્દન ગેરવ્યાજબી છે.**

**આ વીસમી સદીના પ્રથમ ચરણની હેન્ડબીલબાજી પણ ખરી રીતે પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ વખતે તેરસની ક્ષયવૃદ્ધિને સાબિત કરે છે.**

આથી સ્પષ્ટ છે કે સ ૧૯૨૮–૧૯૨૯માં પર્વતિથિ ક્ષયવૃદ્ધિ નહોતી થતી પરંતુ પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વ તિથિની ક્ષયવૃદ્ધિ થતી હતી. અને સ. ૧૯૨૮માં ૯૨ વર્ષના શ્રી પુજ્ય શાંતિસાગરજીનો અનુભવ પણ તે પ્રમાણે હતો પૂ વયોવૃદ્ધ આચાર્ય સિદ્ધિસૂરીશ્વરજી મહારાજના ધરણેન્દ્રસૂરિના વખત પહેલાં પર્વક્ષયવૃદ્ધિ થતી હતી તેવા અવ્યાજબી સ્મરણને આ રીતે અધુરા હેન્ડબીલોને છપાવી જાણીબુજી ટકાવી રાખવામાં આવ્યું હતું.

**સં. ૧૯૫૨ માં ભા. સુદ ૫ પર્વનો ક્ષય કરવામાં આવ્યો હતો તેવો આ. વિજયરામચંદ્રસૂરિજીનો પ્રચાર ખોટો છે. પરંતુ સં. ૧૯૫૨ માં પંચાંગ બદલવા ન બદલવાનો મતભેદ હતો.**

૯. સં ૧૯૫૨ માં ચંડાશુચંડુમાં ભા સુ. ૫ નો ક્ષય હતો ત્યારે ઘણા મોટા ભાગે ચંડાંશુચંડુને આધાર રૂપે ન લેતાં બીજાં પંચાંગ પંજાબ વડોદરા વિગેરેમાં છઠ્ઠનો ક્ષય લખેલો હતો તેનો આધાર લઇ છઠ્ઠનો ક્ષય કર્યો હતો અને પૂર્વે ચંડાશુચંડુ પંચાગને ગ્રહણ કર્યું છે માટે વિના કારણે ન છોડવું તે આશયે આચાર્ય સાગરાનંદસૂરિજીએ (તે વખતે મુનિશ્રી આનંદ સાગરજીએ) તે ચંડાશુચંડુ પંચાંગને આધાર રૂપે લઇ ક્ષયે પૂર્વા૦નો સંસ્કાર લગાડી તીજનો ક્ષય કર્યો હતો અર્થાત્ તે વખતે જૈન સંઘમાં કોઇએ પણ પર્વતિથિ સુદ પાંચમનો ક્ષય કર્યો નહોતો

સં ૧૯૫૨ ના ચંડાશુચંડુ પંચાગમા ભા સુદ ૪ શુક્રવારે ૫. ઘડી ૧૭ પળ અને ત્યાર પછી ૫૪ ઘડી ૧૯ પળ પાંચમ છે શનિવારે સૂર્યોદયથી ૫૪ ઘડી ૨૧ પળ ભા શુ ૬ છે આથી ચંડાશુચંડુમાં ભા શુ ૫ નો ક્ષય છે

વડોદરા વિગેરેના પંચાંગમાં ભા. શુ. ૪ શુક્રવારે સૂર્યોદયથી ૮–૧૯ પળ છે શનિવારે ભા. શુ. ૫ ૨–૩૨ પળ છે અને ત્યાર પછી ભા. સુ ૬ ૫૪–૩૦ પળ છે. રવીવારે સૂર્યોદયથી ભા શુ ૭ છે. આથી વડોદરાના પંચાંગમાં ભા. સુ ૬ નો ક્ષય છે.

સં. ૧૯૫૨ માં અને તે પહેલાં કેટલાંક વર્ષ અગાઉ જૈનસમાજ ચંડાંશુચંડુને પંચાંગ તરીકે ઉપયોગ કરતો હોવાથી ચંડાંશુચંડુના ભા. શુ. ૫ ના ક્ષય પ્રસંગે શું કરવું? તે પ્રશ્ન ઉપસ્થિત થયો પ્રથમ ભા શુ ૫ ના ક્ષય પ્રસંગે કાંઈ કરવામાં આવ્યું હતું કે કેમ તેનો વિચાર કર્યો પણ તે વખતના વિદ્યમાન વૃદ્ધમાં વૃદ્ધ પુરૂષોના કાળમાં ભા. શુ. ૫ ના ક્ષયનો પ્રસંગ આવ્યો ન હતો. પૂનમના ક્ષય પ્રસંગે તેરશના ક્ષયની આચરણા અને સીધા પાઠ દેખાતા હતા તેમ પાંચમના ક્ષય પ્રસંગે તીજના ક્ષય કરવાની આચરણાનો અનુભવ ન હોવાથી તે વસ્તુનો ઉકેલ લાવવા પાંચમને બદલે છઠ્ઠના ક્ષયવાળા પંચાગને આધારરૂપે લઈ પર્યુષણ અને સંવચ્છરીની વધઘટ વિનાની વ્યવસ્થાના નિર્ણય તરફ જવું એમ એક મોટા ભાગને યોગ્ય લાગ્યું અને એ કારણેજ તે મોટા ભાગે પોતાના સમર્થનમાં બીજુ પચાંગ બદલવાથી શાસ્ત્રથી કાંઇ વિપરીત થતું નથી તે જણાવ્યું. પણ તેમના સર્વ લખાણમાં કોઈપણ જગ્યાએ પાંચમ તિથિની ક્ષય વૃદ્ધિ થાય તેવું જણાવ્યું નથી એટલુંજ નહિ પણ પર્વતિથિની ક્ષય ન થાય તથા પૂનમ અમાસના ક્ષયે તેરસે ચૌદસ અને ચૌદસે પૂનમ કરવાનું જણાવ્યું છે.

**આ બધી વસ્તુને સ્પષ્ટ સમજવા સં. ૧૯૫૨ માં છપાયેલ સયાજીવિજય અને જૈનધર્મ પ્રકાશના લેખને અહિં આપીએ છીએ.**

૧ "જોધપુરી પંચાંગમાં ભાદરવા સુદી ૪ શુક્રવાર ઉપર પાંચમનો ક્ષય માનેલો છે પાંચમ એ પર્વતિથિ છે અને શ્રી ઉમાસ્વાતિ વાચક મુખ્યના વચનનો પ્રઘોષ એવો સંભળાય છે કે "क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा."

"(પર્વતિથિનો) ક્ષય હોય તો પહેલી (તિથિ પર્વ) તિથિ કરવી અને વૃદ્ધિ હોય તો પછીની કરવી" મતલબ કે પાંચમનો ક્ષય હોવાથી ચોથનો ક્ષય કરવાનો પ્રસંગ આવે છે"

૨. "पूर्णिमायां च त्रुटितामां त्रयोदशीचतुर्दश्योः क्रियते त्रयोदश्यां विस्मृतौ तु प्रतिपद्यपि પૂનમ તુટી હોય તો તેરશ ચૌદશને દહાડે (ચૌદશ પૂનમનો) છઠ્ઠ એટલે બે ઉપવાસનો તપ કરવો" (સયાજીવિજય જૈનો માટે ખાસ. વડોદરા બુધવાર તા. ૫ ઓગસ્ટ સને ૧૮૯૬ અષાડ વદિ ૧૧ સ ૧૯૫૨)

ઉપરના લેખમાં પર્વતિથિનો ક્ષય હોય તો પૂર્વ અપર્વ તિથિનો ક્ષય

કરવાનુ અને પૂનમનો ક્ષય હોય તો તેરશનો ક્ષય કરવાનુ તેમજ પર્વતિથિનું અખડપણું માન્ય રાખવાનુ જણાવવામાં આવ્યું છે.

**સં. ૧૯૫૨ માં મુખ્ય ચર્ચા ટીપ્પણાને બદલવા ન બદલવાની હતી તે વાત સિયાજીવિજયના નીચેના લખાણથી સ્પષ્ટ જણાશે માટે તે આપીએ છીએ.**

"ગ્રહલાઘવનો સિદ્ધાંત પૂર્વ પશ્ચિમના સર્વ વિદ્વાનોને માન્ય છે. હોરા મકરદના કર્ત્તા કાશીના મરહૂમ મહામહોપાધ્યાય બાપુદેવ શાસ્ત્રી પણ સૌર-પક્ષના સૂર્યચદ્રથી પચાંગ નીપજાવતા હતા અને તે યુરોપાદિ દેશોમાં વજન-દાર ગણાતુ હતુ મારવાડ સિવાય હિંદુસ્તાનના બીજા ભાગોમાં સૌરપક્ષનુ પચાંગ ચાલે છે તેમાં આપેલો તિથિઓનો ભોગ્યકાળ જોતાં ભાદરવા સુ ૪ ને શુક્રવાર ઉપર ભા શુ ૫ નો ક્ષય થતો નથી પણ શનિવારે સુદિ ૫ પહોંચી તેના ઉપર શુદિ ૬ નો ક્ષય થાય છે તે વાસ્તવિક મતને આ વખતે સ્વીકાર-વામાં આવે તો પજુસણના આઠે દહાડા ચોખા આવી સૂર્યોદય વખતે શુક્રવારે ચોથ છે તેજ વારે બધે સવચ્છરી થઈ શનિવારે પાંચમ કાયમ રહીને પારણાદિ થાય તેમ છે.

**મરહૂમ જૈન ધર્માચાર્ય શ્રી આત્મારામજી મહારાજ અને બીજા મહાશયોનો અભિપ્રાય તથા છેવટનો નિર્ણય.**

મુંબઇથી અશાડ સુદિ ૬ નો શ્રી ચડુ પચાંગના કર્ત્તા પંડિતજી શ્રીધર શિવલાલનો પત્ર આવ્યો છે તેમાં તે પડિતજી લખે છે કે—

**आपने लिखा के भाद्रपद शुक्ल पक्ष पंचमीका क्षय है की ६ का क्षय है? सो हमारा पंचांग जो है सो ब्रह्मपक्षकी गणितसे है। ओर अन्य पंचांग जो है सो सौरपक्षके गणितसे है सो १ दीनका फरक रहेता है हमारे पंचां-गका मान्य मारवाड देशमें है, आपके वहां बडोदामे गुजराती पंचांग सौरपक्षका चलन है सो आपकु षष्ठीका क्षय मानना चाये।**

ઉપર પ્રમાણે બ્રહ્મપક્ષના ચંડુ પંચાગના કર્ત્તા પોતે ગુજરાતમાં ભાદરવા સુદિ ૬નો ક્ષય કરવા મત આપે છે. મરહૂમ જૈન ધર્માચાર્ય શ્રી આત્મારામજી મહારાજે પોતાની હયાતીમા છઠનો ક્ષય કરવા વિષે અભિપ્રાય જણાવ્યો હતો અને હાલ પણ ઘણાખરા મુનિમહારાજ તથા ભરૂચના શેઠ અનોપચદ મલુ-કચદ જેવા મહાશયો છઠનો ક્ષય કરવાની સલાહ આપે છે તે સર્વેને માન્ય કરવા યોગ્ય છે શ્રી જૈનમત સ્યાદ્વાદથી ભરેલો છે, આ લેખની અદર ઉપર આપેલા તિથિનિર્ણય સબધી ઉત્સર્ગ અપવાદના પાઠજ તેની અનેકાંતતા દેખાડી

આપે છે. માટે જોધપુરી પંચાંગ જે સર્વજ્ઞ કથિત નથી અને જે એકલાને જ માનવું એવો શાસ્ત્રાધાર નથી તેના ઉપર જૈન ભાઇઓએ એકાંત હઠ કરવો અને બીજા શોધને અતે ખરા માલમ પડતાં પંચાગોનો અનાદર કરવો ઘટતો નથી. પાટણના જૈનભંડારમાં બ્રહ્મ પક્ષના સિદ્ધાંત શિરોમણિની સાથે સૌર પક્ષના ગ્રહલાઘવની પ્રતો પણ જોવામાં આવી છે. તો આશા છે કે સર્વ જૈનભાઇઓ આ વખતે મહાપુરૂષોના અભિપ્રાયને માન આપી શ્રાવણ વદિ ૧૨ શુક્રવારે પજુષણનો પહેલો ઉપવાસ અને તે ઉપરાંત યથાશક્તિ તપ, જીનપૂજા પ્રભાવનાદિ સત્કાર્યો કરી ભાદરવા શુદિ ૪ શુક્રવારે સંવચ્છરી અને ભાદરવા શુદિ ૫ ને શનિવારે પારણાદિ કરી ઐક્ય બનાવી આત્માનું કલ્યાણ સાધશે.

(તા ૫ ઓગસ્ટ સને ૧૮૯૬ અષાડ વદિ ૧૧ સં. ૧૯૫૨)

## સંવત્સરીનો નિર્ણય

ચાલતા વર્ષના ભાદ્રપદ માસમાં જોધપુરી પચાંગમાં શુદ ૫ નો ક્ષય હોવાથી તિથિનો ક્ષય ન કરવાની સમાચારીને આધારે શુદ ૩ નો કે શુદ ૪ નો ક્ષય કરવો ? એ વિષે વિવાદ બહુ દિવસથી ચાલે છે. અને કેટલાએક "ક્ષયે પૂર્વા" એ વાક્યને આધારે શુદ ૪ નો ક્ષય ઉપલબ્ધ થાય છે પણ તે દિવસ સાંવત્સરિક પર્વનો હોવાથી તેનો ક્ષય ન કરતાં શુદ ૩નો ક્ષય કરવો એમ કહે છે અને કેટલા એકનું કહેવું એમ થાય છે કે–

શ્રીમાન્ કાલિકાચાર્યજીએ ચતુર્થીની સંવત્સરી કરી તે પંચમીના રક્ષણાર્થે કરી છે તેમ છતાં આ પ્રમાણે કરવાથી શુદ ૪ને શુદ ૫ બને મુકીને શુદ ૩ જે અપર્વે પર્યુષણા કરવા જેવું થશે શુદ ૩ નો ક્ષય કરવા ઇચ્છનોરા **શુદી ૧૫ ના ક્ષયે શુદી ૧૩ નો ક્ષય કરવાની રીતિનો દાખલો આપે છે પરંતુ એનેમાટે ચોક્કસ શબ્દો શાસ્ત્રોક્ત છે કે શુદ ૧૫ ને ક્ષયે શુદ ૧૩ નો ક્ષય કરવો.** પરંતુ ભાદ્રપદ શુદ ૫ નો ક્ષય હોય તો શું કરવું ? એને માટે બીલકુલ શાસ્ત્રલેખ પૂર્વાચાર્યના ગ્રથોમા કે સેનપ્રશ્ન હીરપ્રશ્નાદિ પ્રશ્નોત્તરના ગ્રન્થોમાં નથી તેમ કોઈ વૃદ્ધ પુરૂષ પૂર્વે એવો પ્રસગ આવ્યો હતો અને અમુક તિથિનો ક્ષય કર્યો હતો એમ કહેતા નથી આવી રીતના બંને તરફના પૂર્વપક્ષો ચાલતા હતા પણ કોઈ પ્રકારે નિર્ણય થતો ન હતો તેથી જરૂરને પ્રસગે બીજો માર્ગ શોધવાના વિચાર પર લક્ષ દોડાવીને અત્રે ચાતુર્માસ સ્થિતિ કરીને રહેલા પન્યાસ શ્રી ગભીરવિજયજીએ શ્રી ઉજ્જૈન કે–જે હિંદુસ્થાનનું મધ્યબિંદુ છે. અને જ્યાથી જ્યોતિષીઓ ગણિતની રેખાઓ લે છે. ત્યાંના વર્તારાનુ, જયપુરના વર્તારાનુ અને કાશીના વર્તારાનુ એ ત્રણે પચાગો મંગાવ્યાં કે–તેમાં ક્ષય કઇ તિથિનો છે તે જોઇને પચાંગોના બહુમતે નિર્ણય કરવો. એ ત્રણે પચાગો આવતા તેમા નીચે પ્રમાણે છે.

શુદ ૪ શુક્રવાર શુદ ૫ શનિવાર–ઘડી ૩–૫૪ ઉજ્જૈન

શુદ ૪ શુક્રવાર શુદ ૫ શનિવાર–ઘડી ૩–૫૪ જેપુર.

શુદ ૪ શુક્રવાર શુદ ૫ શનિવાર–ઘડી ૩–૪૫ કાશી.

**ઉપરાંત એ ત્રણે પંચાંગોમાં છઠનો ક્ષય કરેલો છે.** મુંબઇ વડોદરા અને લાહોરના પચાંગમાં પણ છઠનો ક્ષય કરેલો છે આ બાબત ખાસ જોધપુરી ચંડુ પંચાંગના બનાવનાર પંડિત શ્રીધર શીવલાલને પૂછતાં તેઓ લખે છે કે "અમારૂં પચાંગ બ્રહ્મપક્ષનું છે. તે મારવાડ દેશમાં માન્ય છે તમારા દેશમાં સૌરપક્ષ માન્ય છે તો તે **પ્રમાણે તમારે છઠનો ક્ષય કરવો.**" આટલા તેના લખાણ ઉપરથી જો કે ગુજરાતમા છઠનો ક્ષય થઇ શકે પરંતુ સવચ્છરી પર્વ કાંઈ ખાસ ગુજરાત માટે નથી એ તો આખા હિંદુસ્તાન માટે છે. તેથી માત્ર સૌરપક્ષના ગણિતનો આશ્રય ગ્રહણ ન કરતા જેપુર, ઉજ્જેણ અને કાશીના પચાંગો મગાવવામાં આવ્યાં કે–જેનુ ગણિત બ્રહ્મ પક્ષનુજ છે. છતાં તે પંચાંગોમાં પણ છઠનો ક્ષય છે આવી રીતે બને પક્ષના ગણિત પ્રમાણે **છઠનો ક્ષય હોવાથી અને પંચાગોનો બહુમત એવો થવાથી અત્રે નીચે પ્રમાણે નિર્ણય કરવામાં આવ્યો છે.**

ભદ્રપદ શુદ ૪ શુક્રવાર........સવચ્છરી.

,, ,, ૫ શનિવાર........પારણું.

,, ,, ૬ **ક્ષય.**

**આ પ્રમાણેનોજ નિર્ણય દેશાવરોથી જુદા જુદા વિદ્વાન મુનિ વિગેરેના અભિપ્રાય મગાવીને શ્રી મુંબઇના શ્રી સંઘે મુનિરાજશ્રી મોહનલાલજી સમક્ષ એકત્ર થઈને થોડા દિવસ પહેલાં કરેલો છે. વળી સ્વર્ગવાસી મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજનો પણ પોતાની હયાતિમાં એ પ્રમાણેજ મત હતો** વળી સર્વજ્ઞ કથિત ક્રિયાઓ પણ પ્રબળ કારણે અન્યથા પ્રકારે કરવા જરૂર પડે છે, કારણકે–જૈન સિદ્ધાંતસ્યાદ્વાદ છે. તો આ જોધપુરી પચાંગ કાઇ સર્વજ્ઞ કથિત નથી જો કે–ઘણા વર્ષોથી આપણે એ પ્રમાણે માનીએ છીએ માટે માનવામાં અડચણ નથી. વળી જોધપુરી પચાંગ પ્રમાણેજ તિથિ વિગેરે માનવા સબધી અમારા મનમાં પણ આગ્રહ છે કેમકે અમારા વડિલ ધર્મગુરૂઓ એ પ્રમાણે માનતા આવ્યા છે પરંતુ એનો વર્તારો કાઇ જૈનશાસ્ત્ર પ્રમાણે નથી. બીજા બ્રહ્મપક્ષી પચાંગોના વર્તારા કાંઇ ખોટા હોય એમ કહી શકાય નહિ વળી અત્યારે એક તિથિ બીજા પચાંગ પ્રમાણે માનવાથી હવે પછી એ પચાગ પ્રમાણે તિથિઓ માનવામાં વિરોધ નથી. કેમકે–એક વખત કોઈ ક્રિયા સકારણ અન્યથા પ્રકારે કરવી પડે તો પછી પાછી બરા-

ખર ન કરાય એમ હોય નહિ. વળી આવા વાંધાનું કારણ કાંઈ વારંવાર હોતું નથી. બહુ વર્ષે આ વર્ષે ભાદ્રપદ શુદિ ૫ નો ક્ષય આવ્યો છે. બીજી તિથિઓ માટે તો નિર્ણયકારક લેખ શાસ્ત્રમાં હોવાથી વાંધો પડવાનો કિંચિત્ પણ સંભવ નથી પરંતુ અત્યારે આવા સાવત્સરિક પર્વમાં ફેરફાર થવાના પ્રબળ કારણથી તેમજ **તેજ પક્ષના વર્તારાના બીજા સર્વ પંચાંગો છઠના ક્ષયમાં સંમત હોવાથી છઠનો ક્ષય કરવો** એમાં કાંઈ પણ વિરોધ હોય એમ અમને લાગતું નથી. તેથી પન્યાસશ્રી ગભીરવિજયજીની સંમતિથી અમે ઉપર જણાવેલો નિર્ણય પ્રદર્શિત કર્યો છે આશા છે કે-સર્વ જૈન બન્ધુઓ આ લેખ ઉપર મધ્યસ્થ પણે વિચાર કરશે અને સર્વ સ્થાનકે કોઇપણ પ્રકારના આગ્રહ કે મતભેદ સિવાય શુક્રવારીજ સંવચ્છરી થશે

(સં ૧૯૫૨ શ્રા શું ૧૫ નુ શ્રી જૈન ધર્મ પ્રકાશ પુસ્તક. ૧૨ અંક ૫)

**ઉપરનો સં. ૧૯૫૨ ના શ્રાવણ સાસનો લેખ ભા. સુ. ૫ નો ક્ષય કરવાનું જણાવતો નથી પરંતુ બીજા પંચાંગોમાં ભા. સુ. ૬ નો ક્ષય હોવાથી છઠનો ક્ષય કરીએ તો પર્યુષણમાં ફેરફાર ન થાય અને સં. ૧૯૫૨ પુરતું બીજા પંચાંગનો આસરો લેવાનું જણાવે છે. તેમજ તે લેખમાં 'સુદ ૧૫ ના ક્ષયે સુદ. ૧૩ નો ક્ષય કરવો' તેમ સ્પષ્ટ જણાવે છે.**

સં. ૧૯૫૨ માં ભા શુદ. ૫ નો ક્ષય કોઈએ નહોતો કર્યો પણ છઠ્ઠનો ક્ષય કર્યો હતો તે સંબંધી પૂ પાદ આત્મારામજી મહારાજના પરમ ગુરૂભક્ત પૂ પાદ્ વિજયવલ્લભસૂરિજી મહારાજનો ખુલાસો આત્માનંદપ્રકાશ પુસ્તક ૩૪ અંક ૧૨ માં પ્રગટ થયો છે. તે પણ અક્ષરશઃ અમે નીચે આપીએ છીએ

"જૈન સમાજમાં માનનીય ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય ૧૦૮ શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી પ્રસિદ્ધનામ આત્મારામજી મહારાજના સંઘાડાના સુપ્રસિદ્ધ આચાર્યશ્રી વિજયકમળસૂરિજી મહારાજ, ઉપાધ્યાય શ્રીવીરવિજયજી મહારાજ, પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજ, શાતમૂર્તિ શ્રીહંસવિજયજી મહારાજ આદિ સર્વ સાધુઓએ સ્વર્ગવાસી ગુરૂદેવની આજ્ઞા મુજબ સંવત ૧૯૫૨ માં ભાદરવા સુદિ છઠનોજ ક્ષય માન્યો હતો, પાંચમનો ક્ષય કોઈએ પણ માન્યો ન્હોતો તે સમયે અમોએ પોતે પણ એજ રીતે ભાદરવા સુદિ છઠનોજ ક્ષય માન્યો હતો પાંચમનો નહિ, જૈનચર્ચાના લેખકે લખેલા આચાર્યશ્રી વિજયનીતિસૂરિજી, આચાર્યશ્રી વિજયનેમિસૂરિજી, આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી, આચાર્યશ્રી વિજયદાનસૂરિજી આચાર્યશ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી, આચાર્યશ્રી વિજયપ્રેમસૂરિજી, આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી વિગેરે તમામ સાધુઓએ સંવત ૧૯૮૯ માં પણ સંવત ૧૯૫૨ ની માફક ભાદરવા શુદિ છઠનોજ ક્ષય માન્યો હતો. પાંચમનો તો નહીંજ.

મતલબ કે આજ સુધીમાં તપગચ્છના કોઈપણ આચાર્ય ઉપાધ્યાય પન્યાસ પ્રવર્તક ગણી કે સામાન્ય સાધુએ ભાદરવા શુદિ પાંચમનો ક્ષય કોઇ વખતે પણ માન્યો નથી એ નિર્વિવાદ વાત છે જો કે સં ૧૯૫૨ માં જોધપુરી ચંડુ પચાં-ગમાં ભાદરવા શુદિ પાંચમનો ક્ષય હતો પણ તપગચ્છની પરંપરા મુજબ તિથિનો ક્ષય નજ થઈ શકે આ કારણને લઈ કેટલીક ચર્ચા ઉપસ્થિત થઈ હતી અને ઘણા બીજા અન્ય પચાંગોમા છઠનો ક્ષય હોવાથી એકલા ચડુ પચાંગને માન ન આપી સકળ શ્રી તપગચ્છના અનુયાયીઓએ અન્ય બીજા પચાગોના આધારે ભાદરવા શુદિ છઠનોજ ક્ષય માન્યો હતો અને એજ પ્રમાણે સવત ૧૯૮૯ માં પણ ચંડાંશુચડુનેજ માન ન આપતાં બીજા અન્ય પચાંગોને માન આપી ભાદરવા શુદિ છઠનોજ ક્ષય માનવામાં આવ્યો હતો પાંચમનો નહિ"

ता ૧૮-૫-૩૭<br>ખભાત અંબાલાલ પાનાચદ<br>જૈન ધર્મશાળા

વિજય વલ્લભસૂરિ"

આ બધા ઉપરથી સ્પષ્ટ છે કે સં. ૧૯૫૨ માં કે સં ૧૯૮૯ માં કોઈએ પણ ભા. સુ. ૫ નો ક્ષય કર્યો નહોતો, કારણકે પૂ આ. વિજયવલ્લભસૂરિ મહારાજ પૂ આ વિજયદાનસૂરિજી મહારાજ વિગેરે સર્વેએ સં. ૧૯૫૨ માં દીક્ષિતપણે બીજા પચાંગનો આસરો લઇ છઠ્ઠનો ક્ષય કર્યો હતો તેમ તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહે છે આમ છતાં પૂ આત્મરામજી મહારાજે ભા સુ. ૫ નો ક્ષય જણાવ્યો હતો તેવું તદ્દન જુઠુજ પ્રતિપાદન કરવામાં આવે છે

ઉપર-મુજબ સ્પષ્ટ સ ૧૯૫૨ મા પર્વતિથિ ભા સુ ૫ નો ક્ષય ન કરવાનું જણાવ્યુ હોવા છતાં આ૦ રામસૂરિજી તરફથી તેઓના વીરશાસનપત્ર વિગેરેમાં

"આવોજ પ્રસંગ સ ૧૯૫૨ માં પણ બન્યો હતો જે વખતે પ ગભીર વિજયજી મહારાજ આદિએ ચોથને કાયમ રાખવાની સલાહ આપવાથી સઘે ભાદરવા સુદ ચોથે સવચ્છરી કરી હતી અને ભા. સુ ૫ નો ક્ષય માન્યો હતો"

(વીરશાસન પૃ. ૨૦૫ તા ૧૫ ડીસેમ્બર ૧૯૩૬)

"તે સાલ (સ ૧૯૫૨) સમસ્ત સંઘે ભાદરવા સુદ ૫ નો ક્ષય માન્ય રાખી ભાદરવા સુદ ૪ ની સવચ્છરી કરી હતી પેટલાદ મુકામે શ્રી આનદ-સાગરજીએ સઘથી જુદા પડી ભા સુ ૩ ની સવચ્છરી કરી હતી" (આ જંબુસૂરિકૃત તિથિ સાહિત્ય દર્પણ પૃ ૧૬-૧૭)

ઉપર પ્રમાણે તદ્દન જુઠુ સં ૧૯૫૨ નામે પ્રચારવામાં આવે છે તે જુઠી વાતને સં ૧૯૫૨ ના સયાજીવિજય અને જૈનધર્મ પ્રકાશના લેખ વિગેરે વાચનાર સર્વ કોઈ આપોઆપ સમજી શકશે.

આ ઉપરાંત જે વીરશાસન પત્ર સં. ૧૯૯૩ ના અંકોમાં સં. ૧૯૫૨ માં ભા. સુ. ૫ નો ક્ષય થયો હતો એમ જણાવે છે. તે વીરશાસન પત્રે સં. ૧૯૮૯ માં પોતાના અંકોમાં વીરશાસન પત્રના સંચાલક આ. રામચંદ્રસૂરિજીના દાદાગુરૂ વિજયદાનસૂરિજીના ખુલાસામાં ભા. સુ. ૬ નો ક્ષય કર્યો છે.

આ માટે જુઓ ટિપ્પણી નં ૬ જેમાં સં. ૧૯૮૯ વીરશાસન અંક ૪૦ ૪૪ માં વિજયદાનસૂરિજીએ જણાવ્યુ છે કે 'સં. ૧૯૫૨ માં ચંડાશુચંડુમાં ભા શુ ૫ નો ક્ષય હતો ત્યારે મોટા ભાગે બીજા પંચાંગનો આસરો લઇ ભા. શુ. ૬ નો ક્ષય કર્યો હતો'

**આ સર્વ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-સં. ૧૯૫૨ માં પંચાંગ બદલવા ન બદલવાનો મતભેદ હતો અને તેને લઈ છઠ અને તીજના ક્ષયની માન્યતા હતી, જૈનસંઘમાં રામચંદ્રસૂરિજીએ સં. ૧૯૯૩ માં પંચાંગ બદલ્યાં ને અગાઉ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ મનાઈ નથી.**

૭-ચંડાંશુચંડુ ટીપ્પણામાં ટીપ્પણાની ગણીતની રીતિ પ્રમાણે બીજ પાંચમ આઠમ અગિઆરસ અને ચૌદશની ક્ષયવૃદ્ધિ હોય તો એકમ ચોથ સાતમ દસમ અને તેરશની ક્ષયવૃદ્ધિ કરવાથી તેમજ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ હોય તો તેરસની ક્ષયવૃદ્ધિ કરવાથી જૈન પંચાંગ બને છે. આ જૈન પંચાંગ આરાધનાની વ્યવસ્થા માટે બનાવાતું હોવાથી તેમાં ટીપ્પણાના યોગ કરણ નક્ષત્ર વિગેરેના કોઠા ન આપતા માત્ર તિથિના કોઠામાં જ્યાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિ હોય ત્યા પૂર્વ અપર્વની ક્ષયવૃદ્ધિ (જનશાસ્ત્ર અને સેંકડો વર્ષની આચારણા પ્રમાણે) કરી તિથિવાર અને તારીખના કોઠા પૂર્વક જૈન પંચાંગ બનાવવામાં આવે છે. આ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ વિનાનાં પંચાંગો જૈન પંચાંગો તરીકે જગતમાં પ્રસિદ્ધ છે

જૈન ટીપ્પણાના વિચ્છેદ પછી પૂર્વ મુનિઓ જૈનેતર ટીપ્પણામાં પર્વ કે પર્વાનંતર પર્વતિથિની ક્ષયવૃદ્ધિ આવતી ત્યારે પૂર્વકે પૂર્વતર અપર્વતિથિની ક્ષય વૃદ્ધિ કરી તિથિઓની વ્યવસ્થા જૈન સંઘને જણાવતા અને એ પ્રમાણે અસ્ખલિત રીતે જૈનસમાજમાં પ્રવૃત્તિ ચાલી આવતી હતી પરંતુ મુદ્રણકાળની સગવડતાએ આરાધના માટે પૂર્વપુરૂષોની રીતિ મુજબ જૈન પંચાંગો છપાવવાની શરૂઆત થઇ. તે કયારથી છપાવવાં શરૂ થયાં અને કોણે કોની સલાહથી છપાવવાની શરૂઆત કરી તે સબંધી સં ૧૯૫૨ નો જૈનધર્મ પ્રકાશનો લેખ સારો પ્રકાશ પાડે છે.

"અમારા તરફથી ગ્રાહકોને દશ વર્ષ થયા જૈન પંચાંગ ભેટ દાખલ આપવામાં આવે છે. તેનો પ્રારંભ શ્રીમન્મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની હયાતિમાં કરેલો છે. તે વખતે તેઓ સાહેબે આપણા જૈન સમુદાયમાં તિથિના

નિર્ણય માટે પંડીત શ્રીધર શીવલાલ તરફથી પ્રગટ થતું જોધપુરી ચંડુ પંચાંગ બતાવેલું હતું. જેના આધારે અદ્યાપિ પર્યંત અમે પંચાંગ તૈયાર કરીએ છીએ. તેમાં જ્યારે બાર તિથિ માંહેની કોઇપણ તિથિનો ક્ષય હોય છે ત્યારે અથવા વૃદ્ધિ હોય છે ત્યારે આપણી તપગચ્છની સમાચારીને અનુસારે "क्षये पूर्वा० वृद्धौ उत्तरा" એટલે જ્યારે બાર તિથિ માંહેની કોઈપણ તિથિનો ક્ષય હોય ત્યારે તેની પૂર્વની તિથિનો ક્ષય લખીયે છીએ. અને વૃદ્ધિ હોય છે ત્યારે ઉત્તર તિથિને એટલે બીજા દિવસને તિથિ તરીકે માન્ય રાખીને પ્રથમનો દીવસ ત્યાર અગાઉની તિથિમાં ભેળવીને તે આગલી તિથિનું દ્વિત્વ-બેપણું કરીએ છીએ."  ( સં. ૧૯૫૨ જૈનધર્મ પ્રકાશ )

આ સં. ૧૯૫૨ નો જૈનધર્મ પ્રકાશનો લેખ જણાવે છે કે અમે દશ વર્ષથી પંચાંગ છપાવી ભેટ આપીએ છીએ અને અમે "क्षये पूर्वा०' 'वृद्धौ उत्तरा.' ના વચનથી બાર તિથિ માંહેની કોઈપણ તિથિનો ક્ષય હોય ત્યારે તેની પૂર્વની તિથિનો ક્ષય લખીએ છીએ અને વૃદ્ધિ હોય છે ત્યારે ઉદયતિથિ-ને એટલે બીજા દીવસને તે પર્વતિથિ તરીકે માન્ય રાખીને પ્રથમનો દીવસ ત્યાર અગાઉની તિથિમાં ભેળવીને તે આગલી તિથિનું દ્વિત્વ-બેપણું કરીએ છીએ. આ સર્વ વૃદ્ધિચંદ્રજી મહારાજની હયાતિમાં અમે તેમની અનુમતિને લઈ પંચાં-ગની શરૂઆત કરી ત્યારથી કરીએ છીએ આ ઉપરથી સં. ૧૯૪૨ ની સાલથી જૈનધર્મ પ્રસારક સભા જૈન પંચાંગો છપાવી બહાર પાડે છે. અને જે આજે પણ પોતાની પૂર્વ પદ્ધતિ મુજબ છપાવે છે. તેમાં પર્વતિથિની ક્ષય વૃદ્ધિ આપવામાં આવતી નથી. આ ઉપરાંત સં. ૧૯૪૨ પછીથી મેઘજી હીરજી, વીરશાસન કાર્યાલય, જૈન, યશોવિજય ગુરૂકુલ, બાલાશ્રમ વિગેરે અનેક સંસ્થાઓ જૈનપંચાંગો છપાવે છે તે પણ પ્રસારક સભા મુજબ. પર્વતિથિની ક્ષય વૃદ્ધિ કરતી નથી. માત્ર સં. ૧૯૯૩ની સાલથી રામચદ્રસૂરિજીએ પર્વક્ષયવૃદ્ધિ કરવાનું રાખ્યું ત્યારથી આ. રામચંદ્રસૂરિજી સંચાલિત વીરશાસન કાર્યાલય પર્વક્ષયવૃદ્ધિવાળાં પંચાંગોને જૈન પંચાંગ જણાવી છપાવે છે અમે અહિ સં. ૧૯૪૧ થી ૧૯૯૨ સુધીની ચંડાંશુચંડુ પંચાંગમાં કઇ કઇ તિથિઓની ક્ષયવૃદ્ધિ હતી તેની નોંધ આપીએ છીએ અને સાથે સાથે ચડાંશુચંડુમાં કઈ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ વખતે જૈન સમાજ વિના મતભેદે કઈ પૂર્વની અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરતો હતો તેની પણ નોંધ આપીએ છીએ.

**એ સર્વ ઉપરથી સૌ કોઈને ખ્યાલ આવશે કે જૈનસમાજમાં સં. ૧૯૯૨ અગાઉ નીકળતાં અનેક પ્રકારનાં જૈન પંચાંગોમાં કોઈ પણ પંચાંગોમાં પર્વતિથિની ક્ષયવૃદ્ધિ લખાતી કે બોલાતી નહોતી.**

## સં. ૧૯૪૧

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચંડાંશુચંડુ પર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વક્ષય વૃદ્ધિ પ્રસંગે જૈન પંચાંગમાં અપર્વ ક્ષયવૃદ્ધિ |
|---|---|---|
| ચૈત્ર સુદ ૯ ક્ષય | ૧ ચૈત્ર વદ ૮ બે | ચૈત્ર વદ ૭ બે |
| વૈશાખ સુદ ૩ ક્ષય | ૨ જેઠ વદ ૧૪ ક્ષય | જેઠ વદ ૧૩ ક્ષય |
| અધિક જેઠ સુદ ૬ ક્ષય | ૩ અશાડ સુદ ૨ ક્ષય | અશાડ સુદ ૧ ક્ષય |
| ,, જેઠ વદિ ૩ બે | ૧–૪ અશાડ સુદ ૧૫ બે | ૧–અશાડ સુદ ૧૩ બે |
| અશાડ વદ ૧૦ ક્ષય | ૫ ભાદરવા સુદ ૧૧ બે | ભાદરવા સુદ ૧૦ બે, |
| શ્રાવણ વદ ૧૩ ક્ષય | | |
| ભાદરવા વદ ૬ ક્ષય | | |
| આસો વદ ૧૦ ક્ષય | | |

## સં. ૧૯૪૨

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચંડાંશુચંડુ પર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વક્ષય વૃદ્ધિ પ્રસંગે જૈન પંચાંગમાં અપર્વ ક્ષયવૃદ્ધિ |
|---|---|---|
| કારતક વદ ૪ ક્ષય | ૬ કારતક સુદ ૫ બે | કારતક સુદ ૪ બે |
| માગસર સુદ ૧૨ ક્ષય | ૭ માગશર સુદ ૮ બે | માગશર સુદ ૭ બે |
| પોષ વદ ૩ ક્ષય | ૨–૮ પોષ વદ ●)) બે | ૨–પોષ વદ ૧૩ બે |
| મહા સુદ ૧૨ ક્ષય | ૯ ફાગણ વદ ૨ ક્ષય | ફાગણ વદ ૧ ક્ષય |
| ચૈત્ર સુદ ૧૦ ક્ષય | ૧૦ ફાગણ વદ ૮ બે | ફાગણ વદ ૭ બે |
| ,, વદ ૧૨ બે | ૧૧ જેઠ વદ ૮ બે | જેઠ વદ ૭ બે |
| વૈશાખ સુદ ૩ ક્ષય | ૧૨ જેઠ વદ ૧૪ ક્ષય | જેઠ વદ ૧૩ ક્ષય |
| જેઠ સુદ ૬ ક્ષય | ૧૩ અશાડ સુદ ૧૧ ક્ષય | અસાડ સુદ ૧૦ ક્ષય |
| શ્રાવણ વદ ૯ ક્ષય | ૧૪ અશાડ સુદ ૧૪ બે | અસાડ સુદ ૧૩ બે |
| ભાદરવા સુદ ૬ ક્ષય | ૧૫ શ્રાવણ સુદ ૨ ક્ષય | શ્રાવણ સુદ ૧ ક્ષય |
| ભાદરવા સુદ ૧૦ બે | ૧૬ શ્રાવણ વદ ૫ બે | શ્રાવણ વદ ૪ બે |
| ભાદરવા વદ ૧૩ ક્ષય | ૩–૧૭ આસો સુદ ૧૫ બે | ૩–આસો સુદ ૧૩ બે |
| આસો વદ ૭ ક્ષય | | |

## સં. ૧૯૪૩

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચંડાંશુચંડુ પર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વક્ષય વૃદ્ધિ પ્રસંગે જૈન પંચાંગમાં અપર્વ ક્ષયવૃદ્ધિ |
|---|---|---|
| | ચંડુ પર્વ ક્ષયવૃદ્ધિ | |
| પોષ વદ ૧૦ ક્ષય | ૧૮ કારતક વદ ૧૧ ક્ષય | કારતક વદ ૧૦ ક્ષય |
| માહ વદ ૪ ક્ષય | ૧૯ માગસર સુદ ૮ બે | માગશર સુદ ૭ બે |
| ફાગણ સુદ ૩ બે | ૨૦ માગસર વદ ૫ ક્ષય | માગસર વદ ૪ ક્ષય |
| ફાગણ સુદ ૧૩ ક્ષય | ૪–૨૧ પોષ વદ ●)) બે | ૪–પોષ વદ ૧૩ બે |
| ચૈત્ર વદ ૧૨ બે | ૨૨ ચૈત્ર વદ ૨ ક્ષય | |
| વૈશાખ સુદ ૧૦ ક્ષય | | |

| | | |
|---|---|---|
| જેઠ વદ ૭ બે | ૨૩ જેઠ સુદ ૧૪ ક્ષય | ચૈત્ર વદ ૧ ક્ષય |
| અશાડ સુદ ૬ ક્ષય | ૨૪ ભાદરવા સુદ ૨ ક્ષય | જેઠ સુદ ૧૩ ક્ષય |
| શ્રાવણ સુદ ૯ ક્ષય | ૫-૨૫ આસો સુદ ૧૫ બે | ભાદરવા સુદ ૧ ક્ષય |
| શ્રાવણ વદ ૪ બે | ૨૬ આસો વદ ૧૪ ક્ષય | ૫-આસો સુદ ૧૩ બે |
| આસો સુદ ૬ ક્ષય | | આસો વદ ૧૩ ક્ષય |

## સં. ૧૯૪૪

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચંડાંશુચંડુ પર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વક્ષય વૃદ્ધિ પ્રસંગે જૈન પંચાંગમાં અપર્વ ક્ષયવૃદ્ધિ |
|---|---|---|
| કારતક વદ ૪ બે | ૨૭ માગસર સુદ ૮ બે | માગસર સુદ ૭ બે |
| કારતક વદ ૬ ક્ષય | ૨૮ પોષ સુદ ૧૧ બે | પોષ સુદ ૧૦ બે |
| માગસર સુદ ૪ ક્ષય | ૨૯ મહા વદ ૧૧ ક્ષય | મહા વદ ૧૦ ક્ષય |
| માગસર વદ ૧૨ ક્ષય | ૩૦ ફાગણ વદ ૫ ક્ષય | ફાગણ વદ ૪ ક્ષય |
| પોષ વદ ૬ ક્ષય | ૩૧ બીજા ચૈત્ર વદ ૨ ક્ષય | બીજા ચૈત્ર વદ ૧ ક્ષય |
| ફાગણ સુદ ૩ બે | ૬-૩૨ ,, ,, વદ ૦)) બે | ૬-,, ,, વદ ૧૩ બે |
| અધિક ચૈત્ર સુદ ૬ બે | ૩૩ વૈશાખ સુદ ૧૧ ક્ષય | વૈશાખ સુદ ૧૦ ક્ષય |
| ,, ,, સુદ ૧૩ ક્ષય | ૩૪ જેઠ સુદ ૧૪ ક્ષય | જેઠ સુદ ૧૩ ક્ષય |
| જેઠ વદ ૧૨ બે | ૩૫ શ્રાવણ વદ ૮ બે | શ્રાવણ વદ ૭ બે |
| અસાડ સુદ ૬ ક્ષય | ૩૬ ભાદરવા સુદ ૨ ક્ષય | ભાદરવા સુદ ૧ ક્ષય |
| શ્રાવણ સુદ ૯ ક્ષય | ૭-૩૭ આસો વદ ૦)) ક્ષય | ૭-આસો વદ ૧૩ ક્ષય |
| આસો સુદ ૬ ક્ષય | | |
| આસો વદ ૩ બે | | |

## સં ૧૯૪૫

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં-પર્વક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| માગસર સુ ૪ ક્ષય | ૩૮ માગસર સુદ. ૧૧ બે | માગસર સુદ. ૧૦ બે |
| માગસર વદ. ૧૩ ક્ષય | ૮-૩૯ ચૈત્ર વદ ૦)) | ૮-ચૈત્ર વદ. ૧૩ બે |
| પોષ સુદ. ૧૩ બે | ૪૦ જેઠ સુદ. ૫ બે | જેઠ સુદ. ૪ બે |
| પોષ વદ ૭ ક્ષય | ૪૧ જેઠ વદ. ૧૧ બે | જેઠ વદ. ૧૦ બે |
| મહા વદ. ૧૨ ક્ષય | ૪૨ અસાડ સુ. ૧૪ ક્ષય | અસાડ સુદ. ૧૩ ક્ષય |
| ફાગણ સુ ૬ બે | ૪૩ શ્રાવણ સુદ. ૨ બે | શ્રાવણ સુદ. ૧ બે |
| ફાગણ વદ. ૬ ક્ષય | ૪૪ શ્રાવણ સુદ. ૫ ક્ષય | શ્રાવણ સુદ. ૪ ક્ષય |
| ચૈત્ર સુ. ૧૦ બે | ૪૫ શ્રાવણ વદ. ૨ ક્ષય | શ્રાવણ વદ. ૧ ક્ષય |
| ચૈત્ર સુ ૧૩ ક્ષય | ૪૬ શ્રાવણ વદ. ૮ બે | શ્રાવણ વદ. ૭ બે |
| ચૈત્ર વદ. ૧૦ ક્ષય | ૪૭ આસો સુદ. ૨ ક્ષય | આસો સુદ. ૧ ક્ષય |
| વૈશાક વદ. ૩ ક્ષય | ૪૮ આસો સુદ. ૧૪ ક્ષય | આસો સુદ. ૧૩ ક્ષય |
| જેઠ સુદ. ૧૦ ક્ષય | | |

જેઠ વદ ૭ ક્ષય
ભાદરવા સુદ. ૧૦ ક્ષય
ભાદરવા વદ ૧૩ બે
આસો વદ. ૩ બે

## સં ૧૯૪૬

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં-પર્વક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુદ. ૭ ક્ષય | ૯—૪૯ કારતક વદ. •)) ક્ષય | ૯—કારતક વદ ૧૩ ક્ષય |
| કારતક વદ. ૬ બે | ૫૦ પોષ સુદ. ૫ ક્ષય | પોષ સુદ. ૪ ક્ષય |
| માઘ વદ. ૧ બે | ૫૧ પોષ સુદ. ૧૪ બે | પોષ સુદ. ૧૩ બે |
| ફાગણ વદ. ૧૩ ક્ષય | ૫૨ પોષ વદ. ૧૪ ક્ષય | પોષ વદ ૧૩ ક્ષય |
| ચૈત્ર સુદ. ૯ બે | ૫૩ માઘ વદ. ૮ ક્ષય | માહ વદ. ૭ ક્ષય |
| ચૈત્ર વદ. ૬ ક્ષય | ૫૪ શ્રાવણ સુ. ૧૪ ક્ષય | શ્રાવણ સુદ. ૧૩ ક્ષય |
| વૈશાખ વદ. ૧૦ ક્ષય | ૫૫ અધિક ભાદરવા વદ. ૨ ક્ષય | અધિક ભાદરવા વદ. ૧ ક્ષય |
| જેઠ સુદ ૪ બે | ૫૬ આસો સુ. ૧૪ ક્ષય | આસો સુ. ૧૩ ક્ષય |
| જેઠ વદ. ૩ ક્ષય | | |
| અશાડ વદ. ૬ ક્ષય | | |
| શ્રાવણ સુ. ૧ બે | | |
| અધિક ભાદરવા વદ. ૧૨ બે | | |
| બીજા ભાદરવા સુ. ૧૦ ક્ષય | | |
| આસો વદ. ૭ બે | | |

## સં. ૧૯૪૭

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં. પર્વ ક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુ. ૭ ક્ષય | ૫૭ પોષ વદ ૨ બે | પોષ વદ ૧ બે |
| કારતક વદ. ૯ બે | ૧૦—૫૮ પોષ વદ •)) ક્ષય | ૧૦—પોષ વદ ૧૩ ક્ષય |
| માગસર સુદ ૧ ક્ષય | ૫૯ મહા વદ ૫ બે | મહા વદ ૪ બે |
| પોષ સુદ ૬ ક્ષય | ૬૦ મહા વદ ૮ ક્ષય | મહા વદ ૭ ક્ષય |
| ફાગણ સુદ ૬ ક્ષય | ૬૧ શ્રાવણ સુદ ૫ બે | શ્રાવણ સુદ ૪ બે |
| ફાગણ સુદ ૯ બે | ૬૨ ભાદરવા વદ ૨ ક્ષય | ભાદરવા વદ ૧ ક્ષય |
| ફાગણ વદ ૧૩ ક્ષય | | |
| ચૈત્ર સુદ ૧૩ બે | | |
| ચૈત્ર વદ ૭ ક્ષય | | |
| વૈશાખ વદ ૧૦ ક્ષય | | |
| જેઠ સુદ ૯ બે | | |
| જેઠ વદ ૩ ક્ષય | | |
| અશાડ વદ ૬ ક્ષય | | |
| શ્રાવણ સુ. ૧૩ ક્ષય | | |
| આસો સુ. ૧ બે | | |
| આસો સુ. ૧૦ ક્ષય | | |

## સં. ૧૯૪૮

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં-પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ. ૧૦ બે | ૧૧-૬૩ કારતક સુ ૧૫ ક્ષય | ૧૧-કારતક સુ. ૧૩ ક્ષય |
| માગસર વદ. ૧૨ બે | ૬૪ માગસર સુ. ૮ ક્ષય | માગસર સુ. ૭ ક્ષય |
| પોષ સુદ ૧ ક્ષય | ૬૫ મહા વ. ૫ બે | મહા વ. ૪ બે |
| મહા સુદ. ૭ ક્ષય | ૬૬ ચૈત્ર વ, ૧૪ ક્ષય | ચૈત્ર વ. ૧૩ ક્ષય |
| ફાગણ સુદ. ૧ ક્ષય | ૬૭ વૈશાક વ. ૨ બે | વૈશાક વ. ૧ બે |
| ચૈત્ર સુદ. ૬ ક્ષય | ૬૮ જેઠ સુ. ૮ બે | જેઠ સુ. ૭ બે |
| ચૈત્ર સુદ. ૧૩ બે | ૬૯ અસાડ સુ. ૧૪ બે | અસાડ સુ. ૧૩ બે |
| વૈશાક વદ. ૬ ક્ષય | ૭૦ શ્રાવણ સુ. ૫ બે | શ્રાવણ સુદ ૪ બે |
| જેઠ સુદ. ૩ ક્ષય | ૭૧ આસો વ. ૨ ક્ષય | આસો વ. ૧ ક્ષય |
| જેઠ વદ. ૧૦ ક્ષય | | |
| અસાડ વદ. ૧ ક્ષય | | |
| અસાડ વદ. ૧૩ ક્ષય | | |
| શ્રાવણ વદ. ૬ ક્ષય | | |
| ભાદરવા વ. ૧૦ ક્ષય | | |
| આસો સુ. ૧ બે | | |

## સં. ૧૯૪૯

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં. પર્વ ક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુદ ૪ બે | ૭૨ કારતક સુ. ૧૧ ક્ષય | કારતક સુદ ૧૦ ક્ષય |
| માગસર વદ ૧૨ બે | ૧૨-૭૩ માગસર સુ. ૧૫ ક્ષય | ૧૨-માગસર સુ. ૧૩ ક્ષય |
| પોષ સુદ ૯ ક્ષય | ૧૩-૭૪ માહ સુ. ૧૫ ક્ષય | ૧૩-માહ સુ. ૧૩ ક્ષય |
| મહા વદ ૫ બે | ૭૫ ફાગણ સુ. ૮ ક્ષય | ફાગણ સુ. ૭ ક્ષય |
| ફાગણ વદ ૭ બે | ૭૬ ચૈત્ર સુ. ૨ ક્ષય | ચૈત્ર સુ ૧ ક્ષય |
| વૈશાખ સુદ ૬ ક્ષય | ૭૭ વૈશાખ વદ ૨ બે | વૈશાખ વ ૧ બે |
| પ્ર. અશાડ શુદ ૧૩ બે | ૭૮ વૈશાખ વદ ૧૪ ક્ષય | વૈશાખ વદ ૧૩ ક્ષય |
| પ્ર. અશાડ વદ ૧૦ ક્ષય | ૭૯ પ્ર. અશાડ સુ. ૨ ક્ષય | પ્ર૦ અશાડ સુદ ૧ ક્ષય |
| બી અશાડ વદ ૧૩ ક્ષય | ૮૦ આસો સુ. ૫ બે | આસો સુદ ૪ બે |
| શ્રાવણ સુ. ૯ બે | | |
| શ્રાવણ વ. ૧ ક્ષય | | |
| ભા. વ. ૧૦ ક્ષય | | |
| આસો વદ ૩ ક્ષય | | |

## સં. ૧૯૫૦

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ ૧૨ બે | ૮૧ કારતક વદ ૮ ક્ષય | કારતક વદ ૭ ક્ષય |
| માગસર વદ ૧ ક્ષય | ૧૪–૮૨ માગસર વદ ૦))બે | ૧૪–માગસર વદ ૧૩ બે |
| પોષ સુદ ૧૦ ,, | ૧૫–૮૩ મહા સુદ ૧૫ ક્ષય | ૧૫–મહા સુદ ૧૩ ક્ષય |
| ફાગણ સુદ ૯ ,, | ૮૪ મહા વદ ૮ બે | મહા વદ ૭ બે |
| વૈશાખ સુદ ૬ ,, | ૮૫ ફાગણ વદ ૧૧ બે | ફાગણ વદ ૧૦ બે |
| ,, વદ ૬ બે | ૮૬ ચૈત્ર સુદ ૨ ક્ષય | ચૈત્ર સુદ ૧ ક્ષય |
| અષાઢ વદ ૧૦ ક્ષય | ૮૭ વૈશાખ વદ ૧૪ ક્ષય | વૈશાખ વદ ૧૩ ક્ષય |
| શ્રાવણ વદ ૧૩ ,, | ૮૮ અષાડ સુદ ૨ ,, | અષાડ સુદ ૧ ,, |
| ભાદરવા સુદ ૧૩ બે | ૮૯ અષાડ વદ ૨ બે | અષાડ વદ ૧ બે |
| ભાદરવા વદ ૬ ક્ષય | | |
| આસો વદ ૧૦ ,, | | |

## સં. ૧૯૫૧

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ ૪ ક્ષય | ૯૦ કારતક સુ. ૮ બે | કારતક સુ. ૭ બે |
| માગસર વદ ૯ ,, | ૯૧ પોષ વદ ૨ ક્ષય | પોષ વદ ૧ ક્ષય |
| પોષ સુદ ૧ બે | ૯૨ મહા સુ. ૧૧ ,, | માહ સુ. ૧૦ ,, |
| માહ સુદ ૩ બે | ૯૩ ફાગણ વદ ૧૧ બે | ફાગણ વ. ૧૦ બે |
| ફાગણ વદ ૧ ક્ષય | ૯૪ વૈશાખ સુ. ૧૪ ક્ષય | વૈશાખ સુદ ૧૩ ક્ષય |
| ચૈત્ર સુદ ૧૦ ક્ષય | ૯૫ ,, વ. ૫ બે | ,, વદ ૪ બે |
| જેઠ સુદ ૬ ,, | ૯૬ અશાડ વદ ૨ બે | અશાડ વદ ૧ બે |
| અશાડ સુદ ૧૦ ક્ષય | ૯૭ શ્રાવણ સુ. ૨ ક્ષય | શ્રાવણ સુ. ૧ ક્ષય |
| ભાદરવા સુદ ૬ ક્ષય | | |
| ભાદરવા સુ. ૧૩ બે | | |
| ભાદરવા વ. ૧૩ ક્ષય | | |

## સં. ૧૯૫૨

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુદ ૩ ક્ષય | ૯૮ કારતક સુદ ૮ બે | કારતક સુદ ૭ બે |
| પોષ વદ ૯ ક્ષય | ૯૯ કારતક વદ ૧૧ ક્ષય | કારતક વદ ૧૦ ક્ષય |
| માહ સુદ ૪ બે | ૧૦૦ માગસર સુ. ૧૧ બે | માગસર સુદ ૧૦ બે |
| માહ વદ ૩ ક્ષય | ૧૦૧ માગસર વદ ૫ ક્ષય | માગસર વદ ૪ ક્ષય |
| ફાગણ સુદ ૬ બે | ૧૦૨ ચૈત્ર વદ ૨ ,, | ચૈત્ર વદ ૧ ક્ષય |
| ફાગણ સુદ ૧૨ ક્ષય | ૧૦૩ ,, વદ ૧૪ બે | ,, વદ ૧૩ બે |

| | | |
|---|---|---|
| વૈશાખ સુદ ૧૦ ,, | ૧૦૪ પ્રથમ જેઠ સુ. ૧૪ક્ષય | પ્ર. જેઠ સુદ ૧૩ ક્ષય |
| પ્ર. જેઠ વદ ૧૦ બે | ૧૦૫ શ્રાવણ સુદ ૨ ક્ષય | શ્રાવણ સુદ ૧ ક્ષય |
| બીજા જેઠ સુદ ૭ ક્ષય | ૧૦૬ ભાદરવા સુદ ૫ ,, | *ભાદરવા સુદ ૩ બે અથવા |
| અશાડ સુદ ૯ ,, | ૧૦૭ ભાદરવા વદ ૨ બે | ભાદરવા સુદ ૬ ક્ષય |
| અશાડ વદ ૬ બે | ૧૦૮ ભાદરવા વદ ૧૪ ક્ષય | ભાદરવા વદ ૧ બે |
| શ્રાવણ સુદ ૨ ક્ષય | | ભાદરવા વદ ૧૩ ક્ષય |

## સં. ૧૯૫૫૩

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુદ ૩ ક્ષય | ૧૦૯ કારતક સુદ ૧૧ બે | કારતક સુદ ૧૦ બે |
| કારતક વદ ૧૨ ,, | ૧૧૦ માગસર સુ. ૧૪ બે | માગસર સુદ ૧૩ બે |
| પોષ વદ ૧૦ ક્ષય | ૧૧૧ માગસર વદ ૫ ક્ષય | માગસર વદ ૪ ક્ષય |
| માહ સુદ ૬ બે | ૧૧૨ ફાગણ સુદ ૧૧ ,, | ફાગણ સુદ ૧૦ ,, |
| માહ વદ ૪ ક્ષય | ૧૧૩ ફાગણ વદ ૧૪ બે | ફાગણ વદ ૧૩ બે |
| ફાગણ સુદ ૧૦ બે | ૧૧૪ ચૈત્ર વદ ૨ ક્ષય | ચૈત્ર વદ ૧ ક્ષય |
| ફાગણ વદ ૧૦ ક્ષય | ૧૧૫ જેઠ સુદ ૧૪ ,, | જેઠ સુદ ૧૩ ક્ષય |
| વૈશાખ સુદ ૩ બે | ૧૧૬ જેઠ વદ ૧૪ બે | જેઠ વદ ૧૩ બે |
| ,, સુદ ૧૦ ક્ષય | ૧૧૭ શ્રાવણ વદ ૧૧ બે | શ્રાવણ વદ ૧૦ બે |
| અશાડ સુદ ૬ ,, | ૧૧૮ ભાદરવા સુદ ૨ ક્ષય | ભાદરવા સુદ ૧ ક્ષય |
| શ્રાવણ સુદ ૯ ક્ષય | ૧૧૯ ભાદરવા સુદ ૧૪ ,, | ભાદરવા સુદ ૧૩ ,, |
| ભાદરવા વદ ૧ બે | ૧૨૦ આસો વદ ૧૪ ,, | આસો વદ ૧૩ ,, |
| આસો સુદ ૬ ક્ષય | | |
| આસો વદ ૬ બે | | |

## સં. ૧૯૫૪

| અપર્વ ક્ષયવૃદ્ધિ. | ચં. પર્વ ક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| માગસર સુદ ૪ ક્ષય | ૧૨૧ માગસર સુ ૧૪ બે | માગસર સુદ ૧૩ બે |
| માગસર વદ ૧૩ ક્ષય | ૧૨૨ પોષ વદ ૨ બે | પોષ વદ ૧ બે |
| ફાગણ સુદ ૯ બે | ૧૨૩ પોષ વદ ૫ ક્ષય | પોષ વદ ૪ ક્ષય |
| ચૈત્ર વદ ૧૦ ક્ષય | ૧૨૪ માહ વદ ૧૧ ક્ષય | માહ વદ ૧૦ ક્ષય |
| વૈશાખ સુદ ૩ બે | ૧૨૫ ફાગણ વદ ૫ ક્ષય | ફાગણ વદ ૪ ક્ષય |
| વૈશાખ વદ ૩ ક્ષય | ૧૨૬ જેઠ વદ ૧૪ બે | જેઠ વદ ૧૩ બે |
| જેઠ વદ ૬ ક્ષય | ૧૨૭ અશાડ સુ. ૧૪ ક્ષય | અશાઢ સુદ ૧૩ ક્ષય |
| ભાદરવા સુ. ૧૦ ક્ષય | ૧૨૮ શ્રાવણ વદ ૨ ક્ષય | શ્રાવણ વદ ૧ ક્ષય |
| પ્ર. આસો સુ. ૧૩ ક્ષય | ૧૨૯ શ્રાવણ વદ ૧૧ બે | શ્રાવણ વદ ૧૦ બે |
| પ્ર આસો વદ ૬ બે | ૧૩૦ આસો વદ ૧૪ ક્ષય | આસો વદ ૧૩ ક્ષય |
| બીજા આસો સુદ ૬ ક્ષય | | |
| આસો વદ ૯ બે | | |

* સં. ૧૯૫૨ માં ચંડાંશુચંડુ પંચાંગના ભા. સુ. ૫ ના ક્ષયે. ભા. સુ. ૩ અને ભા. સુ. ૬ ના ક્ષય માટે જુઓ આ પુસ્તક પ્રસ્તાવના પૃષ્ઠ. ૪૯

## સં. ૧૯૫૫

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં- |
|---|---|---|
| માહ સુદ ૪ ક્ષય | ૧૩૧ માગસર સુદ ૫ ક્ષય | માગસર સુદ ૪ ક્ષય |
| માહ સુદ ૯ બે | ૧૩૨ માગસર વદ ૨ બે | મામસર વદ ૧ બે |
| માહ વદ ૧૨ ક્ષય | ૧૩૩ માગસર વદ ૧૪ ક્ષય | માગસર વદ ૧૩ ક્ષય |
| ફાગણુ સુ. ૧૨ બે | ૧૩૪ અશાડ સુદ ૧૪ ક્ષય | અશાડ સુદ ૧૩ ક્ષય |
| ફાગણુ વદ ૬ ક્ષય | ૧૩૫ શ્રાવણુ વદ ૨ ક્ષય | શ્રાવણુ વદ ૧ ક્ષય |
| ચૈત્ર વદ ૧૦ ક્ષય | ૧૩૬ શ્રાવણુ વદ ૦)) બે | શ્રાવણુ વદ ૧૩ બે |
| વૈશાખ સુદ ૭ બે | | |
| વૈશાખ વદ ૩ ક્ષય | | |
| જેઠ વદ ૬ ક્ષય | | |
| અશાડ સુદ ૩ બે | | |
| ભાદરવા સુ. ૧૦ ક્ષય | | |
| આસો સુદ ૧૩ ક્ષય | | |
| આસો વદ ૯ બે | | |

## સં. ૧૯૫૬

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં. પર્વ ક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુ. ૭ ક્ષય | ૧૩૭ માગસર વદ ૨ બે | મામસર વદ ૧ બે |
| માગસર સુ. ૧૨ ક્ષય | ૧૩૮ પોષ વદ ૫ બે | પોષ વદ ૪ બે |
| પોષ સુદ ૬ નો ક્ષય | ૧૬–૧૩૯ પોષ વદ ૦)) ક્ષય | ૧૬–પોષ વદ ૧૩ ક્ષય |
| ફાગણુ સુ. ૪ ક્ષય | ૧૪૦ જેઠ સુદ ૧૧ બે | જેઠ સુદ ૧૦ બે |
| ફાગણુ વદ ૧૨ બે | ૧૭–૧૪૧ જેઠ વદ ૦)) ક્ષય | ૧૭–જેઠ વદ ૧૩ ક્ષય |
| ફાગણુ વદ ૧૩ ક્ષય | ૧૪૨ અસાડ સુ. ૨ બે | અશાડ સુદ ૧ બે |
| ચૈત્ર વદ ૧ બે | ૧૪૩ શ્રાવણુ સુ ૮ બે | શ્રાવણુ સુદ ૭ બે |
| ચૈત્ર વદ ૬ ક્ષય | ૧૪૪ શ્રાવણુ વદ ૧૪ બે | શ્રાવણુ વદ ૧૩ બે |
| વૈશાખ સુ. ૪ ક્ષય | ૧૪૫ ભાદરવા વદ ૨ ક્ષય | ભાદરવા વદ ૧ ક્ષય |
| વૈશાખ સુ. ૬ બે | | |
| વૈશાખ વદ ૧૦ ક્ષય | | |
| જેઠ વદ ૩ ,, | | |
| અશાડ વદ ૬ ,, | | |
| શ્રાવણુ સુદ ૧૩ ,, | | |
| શ્રાવણુ વદ ૧૦ ,, | | |
| આસો સુદ ૪ બે | | |
| આસો સુદ ૧૦ ક્ષય | | |

## સં. ૧૯૫૭

| અપર્વ ક્ષય વૃદ્ધિ | ચં. પર્વ ક્ષય વૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ ૧૨ બે | ૧૪૬ કારતક સુદ ૧૪ ક્ષય | કારતક સુ. ૧૩ ક્ષય |
| પોષ સુદ ૧૩ ક્ષય | ૧૪૭ માગસર સુદ ૮ ,, | માગસર સુ ૭ ,, |
| મહા સુદ ૭ ક્ષય | ૧૪૮ પોષ વદ ૫ બે | પોષ વદ ૪ બે |
| મહા વદ ૭ બે | ૧૮-૧૪૯ માહ વદ ०)) ક્ષય | ૧૮-માહ વદ ૧૩ ક્ષય |
| ચૈત્ર વદ ૧ બે | ૧૫૦ ચૈત્ર સુદ ૫ ક્ષય | ચૈત્ર સુદ ૪ ક્ષય |
| જેઠ વદ ૧૦ ક્ષય | ૧૫૧ ચૈત્ર વદ ૧૪ ક્ષય | ચૈત્ર વદ ૧૩ ,, |
| અશાડ વદ ૧૩ ,, | ૧૫૨ જેઠ સુદ ૨ ક્ષય | જેઠ સુ. ૧ ,, |
| પ્ર. શ્રાવણ સુદ ૭ બે | ૧૫૩ જેઠ સુદ ૧૧ બે | જેઠ સુ ૧૦ બે |
| પ્ર. શ્રાવણ વદ ૬ ક્ષય | ૧૫૪ ભાદરવા વદ ૨ ક્ષય | ભાદરવા વદ ૧ ક્ષય |
| બી શ્રાવણ વદ ૯ ક્ષય | | |
| ભાદરવા સુદ ૪ બે | | |
| આસો વદ ૭ ક્ષય | | |
| આસો વદ ૧૩ બે | | |

## સં. ૧૯૫૮

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| માગસર સુદ ૯ ક્ષય | ૧૯-૧૫૫ કારતક સુ ૧૫ક્ષય | ૧૯-કારતક સુદ ૧૩ ક્ષય |
| મહા વદ ૧૦ બે | ૨૦-૧૫૬ કા. વદ ०)) બે | ૨૦-કારતક વદ ૧૩ બે |
| ફાગણ સુદ ૧ ક્ષય | ૧૫૭ પોષ સુદ ૧૪ ક્ષય | પોષ સુદ ૧૩ ક્ષય |
| ચૈત્ર સુદ ૬ ,, | ૧૫૮ પોષ વદ ૮ બે | પોષ વદ ૭ બે |
| ,, વદ ૪ બે | ૧૫૯ મહા સુદ ૮ બે | મહા સુદ ૭ બે |
| જેઠ વદ ૧૦ ક્ષય | ૧૬૦ ચૈત્ર વદ ૧૪ ક્ષય | ચૈત્ર વદ ૧૩ ક્ષય |
| અષાડ વદ ૧૩ ,, | ૧૬૧ જેઠ સુદ ૨ ક્ષય | જેઠ સુદ ૧ ક્ષય |
| શ્રાવણ સુદ ૧૨ બે | ૨૧-૧૬૨ જેઠ સુદ ૧૫ બે | ૨૧-જેઠ સુદ ૧૩ બે |
| શ્રાવણ વદ ૬ ક્ષય | | |
| ભાદરવા વદ ૯ ,, | | |
| આસો સુદ ૭ બે | | |
| આસો વદ ૩ ક્ષય | | |

## સં. ૧૯૫૯

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ ૭ ક્ષય | ૨૨-૧૬૩ મહા સુ ૧૫ ક્ષય | ૨૨-મહા સુદ ૧૩ ક્ષય |
| માગસર સુદ ૧ બે | ૧૬૪ મહા વદ ૧૧ બે | મહા વદ ૧૦ બે |
| માગસર વદ ૧ ક્ષય | ૧૬૫ વશાખ વદ ૮ બે | વૈશાખ વદ ૭ બે |
| પોષ સુદ ૩ બે | ૧૬૬ ,, વ ૧૪ ક્ષય | ,, વદ ૧૩ ક્ષય |
| પોષ સુદ ૯ ક્ષય | ૧૬૭ જેઠ સુદ ૧૧ ,, | જેઠ સુદ ૧૦ ક્ષય |
| ફાગણ સુદ ૯ ,, | ૧૬૮ જેઠ સુદ ૧૪ બે | જેઠ સુદ ૧૩ બે |
| ચૈત્ર સુદ ૧૩ ,, | ૧૬૯ અશાડ સુ ૨ ક્ષય | અશાડ સુદ ૧ ક્ષય |
| ,, વદ ૪ બે | | |

| | | |
|---|---|---|
| વૈશાખ સુદ ૬ ક્ષય | ૧૭૦ અશાડ વદ ૫ બે | અશાડ વદ ૪ બે |
| અશાડ વદ ૯ ક્ષય | ૧૭૧ શ્રાવણ સુદ ૧૧ બે | શ્રાવણ સુદ ૧૦ બે |
| શ્રાવણ સુદ ૬ ,, | ૧૭૨ ભાદરવા વદ ૫ ક્ષય | ભાદરવા વદ ૪ ક્ષય |
| શ્રાવણ વદ ૧૩ ,, | ૧૭૩ આસો સુદ ૨ ,, | આસો સુદ ૧ ક્ષય |
| ભાદરવા વદ ૧ બે | | |
| આસો સુદ ૭ બે | | |
| આસો વદ ૧૦ ક્ષય | | |

## સં. ૧૯૬૦

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચ. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક સુદ ૧૦ બે | ૧૭૪ માગસર વદ ૮ ક્ષય | માગસર વદ ૭ ક્ષય |
| કારતક વદ ૩ ક્ષય | ૧૭૫ પોષ વદ ૨ ,, | પોષ વદ ૧ ,, |
| પોષ સુદ ૪ બે | ૧૭૬ ફાગણ વદ ૧૪ બે | ફાગણ વદ ૧૩ બે |
| મહા સુદ ૭ બે | ૧૭૭ અસાડ સુદ ૨ ક્ષય | અસાડ સુદ ૧ ક્ષય |
| મહા સુદ ૧૦ ક્ષય | ૧૭૮ શ્રાવણ સુ. ૫ ,, | શ્રાવણ સુદ ૪ ,, |
| ફાગણ વદ ૧ ક્ષય | ૧૭૯ આસો સુદ ૨ ,, | આસો સુદ ૧ ,, |
| ચૈત્ર સુદ ૯ ક્ષય | ૧૮૦ આસો સુદ ૧૧ બે | આસો સુદ ૧૦ બે |
| વૈશાખ સુદ ૧૩ ક્ષય | ૧૮૧ આસો વદ ૧૧ ક્ષય | આસો વદ ૧૦ ક્ષય |
| પ્ર. જેઠ સુદ ૭ ,, | | |
| બી. જેઠ સુ. ૧૦ ,, | | |
| બી જેઠ વદ ૧ બે | | |
| શ્રાવણ વદ ૧ ,, | | |
| શ્રાવણ વદ ૧૨ ક્ષય | | |

## સં. ૧૯૬૧

| અપર્વ ક્ષયવૃદ્ધિ | ચં. પર્વ ક્ષયવૃદ્ધિ | જૈન ટિપ્પણમાં |
|---|---|---|
| કારતક વદ ૪ ક્ષય | ૧૮૨ કારતક સુ. ૧૪ બે | કારતક સુદ ૧૩ બે |
| માગસર વદ ૯ ક્ષય | ૧૮૩ મહા વદ ૮ ક્ષય | મહા વદ ૭ ક્ષય |
| પોષ સુદ ૬ બે | ૧૮૪ મહા વદ ૧૪ બે | મહા વદ ૧૩ બે |
| પોષ વદ ૩ ક્ષય | ૧૮૫ ચૈત્ર સુદ ૨ બે | ચૈત્ર સુદ ૧ બે |
| ફાગણ વદ ૧ ,, | ૧૮૬ વૈશાખ સુ.૧૪ ક્ષય | વૈશાખ સુદ ૧૩ ક્ષય |
| ચૈત્ર સુદ ૧૦ ,, | ૧૮૭ શ્રાવણ સુ ૨ ,, | શ્રાવણ સુદ ૧ ,, |
| વૈશાખ વદ ૧૨ બે | ૧૮૮ ભાદરવા સુદ ૫ ,, | *ભાદરવા સુ. ૩ અથવા ૬ ક્ષય |
| જેઠ સુદ ૭ ક્ષય | ૧૮૯ ,, વદ ૫ બે | ભાદરવા વદ ૪ બે |
| અશાડ સુદ ૧૦ ,, | ૧૯૦ ,, વદ ૧૪ ક્ષય | ભાદરવા વદ ૧૩ ક્ષય |
| અશાડ વદ ૯ બે | | |

* સં. ૧૯૫૨ મુજબ છતાં વિશેષ માટે જુઓ. સ. ૧૯૬૧ ના શ્રાવણ માસનો જૈન ધર્મ પ્રકાશનો અંક.

પર્વના ક્ષયવૃદ્ધિ પ્રસગે પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિ કરનાર પ્રાચીન શાસ્ત્રાનુલક્ષી પરપરાવર્ગની ચૌદશ વિગેરેની આરાધનામાં આ વિજયરામચંદ્રસૂરિજીને દીવસ વિગેરેનુ સામ્ય રહેતું નથી

સ ૧૯૯૪ થી સ ૨૦૦૦ ની સાલ સુધીમાં બન્ને પક્ષમાં ભિન્ન ભિન્ન દિવસે પાક્ષિક વિગેરે થાય તેવા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિના ૬ પ્રસગો આવ્યા છે. જે નીચે પ્રમાણે છે.

| શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પરંપરા સુજબ ચડાંશુચડુની પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસગે તેરશની ક્ષયવૃદ્ધિ કરી ચૌદશાદિની કરેલ આરાધના | ચડાંશુચડુની પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસગે આ વિજયરામચદ્રસૂરિએ પર્વક્ષય વૃદ્ધિને કબુલ રાખી ચૌદશાદિની કરેલ આરાધના. |
|---|---|
| સ. ૧૯૯૬ મહા વદી ૧૩ બે<br>મહા વદી ૧૪ શુક્ર<br>તા ૮-૩-૪૦<br>„ ૦)) શનિ<br>તા ૯-૩-૪૦ | સં. ૧૯૯૬ મહા વદી ૦)) બે<br>„ ૧૪ ગુરૂ<br>તા ૭-૩-૪૦<br>„ ૦)) શનિ<br>તા ૯-૩-૪૦ |
| સં. ૧૯૯૭ કારતક શુદ ૧૩ બે<br>„ „ ૧૪ ગુરૂ<br>ચૌમાસી ચૌદશ તા. ૧૪-૧૧-૪૦<br>કારતક શુદ ૧૫ શુક્ર<br>ચાતુર્માસ પરિવર્તન, પટદર્શન, વિહાર ઈત્યાદિ તા. ૧૫-૧૧-૪૦ | સ. ૧૯૯૭ કારતક શુદ ૧૫ બે<br>„ શુદ ૧૪ બુધ<br>ચૌમાસી ચૌદશ તા. ૧૩-૧૧-૪૦<br>કારતક સુદ ૧૫ ગુરૂ<br>ચાતુર્માસ પરિવર્તન તા ૧૪-૧૧-૪૦<br>કારતક સુદ ૧૫ શુક્ર<br>પટદર્શન, ઈત્યાદિ તા. ૧૫-૧૧-૪૦ |
| સ. ૧૯૯૭ મહા વદ ૧૩ બે<br>„ „ ૧૪ મગળ<br>તા ૨૫-૨-૪૧<br>„ „ ૦)) બુધ<br>તા ૨૬-૨-૪૧ | સં. ૧૯૯૭ મહા વદ ૦)) બે<br>„ „ ૧૪ સોમ<br>તા ૨૪-૨-૪૧<br>„ „ ૦)) બુધ<br>તા. ૨૬-૨-૪૧ |
| સ. ૧૯૯૮ અષાડ વદ ૧૩ બે<br>„ „ ૧૪ મગળ<br>તા ૧૧-૬-૪૨<br>„ „ ૦)) બુધ<br>તા ૧૨-૬-૪૨ | સ ૧૯૯૮ અષાડ વદ ૦)) બે<br>„ „ ૧૪ સોમ<br>તા. ૧૦-૬-૪૨<br>„ „ ૦)) બુધ<br>તા ૧૨-૬-૪૨ |

---

પૂનમે પૂર્વારાધન કર્યું છે આ સિવાય બીજી દરેક પર્વતિથિની વધઘટમા પણ પૂર્વતિથિની જ વધઘટ જાહેર કરી છે

( સમયધર્મ, તા. ૨૯-૧૧-૩૬, વ. ૫, અં ૧૧ પૃ. ૮૪ ના આધારે )

સં ૧૯૯૯ કાર્તિક વદી ૧૩ ક્ષય
,, ,, ૧૪ રવિ
તા. ૬-૧૨-૪૨
,, ,, ૦)) સોમ
તા ૭-૧૨-૪૨

સં. ૧૯૯૯ કાર્તિક વદી ૦)) ક્ષય
,, ,, ૧૪ ૦)) સોમ
તા ૭-૧૨-૪૨

સં. ૨૦૦૦ મહા વદી ૧૩ ક્ષય
,, ,, ૧૪ મંગલ
તા, ૨૨-૩-૪૪
,, ,, ૦)) બુધ
તા ૨૩-૩-૪૪

સં. ૨૦૦૦ મહા વદી ૦)) ક્ષય
,, ,, ૧૪ ૦)) બુધ
તા ૨૩-૩-૪૪

ઉપરોક્ત છ પ્રસગે પ્રાચીન પ્રણાલિકાથી વિપરીત વસ્તુના પ્રચારે ભોળા માણસો ન ભરમાય તે આશયે [1]પ્રાચીન પ્રણાલિકાના રક્ષકવર્ગે પ્રણાલિકા મુજબ ચૌદશ પૂનમ પર્વો કયા વારે કરવાં અને કયા ક્યા આચાર્યો ક્યારે કરવાના છે તે જણાવનારાં હસ્તપત્રો (હેન્ડબીલો) વિગેરે કાઢી પ્રણાલિકાના રક્ષણ માટે સુયોગ્ય પ્રયત્ન કર્યો છે અને પ્રાચીન પ્રણાલિકાથી વિરૂદ્ધ નવીન વસ્તુ રજુ કરનાર આ૦ વિજયરામચંદ્રસૂરિજીએ વીરશાસન, જૈનપ્રવચન, વિગેરે પત્રોદ્વારા અને યગમેન્સ જૈન સોસાયટી વિગેરે દ્વારા પ્રણાલિકાથી વિરૂદ્ધ પ્રચાર કર્યો છે

આ રીતે સં. ૧૯૯૩ની સંવત્સરી ગઇ છતાં '**પર્વક્ષયવૃદ્ધિ થાય**' તેવી આ રામચંદ્રસૂરિજીની નવી માન્યતાથી જૈન સમાજમા જ્યારે ટીપણામાં પૂનમ અમાસની ક્ષય વૃદ્ધિ આવે ત્યારે ભિન્ન ભિન્ન દિવસે પાક્ષિક વિગેરે કૃત્યો થાય છે અને એકના ઉપવાસને દિવસે બીજા સચિત્તાહાર કરે કરાવે છે. જે ખુબજ અનર્થકારક અને અયોગ્ય છે.

સં. ૧૬૬૫થી ટીપ્પણાની પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસગે તેરશની ક્ષય વૃદ્ધિના તેમજ બીજ, પાચમ, આઠમ, અગિઆરસ વિગેરે પર્વક્ષય વૃદ્ધિ પ્રસગે પૂર્વ અપર્વ ક્ષયવૃદ્ધિની આચરણાની પરિપાટીના અનેક આધારો આપણી સમક્ષ મોજુદ છે, જ્યારે તે પરિપાટીથી વિરૂદ્ધ આ. રામચદ્રસૂરિજી પ્રતિપાદિત વસ્તુની આચરણાનો સેકડો વર્ષમાં એકપણ પ્રસંગ બન્યાનો આધાર નથી તેમજ આ વિજયરામચદ્રસૂરિજીના ગુરૂ દાદાગુરૂ આદિ અનેક વડીલોએ અને તેમણે સં. ૧૯૯૨ સુધી અનેકવાર પ્રણાલિકા પ્રમાણે આરાધ્યાની સ્પષ્ટતા મોજુદ છે

હવે આ પ્રસગે ઉપાધ્યાય યશોવિજયજી મહારાજ, પં. રૂપવિજયજી ગણિવર જેવા સમર્થ વિદ્વાનોએ આચરેલ અને સ ૧૬૬૫ પહેલાં પણ ક્યારથી

---

૧ શાસન સુધાકર, જૈન ધર્મ વિકાસ, જૈન ધર્મ પ્રભાવક સમાજ વિગેરે

આ પ્રણાલિકા ચાલે છે જેનો નિર્ણય નથી તેવી અતિ જુની આચાર પ્રણાલિકાને બદલી કોઇ પણ લાભ વિના જૈનસંઘમાં તિથિમતભેદ આ. વિજયરામચંદ્રસૂરિજીએ જે ઉભો કર્યો છે તે ખુબજ અનિષ્ટકારક અને અયોગ્ય છે

ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર જેવા આપણા પૂર્વ મહાપુરૂષોએ આ [1]આચાર પ્રણાલિકા-જીતઆચારને ખુબજ મહત્વ આપ્યું છે. અને તેથી વિરૂદ્ધ વર્તનારને અનેક દૂષણો જણાવ્યાં છે માટે તે શાસ્ત્રસમાન આચાર પ્રણાલિકાને બદલી નવો માર્ગ અખત્યાર કરવો કોઈપણ રીતે વ્યાજબી કે લાભદાયક નથી

---

૧ ઉ. યશોવિજયજી મહારાજ માર્ગ દ્વાત્રિંશિકામા ફરમાવે છે કે—

द्वितीयानादरे हन्त प्रथमस्यापि अनादर ॥

બીજી શિષ્ટ પરંપરાનો અનાદર કરનાર પ્રથમ આગમ માર્ગનો અનાદર કરનાર છે.

વર્તમાન દુષમકાળમા ઘણા શ્રુતનો વિચ્છેદ જતાં બહુ અલ્પ આગમો અને બહુ શ્રુત જ્ઞાનીયો ક્વચિત રહેવાથી જીતવ્યવહાર એટલે શિષ્ટ આચારણાજ મોક્ષમાર્ગનો પરમ આધાર છે માટે મુમુક્ષુને શ્રી સંઘમાન્ય થતો આવેલો માર્ગજ શરણરૂપ છે, અને તેમા શંકા કરવામા નાસ્તિકાદિ ઘણા અનર્થો દ્વાત્રિંશિકામાં ઉપાધ્યાય યશોવિજયજી પ્રગટ કરે છે. "**तथा च जीतप्राधान्यानादरे तत्प्रतिपादकशास्त्रानादराद् व्यक्तमेव नास्तिकत्वमिति भाव** વળી જીત પ્રાધાન્યના ( શિષ્ટ આચરણાના ) અનાદરમાં તેને પ્રતિપાદન કરનારા શાસ્ત્રોનો અનાદર થવાથી પ્રગટ જ નાસ્તિકપણુ છે.

કદાચ કોઈ પરંપરામાટે શાસ્ત્રવચનો વિરોધવાળા મળે તો પણ શિષ્ટ આચરણાજ વધારે પ્રમાણ છે. **तथा च**

**अन्नहा भणियंपि सुए किंची कालाइकारणावेक्खं ।**
**आइन्नमन्नह च्चिय दीसइ संविग्गगीएहिं ॥२॥**

અર્થઃ-સિદ્ધાતમાં જુદી રીતે કોઈ પણ કાળાદિની અપેક્ષાએ કહ્યુ હોય છતાં પણ સંવિગ્ન ગીતાર્થીએ આચાર્યુ હોય તે પ્રમાણ

**शिष्टसंमतत्वसंदेहेऽपि तद्दूपणमन्याय्यं किं पुनस्तन्निश्चय इति भाव.** અર્થ જ્ઞાનાવરણાદિ કર્મોદયે અગર ઉપયોગ શૂન્યતાદિ કારણે કદાપિ શિષ્ટમાન્ય માર્ગમાં સંદેહ પડયા છતા પણ તેને દુષિત કરવુ તે અન્યાય છે ત્યારે તેમના નિર્ણીત માર્ગને માન્ય કરવો તેમા વિરોધ હોયજ નહિ 'શિષ્ટ કહે તે પ્રમાણ'

**अनुमाय सतामुक्ताचारेणागममूलतां पथि प्रवर्तमानानां शक्यानान्धपरंपरा ॥१॥**

અર્થ બહુશ્રુતો આગમભાવને વધારે જાણનારા હોવાથી, પૂર્વાચાર્યોની ચાલતી પરંપરાજ મોક્ષનો પરમ આધાર હોવાથી અંધપરંપરાની શંકા પણ નજ કરવી.

સુવિહિત, પૂર્વ પુરૂષોની પરંપરાને લોપનાર માટે વાચકજી દ્વાત્રિંશદ્વાત્રિંશિકામાં નીચેનો શ્લોક જણાવે છે.

**शमारामानलज्वाला हिमानी ज्ञानपंकजे**
**श्रद्धाशल्यं स्मयोल्लासं कुतर्कसुनयागला ॥१॥**

અર્થ-શમભાવના બગીચામા અગ્નિજ્વાલા જ્ઞાનકમળને વિષે હિમ પાત શ્રદ્ધામાં શલ્ય હાંસીથી ધર્મહીણના સરખા કુતર્ક શુદ્ધ નયોમા સાકળ જેવો છે અર્થાત્ આગ્રહીજન કુતર્કથી આપ મતિએ અર્થ કરી પ્રમાણિક ભાવને તોડે છે. (સાંવત્સરિક પર્વવિચાર)

## ( ૨ )

# શા સ્ત્રા ધા ર



૧ આચાર્ય વિજયરામચંદ્રસૂરિજી પ્રતિપાદન કરેલ નવીન માન્યતા શાસ્ત્રાધાર વિનાની છે.

૨ ચાલુ પ્રણાલિકા સેંકડો વર્ષની વિના મતભેદના આચરણ સાથે અનેક શાસ્ત્રાધારવાળી છે

**ખરી રીતે આ. વિજયરામચંદ્રસૂરિજીની નવીન માન્યતા માટે કોઈપણ આધાર નથી.**

સેકડો વર્ષથી વિના મતભેદે જૈનસંઘમાં આચરણ પામેલ હોવા છતાં પણ જે આચારણા શાસ્ત્રાધારના સમર્થન વિનાની કે તેથી ભિન્ન રીતિના સમર્થક શાસ્ત્રાધારો હોય તો તે આચારણા બદલવી જોઈએ આવી દલીલ કરી આચાર્યશ્રી વિજયરામચદ્રસૂરિજી ચાલુ પ્રણાલિકાને શાસ્ત્રાધાર વિનાની અને તેઓ જે નવીનરીતિ રજુ કરે છે તેને શાસ્ત્રાધારવાળી કહે છે. પરતુ વાસ્તવિક રીતે વિચાર કરતાં તેમનું તે કથન વ્યાજબી, યોગ્ય કે સત્ય નથી.

આજ અગાઉ વીરશાસનપત્ર અને તેમના તરફથી નીકળેલ પુસ્તિકાઓમાં આ નવીન રીતિ મુજબ ૨૦૦-૫૦૦ વર્ષમાં કે તે અગાઉ કોઈ પણ વખતે જૈનસઘમાં આચરણા થઇ હોય તેનો આધાર રજુ કરવામા આવ્યો નથી માત્ર તે પુસ્તિકા વિગેરેમાં તત્ત્વતરંગિણી વિગેરેના ખરતરગચ્છની ચર્ચા પ્રસંગના કેટલાક ફકરાઓ રજુકરી નવીનરીતિ માટે શાસ્ત્રાધારો છે તેવો પ્રયત્ન સેવવામાં આવ્યો હતો આ સર્વ પ્રયત્ન અને પ્રચારથી શ્રદ્ધાળુ શ્રાવકવર્ગમાં દ્વૈધીભાવ અને શંકાએ પ્રવેશ કર્યો આથી સમાજની વિવેકી પુરૂષોને શાસનની છિન્નભિન્નતા દેખી ખુબજ દુઃખ થતું હતું પરતુ સૌ કોઇ કાલપરિણુતિની રાહ જોઇ રહ્યા હતા.

છેવટે સ. ૧૯૯૮માં વર્ષીતપના પારણા વખતે આવેલ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇએ આ મતભેદના નિકાલ માટે સક્રિય ભાગ લીધો તેમનો પ્રયત્ન સકળસંઘની શાતિ માટે સર્વ આચાર્યોથી સહમત નિર્ણય કરવાનો હતો પણ તે બન્યું નહિ એટલે પૂ આ સાગરાનદસૂરિજી મહારાજ અને પૂ આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજ બન્નેવચ્ચેના નિર્ણય માટે બન્નેને સહમત

*મુસદ્દાનામું-પંચાયતનામું ઘડયું અને તેને અનુસરી બન્ને આચાર્યોએ પોતાનું સમર્થન વિગેરે કર્યું

ચાલુ પ્રણાલિકા વિના મતભેદે સેંકડો વર્ષથી ગીતાર્થપુરૂષ આચરિત જીતાચાર હોવા સાથે અનેક શાસ્ત્રાધારથી પુષ્ટ છે તેની સિદ્ધિ કરતો પૂ. આ. સાગરાનંદસૂરિજીએ સ્વ પક્ષ રજુ કર્યો અને પૂ. આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ નવીન માન્યતાના સમર્થન રૂપ પોતાનો પક્ષ રજુ કર્યો

---

*** પર્વતિથિની આરાધનાને અંગે ચંડાંશુચંડુ પંચાંગમાં જ્યારે પર્વ કે પર્વાનન્તર પર્વની તિથિનો ક્ષય હોય કે વૃદ્ધિ હોય ત્યારે પર્વની તિથિના કે પર્વાનંતર પર્વની તિથિના ક્ષય કે વૃદ્ધિ બાબતમાં જૈન શાસ્ત્રના આધારે કઈ તિથિને પર્વતિથિ તરીકે કહેવી અને માનવી.**

આ મુસદ્દાને તા ૬-૧૨-૪૨ ના રોજ ઘડી પૂજ્ય બન્ને આચાર્યો અને શેઠશ્રી કસ્તુરભાઈ ત્રણે જણે સહમત થઇને ખુબ સમજુતી પૂર્વક ચર્ચાના બીજક તરીકે સ્વીકાર્યો હતો.

આ નક્કી થયેલ મુસદ્દાને અનુસરી ચર્ચાકાર બન્ને આચાર્યોને પોતાના મુદ્દા સૂચવતા પ્રશ્નો રજુ કરવાના હતા અને આ મુસદ્દાને અનુલક્ષી જજમેન્ટ આપનારે આપવાનુ અને લેનારે લેવાનુ હતુ. આ મુસદ્દાથી બન્નેને સહમત નીચેની વસ્તુઓ હતી.

**બન્ને આચાર્યોનાં સમ્મત સ્થાનો**

૧ પર્વતિથિની વ્યવસ્થા અંગે મતભેદ છે પણ તે સિવાયની બીજી તિથિમાં ક્ષયવૃદ્ધિ આવતી હોય તેમા અમારે મતભેદ નથી. (પર્વતિથિની આરાધનાને અંગે એ અક્ષરો હોવથી)

૨ 'ચડાંશુચડુ પચાગ' હાલ શ્રી જૈન તપાગચ્છમા પચાગ તરીકે ઉપયોગ લેવામાં અમે બન્ને સમ્મત છીએ. ('ચડાશુચડુ પંચાગમા જ્યારે પર્વ કે પર્વાનંતર પર્વતિથિનો ક્ષય હોય કે વૃદ્ધિ હોય ત્યારે' એ શબ્દો મુસદ્દામાં જણાવ્યા હોવાથી.)

૩ 'ચંડાશુચંડુ પંચાંગમા પર્વ (બીજ, પાચમ, આઠમ, અગીયારસ, ચૌદશ) અને પર્વાનન્તર પર્વનો (પુનમ અમાસ વિગેરેનો) પંચાગની ગણતરીની રીતિ મુજબ ક્ષય અને વૃદ્ધિ આવે તેમા અમે બન્ને સમ્મત છીએ. (પર્વ કે પર્વાનન્તરપર્વ તિથિનો ક્ષય કે વૃદ્ધિ હોય ત્યારે એવા શબ્દો મુસદ્દામાં મુકેલ હોવાથી)

૪ પર્વતિથિઓની પચાંગમા પચાંગની રીતિએ ક્ષય કે વૃદ્ધિ ભલે થતી હોય તો પણ નિયત પર્વતિથિઓને ઓછાવત્તા પ્રમાણે કહેવાનુ કે માનવાનુ અમે સ્વીકારતા નથી. ('પર્વની તિથિનો કે પર્વાન્તર પર્વતિથિનો ક્ષય કે વૃદ્ધિ બાબતમા **જૈનશાસ્ત્રના આધારે** કઇ તિથિને પર્વતિથિ તરીકે કહેવી ને માનવી' એ શબ્દો મુસદ્દામાં જણાવેલ હોવાથી.)

૫ એક દિવસે બે તિથિ કે પર્વતિથિ ન હોઈ શકે તેમા અમે બન્ને સહમત છીએ કારણકે ('કઈ તિથિને પર્વતિથિ કહેવી' તેમ મુસદ્દામા એકવચનનાન્ત પદ હોવાથી)

૬ પર્વતિથિની સજ્ઞા રાખવામા અને માનવામાં અમો બન્નેને **જૈનશાસ્ત્રાધાર** સમ્મત છે નહિ કે ચંડાશુચંડુ પચાંગમાં આવતો પર્વ કે પર્વાનન્તર પર્વ તિથિનો ક્ષય કે વૃદ્ધિ પ્રસગ કે કોઈ પણ પંચાગ યા જ્યોતિષની રીતિ ('જૈનશાસ્ત્રાધારે કઈ તિથિને પર્વતિથિતરીકે કહેવી અને માનવી' એ શબ્દો મુસદ્દામા જણાવેલા હોવાથી)

આ આચાર્યવિજયરામચંદ્રસૂરિ પ્રતિપાદિત નવી માન્યતા આચરણાના બળ રહિત હોવા સાથે શાસ્ત્રાધારથી પણ રહિત છે તે વસ્તુની સમજ આ પુસ્તકમાં આપેલ તેમના લખાણ અને ખંડનને બરાબર અવલોકવાથી સહેજે સમજાય તેમ છે છતાં ટુંકમાં અહિં જણાવીએ છીએ.

આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજે પોતાના પક્ષના સ્થાપન માટે ૨૫ મુદ્દા રજુ કર્યા છે અને તે ૨૫ મુદ્દાના સમર્થન માટે તેમણે કુલ એકના એક ફરી ફરી આવવા છતાં જુદા નામ તરીકે ઉલ્લેખીએ [1]તો ૩૧ આધારો રજુ કર્યા છે.

તેમજ તેમણે રજુ કરેલ ૨૫ મુદ્દામાં ૧૫-૨૪-૨૫ આ ત્રણ મુદ્દામાં મુદ્દલ શાસ્ત્રાધાર આપવામાં આવ્યો નથી. ૧૨ મા મુદ્દાને ૭-૮-૯ મા મુદ્દાના શાસ્ત્રાધારથી સમજી લેવાનું ૧૩ મા મુદ્દાને ચોથા મુદ્દાના આધારથી સમજી લેવાનું અને ૧૪-૧૬મા મુદ્દાને ૨ મુદ્દાના શાસ્ત્રાધારથી સમજી લેવાનું જણાવવામાં આવેલ છે. અર્થાત્ સાત મુદ્દાતો વિના શાસ્ત્રાધારે રજુ કરવામાં આવ્યા છે.

વાસ્તવિક રીતે આ. વિજયરામચંદ્રસૂરિજીએ રજુ કરેલ ૨૫ મુદ્દામાંથી બીજો, ચોથો અને પાંચમો મુદ્દો જ આ પર્વતિથિ નિર્ણયની વિવાદાસ્પદ વસ્તુમાં મહત્વનું સ્થાન ધરાવે છે. [2]બીજો મુદ્દો પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે ૧૫ ૦))ની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ કરી ૧૪-૧૫ ને જોડીયા પર્વ રાખી આરાધનારાઓને પર્વલોપ, મૃષાવાદ લાગે તે જણાવવા સાથે પોતાની માન્યતાના સમર્થન માટે રજુ કરવામાં આવ્યો છે [3]ચોથોમુદ્દો પર્વતિથિના ક્ષયે '**ક્ષયે પૂર્વા૦**'નો અર્થ

---

[1] ક્ષયે પૂર્વા૦ના પ્રઘોષને ૭-૮-૧૫-૧૬-૧૯-૨૩-૨૪ મા શાસ્ત્રાધાર તરીકે ઉલ્લેખ કરેલ છે. અને ૨-૩-૪-૬-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૭-૧૮-૨૫-૨૭ આ ચૌદ પાઠ તત્ત્વતરંગિણીમાથી લીધા છે. ૧-૫-૨૮-૨૯ આ ચાર પાઠ શ્રાદ્ધવિધિમાંથી લીધા છે. લૌકિક ટીપ્પણનો જૈન સંઘમા ઉપયોગ કરાય છે તે જણાવવા માટે વિચારામૃત સંગ્રહનો ૩૦ મો પાઠ અને ત્રણ ચોમાસા વિગેરે પર્વગણાય તે જણાવતો ધર્મસંગ્રહનો ૨૬ મો પાઠ આપેલ છે. તેમજ ૨૦-૨૧-૨૨-૩૧ મો પાઠ પ્રવચન પરીક્ષામાથી આપવામાં આવેલ છે.

[2] મુદ્દો ૧-૩-૯-૧૪-૧૫-૧૬-૨૪-૨૫ આ આઠ મુદ્દા બીજા મુદ્દાના સમર્થન માટે છે. આ રીતે નવ મુદ્દા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગની ચર્ચા કરનાર છે.

[3] મુદ્દા ૪-૫ના સંયુક્ત સમર્થન માટે મુદ્દો ૬ અને ૧૭ મો છે. ૧૩મો મુદ્દો ચોથા મુદ્દાના સમર્થન માટે છે. અને પાચમા મુદ્દાના સમર્થન માટે સાતમો, આઠમો અને બારમો મુદ્દો છે. આ રીતે "**क्षये पूर्वा तिथि कार्या, वृद्धौ कार्या तथोत्तरा**" આ પદની વ્યાખ્યા પોતાની રીતે નહિ કરી બીજના ક્ષયે એકમનો ક્ષય વિગેરે કરનાર મૃષાવાદાદિ

પોતે કરે છે તે બરાબર છે અને જે બીજા તે અર્થ કરે છે તે સંગત નથી. તે જણાવવા માટે છે અને પાંચમો મુદ્દો પર્વતિથિની વૃદ્ધિ પ્રસંગે 'वृद्धौ कार्या तथोत्तरा' એ પદનો અર્થ સંગત કરી બે સાતમ વિગેરે કરે છે તે ખોટું છે પણ અમે જે અર્થ કરીએ છીએ તે બરાબર છે તે જણાવવા માટે રજુ કરવામાં આવ્યો છે

પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ કરવાની પ્રાચીન શાસ્ત્રાનુલક્ષી પરંપરાનો વિરોધ આ. વિજયરામચંદ્રસૂરિજી કરે છે **તે વિરોધ અને પોતાની માન્યતા** શી રીતે છે તે વાત તેમણે બીજા મુદ્દામાં દર્શાવેલ છે

## મુદ્દો બીજો

"(૨) જે દિવસે જે પર્વતિથિ ઉદયતિથિરૂપે પ્રાપ્ત થતી હોય, તે દિવસે તે પર્વતિથિ ન મનાય તેમજ તે પર્વતિથિ એવા દિવસે મનાય કે જે દિવસે તે પર્વતિથિના ભોગવટાનો અંશજ ન હોય અગર ભોગવટાનો ભાગ હોય તો પણ તે સૂર્યોદય સ્પર્શ પૂર્વેનો ભોગવટો હોય, તો તેમ કરવાથી આરોપ, પર્વલોપ, મૃષાવાદ અને આજ્ઞાભંગાદિ દોષોના પાત્ર બનાય કે નહિ? (રા૦ પક્ષ પૃષ્ઠ ૪૪)

શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પ્રણાલિકાને અનુસરી પંન્યાસ રૂપવિજયજી ગણિવરે અને તેમના ઘણા વડવાઓએ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે તેરશની ક્ષયવૃદ્ધિ કરી છે તે નિર્વિવાદ છે. છતા આ તેરશની ક્ષયવૃદ્ધિ કરવાથી વિજયરામચંદ્રસૂરિ કહે છે તે મુજબ નહિ થતું હોવાથી આ મુદ્દામાં પ્રાચીન પ્રણાલિકાને અનુસરનાર વર્ગને **પર્વલોપી મૃષાવાદી અને આજ્ઞાભંગાદિ દોષોના પાત્ર** ઠરાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરવામાં આવ્યો છે આ વસ્તુનુ સ્પષ્ટીકરણ બીજા મુદ્દામા વિજયરામચંદ્રસૂરિ પોતાના શબ્દોમાં આ પ્રમાણે જણાવે છે.

"જે દિવસે જે પર્વતિથિ ઉદયતિથિરૂપે પ્રાપ્ત થતી હોય, તે દિવસે તે પર્વતિથિ ન મનાય તો અન્યતિથિને દીવસે તે પર્વતિથિને માનીને તે પર્વતિથિનુ અનુષ્ઠાન આચરાય તો પણ પર્વલોપના દોષને પાત્ર બનાય કારણકે-જે પર્વ જે તિથિમા નિયત હોય તે તિથિમા જ તે પર્વને માનવુ જોઈએ" (રા૦ પક્ષ પૃષ્ઠ ૪૬)

---

દોષોનો પાત્ર બને છે તે જણાવવા અને પોતાની રીતના અર્થની સિદ્ધિ કરવા આ વિ. ગમચદ્રસૂરિજીએ ૬-૭-૮-૧૨-૧૩-૧૭ રૂપ ૭ મુદ્દા ચોથા, પાચમા મુદ્દાની પૂર્તિમા રજુ કર્યા છે એમ "क्षये पूर्वा०" ની વ્યાખ્યા માટે આઠ મુદ્દા છે

મુદ્દો ૧૦-૧૧ વાર અને તિથિની સમજ માટે છે જેમા બન્ને આચાર્યોને મતભેદ નથી મુદ્દો ૨૨-૨૩ ચંડાશુચંડુપચાગ માનવુ જોઈએ તેને માટે છે. અને મુદ્દો ૧૮-૧૯-૨૦-૨૧ કલ્યાણક તિથિઓને પર્વતિથિ કહેવી કે નહિ? અને તે પર્વતિથિ મનાય તો તેમા "क्षये पूर्वा०"નો પ્રયોગ લાગે કે નહિ? તે જણાવવા માટે છે. આ રીતે આઠ મુદ્દા આ ત્રણ વિષયના છે. આ પ્રમાણે ૨૫ મુદ્દા ઉપસ્થિત કરવામા આવ્યા છે.

૧ અહિં વિજયરામચંદ્રસૂરિ કહે છે કે– પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસંગે તેરશની ક્ષયવૃદ્ધિ કરી ચૌદશ પૂનમ કરનાર પર્વલોપી છે ૨ બીજી વાત એ રજુ કરે છે– જે પર્વ જે તિથિમાં નિયત હોય તે તિથિમાજ તે પર્વને માનવું. પછી આગળ વિજયરામચંદ્રસૂરિજી આ પ્રમાણે જણાવે છે

"અહિં જો એમ કહેવાય કે–અમે અન્યતિથિની દિવસે પણ તે પર્વતિથિને માનીનેજ તેના પર્વનુ આરાધન કરીએ છીએ. તો એની સામે એમજ કહેવુ પડે કે–તમે પર્વાનુષ્ઠાન કરવા છતાં પણ પર્વલોપના દોષને પાત્ર બનવા સાથે મૃષાવાદી પણ બન્યા."

(રા૦ પૃ૦ ૪૭)

૩ અહિં વિજયરામચંદ્રસૂરિ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસગે તેરશની ક્ષયવૃદ્ધિ કરી ટીપ્પણાની તેરશને કે પ્રથમ પૂનમને ચૌદશના વ્યપદેશ પૂર્વક ચૌદશ કરનારને પર્વલોપી સાથે મૃષાવાદી કહે છે

પર્વલોપી, મૃષાવાદી અને આજ્ઞાભંગ કરનાર આ પ્રમાણેના ત્રણ વિશેષણ સેંકડો વર્ષથી આચરનાર વર્ગને બીજા મુદ્દામા જણાવ્યા મુજબ તેમણે તેમના વિવરણમાં પણ આપ્યાં છે. **એટલે આ મુદ્દામાં પ્રાચીન પરંપરા કે જેને સં. ૧૯૯૨ સુધી તેઓ અને તેમના વડીલો અનુસર્યા છે તે આ ત્રણ વિશેષણોને કઈ રીતે યોગ્ય છે તેને માટે શાસ્ત્રઆધાર આપવો જોઈએ.**

હવે આ મુદ્દા સબંધમાં પોતાની માન્યતા શી છે. તે વાત તેમણે નીચેના શબ્દોમાં જણાવી છે.

## આ. રામચંદ્રસૂરિજીની તિથિ માન્યતા

"આ મુદ્દાના સંબધમા અમારૂ મન્તવ્ય એવુ છે કે— જૈનશાસ્ત્રાધારો મુજબ ૧ જે દિવસે જે તિથિનો ભોગવટો સૂર્યોદયને સ્પર્શીને સમાપ્તિ પામતો હોય ૨ અગર સમાપ્તિને ન પામતો હોય તો પણ તે દિવસે તે તિથિ હોવાનુ માનવુ જ જોઇએ. ૩ આ ઉપરાંત જે દિવસે જે તિથિનો ભોગવટો સૂર્યોદયને સ્પર્શતો ન હોય અને તેમ છતાં પણ સમાપ્તિને પામતો હોય તો પણ તે દિવસે તે તિથિ હોવાનુ માનવુ જોઇએ" [રા.પક્ષ પૃ૪૫]

ઉપરના પેરેગ્રાફમા વિજયરામચંદ્રસૂરિજી તિથિની માન્યતા ત્રણ પ્રકારે દર્શાવે છે. ૧ વૃદ્ધિક્ષય પ્રસગ ન હોય ત્યારે બને છે તે–જે દિવસે જે તિથિનો ભોગવટો સૂર્યોદયને સ્પર્શીને સમાપ્તિ પામતો હોય તેને તિથિ કહે છે. ૨ વૃદ્ધિ પ્રસંગ હોય ત્યારે બને છે તે–જે દિવસે જે તિથિનો ભોગવટો સૂર્યોદયને સ્પર્શતો હોય પણ સમાપ્તિ તે દિવસે ન પામે તો પણ તેને તે તિથિ માનવી ૩ ક્ષય પ્રસંગ હોય ત્યારે બને છે તે–જે દીવસે જે તિથિનો ભોગવટો સૂર્યોદયને સ્પ-[શતો] ન હોય પણ સમાપ્તિને પામતો હોય તો પણ તે દિવસે તે તિથિ માનવી

આ પ્રકારની તિથિની માન્યતા તેમણે જે રજુ કરી છે તે માન્યતા જૈનશાસ્ત્ર મુજબ, જૈનેતર શાસ્ત્રમુજબ કે પંચાગની રીતિમુજબ પણ સંગત નથી.

કારણકે પૂ.આ વિજયરામચંદ્રસૂરિજી પોતાના પ્રથમ મુદ્દામાં શ્રાદ્ધવિધિનો તિથિ કોને કહેવાય તે પાઠ આપે છે તે આ પ્રમાણે છે.

'तिथिश्च प्रात प्रत्याख्यानवेलायां य स्यात् स प्रमाणं सूर्योदयानुसारेणैव लोकेऽपि दिवसादिव्यवहारात्" (અર્થ:) સવારે પચ્ચક્ખાણ વખતે જે તિથિ હોય તે દિવસે તે તિથિને પ્રમાણ કરવી લોકમાં પણ સૂર્યોદયને અનુસરીનેજ દિવસાદિનો વ્યવહાર થાય છે.

આ શ્રાદ્ધવિધિનો પાઠ સૂર્યોદય વખતે જે તિથિ હોય તે તિથિના નામે આખા દિવસનો વ્યવહાર કરવો અને લોકમાં પણ આ પ્રમાણે થાય છે અહિ શાસ્ત્રકારે તિથિનુ લક્ષણ સૂર્યોદયને અનુસરી આપ્યું. આ. વિજયરામચંદ્રસૂરિજીએ આ ત્રણ માન્યતા કયા શાસ્ત્રના આધારે રજુ કરી છે તે આધાર મુકવો જોઇએ પરંતુ આ બીજા મુદ્દાનાવિવરણમાં તેમણે જે પાઠ આપ્યા છે તેમાં આમાની કોઇપણ વાતની ગંધ કે ઇસારો નથી જે વસ્તુ શાસ્ત્રમાં નથી અને શાસ્ત્રથી વિપરીત છે તેને તેમણે સ્વયંસિદ્ધ જેવી રજુ કરી છે તે વ્યાજબી નથી.

" ધ્યાન એજ રાખવુ કે-પર્વારાધનને અંગે ૧ જે પર્વતિથિનો ભોગવટો જે દિવસે સમાપ્તિને પામતો હોય તેજ દીવસને તે પર્વતિથિના અગર પર્વતિથિઓના આરાધનને માટે ગ્રહણ કરી શકાય. ૨ જે દીવસે જે તિથિના ભોગવટાની સમાપ્તિ થતી હોય છે, તે દીવસના સૂર્યોદયની પૂર્વે તે તિથિનો ભોગ ગમે તેટલો હોય તો પણ તે પર્વારાધનમાં પ્રમાણિક ગણાતો નથી. અને તેથી જ તિથિ વૃદ્ધિના પ્રસંગમા વૃદ્ધિ તિથિના પ્રથમ અવયવસ્વરૂપ પ્રથમા તિથિને તે તિથિ તરીકે માનવા છતાં પણ પર્વારાધનમા ગ્રહણ કરાતી નથી".

[રા. પક્ષ પૃષ્ઠ ૪૬]

ઉપરના પેરેગ્રાફમાં તિથિની માન્યતા રજુ કર્યા બાદ પર્વારાધનની પોતાની મનઘડંત બે પ્રકારની વ્યવસ્થા જણાવી છે ૧ સૂર્યોદય કરતાં સમાપ્તિને મહત્વ આપી "જે પર્વતિથિનો ભોગવટો જે દિવસે સમાપ્તિ પામતો હોય તેજ દિવસને તે પર્વતિથિના અગર પર્વતિથિઓના આરાધના માટે ગ્રહણ કરી શકાય". જણાવી એક દીવસે એક કરતા વધુ તિથિનું આરાધન ભોગ સમાપ્તિને લઈને થાય તે માન્યતા રજુ કરી છે આ માન્યતાનું સાફલ્ય પૂનમ અમાસના ક્ષય પ્રસંગે ટિપ્પણાની ચૌદશે એકજ દિવસે ચૌદશ પૂનમનું આરાધન થાય તેને માટે છે ૨ બીજા પ્રકારની વ્યવસ્થા તેમણે પૂનમ અમાસની વૃદ્ધિએ ઉત્તર તિથિમા આરાધના કરાય તેને માટે ઘટાવી છે આ બે માન્યતા પર્વારાધનને અંગે રજુ કરી છે

**હવે આ બીજો મુદ્દો અને તેમણે રજુ કરેલ તેની વિગતમાં જણાવેલ ૧ તિથિસંજ્ઞા ૨ પર્વારાધન વ્યવસ્થા અને ૩ પ્રાચીન**

**પ્રણાલિકાને અનુસરનાર વર્ગને આપેલ પર્વલોપી વિગેરે વિશેષણો તેના આધાર રજુ કરી સિદ્ધ કરવું જોઈએ.**

તેમણે આ મુદ્દામા "क्षीणमपि०" "चतुर्दशी०" "ननु०" "उदयंमि०" આ ચાર શાસ્ત્રાધારો રજુ કર્યા છે. જે તેમણે બીજા મુદ્દામાં જણાવેલ વસ્તુને સિદ્ધ કરતા નથી.

**क्षीणमपि पाक्षिकं चतुर्दशीलक्षणं पूर्णिमायां प्रमाणं न कार्य तत्र तद्भोग-गन्धस्याप्यसंभवात्** ( तत्त्वतरंगिणी पृ० ३ )

ક્ષય પામેલી પણ પાક્ષિક ( ચતુર્દશી ) પૂનમને દિવસે પ્રમાણ ન કરવી ત્યાં પૂનમના દિવસે તે ચૌદશના ભોગની ગન્ધનો પણ અસંભવ હોવાથી

આ વચન તત્ત્વતરંગિણીકારે જે ખરતર ગચ્છવાળા આઠમના ક્ષયે સાતમે આઠમનો ભોગ હોવાથી આઠમ માની આઠમ કરે છે. અને ચૌદશના ક્ષયે તેરશે ચૌદશનો ભોગ હોવા છતાં તેરશે ચૌદશ ન કરતા પૂનમે ભોગગંધ નથી ત્યાં ચૌદશ કરે છે તે વ્યાજબી નથી એ માટે જણાવેલ છે. ખરીરીતે અહિં ગ્રન્થકાર ભોગને લઈને તિથિ નથી માનતા પણ ભોગને લઈને એક જગ્યાએ ખરતરગચ્છ માને છે અને બીજી જગ્યાએ ખસે છે તે અપ્રમાણિક છે તે બતાવ્યું છે.

આ. વિજયરામચંદ્રસૂરિજી આ પાઠ રજુ કરી પોતાના સમર્થનમાં જણાવે છે કે—

"ચતુર્દશી ઉદયતિથિ તરીકે પ્રાપ્ત થતી હોય તે છતા પણ તેને છોડીને પહેલી પૂનમ કે પહેલી અમાસે ચતુર્દશીને પ્રમાણ કરવાનું હોયજ શાનુ ? પહેલી પૂનમ કે પહેલી અમાસે પણ ચતુર્દશીના ભોગવટાની ગંધનો અસંભવ છે". [ રા. પક્ષ પૃ૦ ૫૦ ]

આ લખાણ પાઠ સાથે સંગત નથી. કારણ કે–તે પાઠમાં "**तद्भोगगन्ध-स्याप्यसंभवात्**" હેતુ ચૌદશના ક્ષયે પૂનમે પાક્ષિક કરનાર ખરતરગચ્છની અવ્યાજબી પદ્ધતિ માટે મુકાયેલ છે. તે હેતુને અહિં આ વિજયરામચંદ્રસૂરિજીએ પૂનમ અમાસની વૃદ્ધિએ તેરશની વૃદ્ધિ કરી પ્રથમ પૂર્ણિમાએ ચૌદશ કરી પાક્ષિક કરનાર તપાગચ્છની સેંકડો વર્ષની વ્યાજબી આચરણાને અપ્રમાણિક ઠરાવવા મુકે છે તે તદ્દન અવ્યાજબી છે '**तद्भोग०**' એ પદને હેતુ તરીકે ત્યારે મુકી શકાય કે– ગ્રંથકારે પોતાને માન્ય તરીકે 'ભોગગન્ધનો સંભવ ન હોય ત્યાં કોઇ પણ સંજોગોમાં તે તિથિનું કાર્ય ન થાય' તેમ જણાવ્યું હોય પણ ગ્રન્થકારને તેવી રીતની માન્યતા ઇષ્ટ નથી.

**આ રીતે અન્યગચ્છની ચર્ચા પ્રસંગની વાતને સંગત કર્યા વિના શાસ્ત્ર અને પરંપરા સિદ્ધ આચરણ પામતી તપાગચ્છની પદ્ધતિને દોષિત કરવી તે વ્યાજબી નથી. આ શાસ્ત્રાધારથી વિજય-**

**રામચંદ્રસૂરિજીએ બીજા મુદ્દામાં ઉપસ્થિત કરેલ તિથિની વ્યવસ્થા, આરાધનાની વ્યવસ્થા કે પ્રાચીન પ્રણાલિકાના દોષનું ઉદ્‌ભાવન એ ત્રણેમાંથી એકે સિદ્ધ થતું નથી.**

**चतुर्दशी पौर्णमासी चेत्युमे अप्याराध्यत्वेन सम्मतेस्तस्तद्यदि भवदुक्तरीतिराश्रीयत्ते तर्हि पौर्णमास्येवाराधिता चतुर्दश्याश्चाराधनं दत्तांजलीव भवेत्** (तत्त्वतरंगिणी पृ ५) જો ચૌદશ અને પૂનમ બન્નેય (ફરજીયાત પર્વતિથિરૂપ) આરાધ્યપણે સમ્મત છે તો પછી જો તમે કહેલી (ખરતરો ચૌદશના ક્ષયની વખતે પૂનમને દીવસે ચૌદશ કરે છે તે) રીતિ લેવામા આવે તો (તે દિવસની તિથિ પૂનમ તરીકે માનીને આરાધી છે માટે) પૂનમની તિથિનુજ આરાધન થયુ. પરતુ ચૌદશની આરાધનાને તો અજલી દીધા જેવુજ થાય.

ચૌદશના ક્ષયે તેરશે ચૌદશ કરવાને બદલે પૂનમે ચૌદશ ખરતરગચ્છવાળા કરતા હતા તેને માટે ત્યાં ગ્રથકારે જણાવ્યું કે ચૌદશ પૂનમ બન્ને આરાધવાની છે હવે જો તમે કહો તેમ પૂનમને દિવસે પૂનમ બોલી ચૌદશનું આરાધન કરવામાં આવે તો તેના (ચૌદશના) આરાધનને અંજલી દીધી કહેવાય. કારણ કે પર્વતિથિના વ્યપદેશ વિના તેનુ આરાધન ન થાય.

**આ પાઠનો આ. વિજયરામચંદ્રસૂરિ આ રીતે ઉપયોગ કરે છે**—"એથી પણ સિદ્ધ થાય છે કે ચતુર્દશી ઉદયતિથિ તરીકે પ્રાપ્ત થયેલી હોય તે છતાં તે દીવસે તેને ન મનાય તો અન્ય દીવસે તેનુ આરોપણ કરીને માનવા છતાં પણ ચતુર્દશીના આરાધનને અજલી દીધા જેવુજ થાય એમ નહિ પણ દત્તાજલિ કર્યાનુજ કહેવાય."

(આ. રા. પક્ષ પૃષ્ઠ ૫૩)

આ લખી પૂ આ રામચદ્રસૂરિજી જણાવે છે કે–પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ પ્રસગે તેરશની ક્ષયવૃદ્ધિ કરી ચૌદશની થતી આરાધના દત્તાંજલીરૂપ છે. (જે પ્રમાણેની આરાધના સ ૧૯૯૨ સુધી તેમણે અને તેમના ગુરૂ દાદા ગુરૂ આદિ વડીલોએ કરી છે) આ તેમનુ લખવું પણ બરાબર નથી કારણકે આ પાઠ ખરતરગચ્છવાળા ચૌદશના ક્ષયે પૂનમના દિવસે પૂનમના વ્યપદેશપૂર્વક પાક્ષિક કરતા હતા તેમને ઠપકા માટે મુકાયેલ છે.

ખરી રીતે આ પાઠ ચૌદશ પૂનમ બન્ને પર્વો ભિન્નભિન્ન આરાધ્યપણે રાખવાં તે જણાવે છે અને રામચંદ્રસૂરિજી પૂનમના ક્ષયે એક દિવસે બે પર્વની આરાધના કરે છે તેનો ઘાત કરનાર છે. તેમજ આ પાઠ ખરતરગચ્છની આઠમના ક્ષય પ્રસગની અને ચૌદશના ક્ષયપ્રસગની ભિન્નતાના વિરોધ માટે છે. અહિ ચાલુ પ્રણાલિકાની અસગતતા દેખાડવા માટે સ્પષ્ટ પાઠ હોય તો તેમણે રજુ કરવો જોઈએ પણ તેવા પાઠના અભાવે અપ્રાસગિક વસ્તુને રજુ કરી ભદ્રિક પુરૂષોને વ્યામોહમા નાખવા તે શાસન હિતકર નથી. આ

**રીતે બીજો પાઠ પણ તેમના બીજા મુદ્દામાં જણાવેલ વિગતને મુદ્દલ સમર્થન આપતો નથી.**

नन्वेवं पौर्णमासीक्षये भवतामपि का गतिरिति चेत् अहो विचारचातुरी यतस्तत्र चतुर्दश्यां द्वयोरपि विद्यमानत्वेन तस्या अप्याराधन जातमेवेति ( तत्त्वतरंगिणी पृ. ९)

આ પંક્તિઓ રજુ કરી જેઓ તેમને પૂનમના ક્ષયે ચૌદશના દીવસે ચૌદશપૂનમની ભેગી આરાધના કરી બાર પર્વતિથિઓને બદલે અગીઆર પર્વ તિથિ કરી બાર પર્વતિથિનુ ખંડન કરનાર કહે છે તેમને જણાવે છે કે-જુઓ ચૌદશપૂનમની બન્નેની આરાધના ચૌદશને દિવસે થાય તેમ શાસ્ત્રકાર મહારાજા કહે છે પણ આ વાસ્તવિક રીતે સત્યવસ્તુની પુરી સમજણ વિનાના લોકોને ભ્રમમાં નાખવાનું છે.

ખરતરગચ્છવાળા આઠમના ક્ષયે સાતમે ભોગબહુલતાને આધારે સાતમને દૂર કરી આઠમ માને છે, પરંતુ ચૌદશના ક્ષયે પૂનમે પૂનમની સંજ્ઞારાખી ચૌદશના સર્વકાર્યની આરાધના કરે છે તેથી ગ્રંથકાર તત્ત્વતરંગિણીકારે જણાવ્યું કે-ચૌદશની આરાધના કર્યા છતાં ચૌદશ નહિં માની હોવાથી તેનું આરાધન દત્તાંજલિ બનશે આથી પક્ખી એટલે ચૌદશના વ્યપદેશવિના પૂર્ણિમાએ આરાધન કરવાથી પક્ખી અનુષ્ઠાન રહેતું નથી આના પ્રત્યુત્તરમાં ખરતરગચ્છવાળાઓએ જવાબ આપ્યો કે-ભલે અમારે નામ ન રહેતું પરંતુ પૂનમના ક્ષય વખતે તમારે ચૌદશના દિવસે પક્ખીનુ નામ ક્યાં રહે છે. તપાગચ્છ પ્રત્યેનો આ પ્રશ્ન એ જણાવે છે કે-તે કાળે ચૌદશે તપાગચ્છવાળા ચૌદશ નહોતા કરતા પણ પૂનમ કરતા હતા. જેથી ખરતરગચ્છવાળાને પૂનમના ક્ષયે તમારે ચૌદશનું નામ ક્યાં રહે છે? એ પ્રશ્ન પુછવો પડયો આથી **સ્પષ્ટ છે કે તે કાળે પૂનમના ક્ષયે તેરશે ચૌદશ, અને ચૌદશે પૂનમ તપાગચ્છ કરતો હતો.**

આ વસ્તુનો વિચાર કર્યા વિના "द्वयोरपि विद्यमानत्वेन तस्याप्याराधनं जातमेवेति" એ પંક્તિઓ રજુ કરવામાં આવે છે તે બરાબર નથી. કારણકે જો તત્ત્વતરંગિણીકારને એક દીવસે બે તિથિનું આરાધન ઇષ્ટ હોત તો "उभयोरप्याराधनं जातमेवेति" એમ લખત. પરંતુ એમ નહિ લખતા "तस्याप्याराधनं जातमेव" એ જે ગ્રંથકારે લખ્યું છે તે ટીપ્પણાની ચૌદશે પૂનમનુ પણ વિદ્યમાનપણું છે તેથી ટીપ્પણાની ચૌદશે પૂનમના વ્યપદેશ પૂર્વક પૂનમનુ આરાધન થાય જ છે, આથી તમારો ઠપકો અમને લાગતો નથી.

તેમજ આ વિજયરામચંદ્રસૂરિજી જણાવે છે તે મુજબ પૂનમના ક્ષયે ચૌદશના દિવસે ચૌદશ પૂનમ બન્નેનો વ્યપદેશ થતો હોત તો "તમારે ચૌદશના

નામનો પણ સંભવજ નહિં રહે" એ પ્રશ્ન જ ઉપસ્થિત ન થાત. પરંતુ તે કાલે જૈન કે જૈનેતર કોઇપણ એક દિવસે બે નામનો વ્યપદેશ માનતું નહોતું જેથી જ આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો અને તપાગચ્છીય જૈન સમાજને અનુસરી ગ્રન્થકારે જવાબ આપ્યો કે-'અમારે તો પૂનમના ક્ષયે તેરશે ચૌદશની અને ચૌદશે પૂનમની વિદ્યમાનતા હોવાથી તેરશે ચૌદશ અને ચૌદશે પૂનમનો વ્યપદેશ અને આરાધના થાય છે.'

'उदयंमि' આ પાઠ બીજા મુદ્દામાં આપ્યો છે તે પણ અવળી રીતે રજુ કરાયેલ છે. કારણકે 'उदयमि' ગાથા એ ઉત્સર્ગ છે 'उदयंमि'નો અર્થ તો ત્યારે ઘટે કે પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગ ન હોય અને ઉદયતિથિ ન માનવામાં આવે. પણ પર્વક્ષયવૃદ્ધિરૂપ અપવાદ માર્ગમા આ વસ્તુ મુકવી તે વ્યાજબી નથી

**આ રીતે ચાર પાઠમાંથી એકેય પાઠ આ. વિજયરામચંદ્રસૂરિજીએ બીજા મુદ્દામાં ઉપસ્થિત કરેલ ૧ તેમની તિથિની માન્યતા ૨ આરાધનાની તેમણે રજુ કરેલ પદ્ધતિ કે ૩ શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પ્રણાલિકાને તેમણે આપેલા દુષણો. એ ત્રણેમાંથી એકપણ વસ્તુનું સમર્થન કરતો નથી. ખરીરીતે અહિં તેમણે સ્પષ્ટ પૂનમના ક્ષયે ચૌદશે ચૌદશ પૂનમનું આરાધન થાય એક દીવસે બે તિથિનો વ્યપદેશ થાય અને પૂનમના ક્ષય પ્રસંગે તેરશનો ક્ષય થાય છે તે બરાબર નથી, તેવો પાઠ રજુ કરવો જોઇએ. પણ તેમાંથી કાંઇ પણ રજુ કરવામાં આવ્યું નથી. ઉલટું પાઠના નામે પાઠમાં જે ન હોય તેવું લખવામાં આવ્યું છે.**

આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિ એ તેરશની ક્ષયવૃદ્ધિ કરી જોડીયાપર્વ રાખવાની રીતિના વિરોધ અને પોતાની માન્યતાના સમર્થન માટે બીજો મુદ્દો રજુ કર્યો છે અને તે બીજા મુદ્દાના પૂર્તિ માટે બીજા ૧-૩-૯-૪-૧૫-૧૬-૨૪-૨૫ મુદ્દા રજુ કર્યા છે તે મુદ્દામાં પણ શાસ્ત્રપાઠો કઈ રીતે છે તે તપાસીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે-એકેય શાસ્ત્રપાઠ ચાલુ પ્રણાલિકાનો વિરોધ કરતો નથી કે તેમણે રજુ કરેલ માન્યતાનુ સમર્થન કરતો નથી ખરી રીતે એમણે રજુ કરેલ પાઠ સંબંધ વિનાના અને અપ્રાસંગિક છે તે વસ્તુ તેનુ સ્થલ તપાસવાથી આપો આપ સમજાય તેમ છે

પહેલા મુદ્દામા 'પર્વતિથિઓની આરાધના માટે મળે ત્યાં સુધી ઉદયતિથિનેજ ગ્રહણ કરવાની જૈનશાસ્ત્રકાર પરમર્ષિઓની આજ્ઞા છે' આ પ્રમાણે લખી આ. વિજયરામચંદ્રસૂરિજી એ જણાવવા માગે છે કે-પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ પ્રાચીનપ્રણાલિકામા ઉદયતિથિનુ ગ્રહણ નહિ થતું હોવાથી તે બરાબર નથી. અને

તેને માટે 'तिथिश्च प्रात' प्रत्याख्यानवेलायां......पावे" સુધીનો પાઠ તેમના સમર્થનમાં રજુ કરવામાં આવ્યો છે. ખરી રીતે આ પાઠનું સાફલ્ય તો ત્યારે ગણાય કે ટીપ્પણામાં પૂનમ અમાસાદિ કોઇપણ પર્વની ક્ષયવૃદ્ધિ પ્રસંગ ન હોય અને ઉદયતિથિને ન માનવામાં આવતી હોય તો આ પાઠમા જણાવેલ આજ્ઞાભંગ, અનવસ્થા, મિથ્યાત્વ, વિરાધના વિગેરે દોષ લાગે અર્થાત્ તેમણે મુકેલ પાઠ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ ન હોય તેવા ઉત્સર્ગ પ્રસગ માટેનો છે. પર્વક્ષયવૃદ્ધિ પ્રસગે કેમ કરવુ તે રૂપ અપવાદ પ્રસગ માટે તેજ ગ્રથમા તે પાઠની આગળ "क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा"નો પાઠ છે. અને જે પાઠને અનુસરી શાસ્ત્રાનુસારી પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરશની ક્ષયવૃદ્ધિ થાય છે. પર્વક્ષયવૃદ્ધિ પ્રસંગરૂપ અપવાદ પ્રસંગે ઉત્સર્ગ રૂપ વચન રજુ કરવું અને તેજ ગ્રંથમાં રહેલ અપવાદની વ્યવસ્થાના શાસ્ત્રવચનને જતું કરી શાસ્ત્રપાઠ આગળ ધરવો તે સામાન્ય માણસને ભ્રમમાં નાંખવાના કારસ્થાનરૂપ છે. **એટલે પ્રથમમુદ્દામાં તેમણે પર્વક્ષય વૃદ્ધિ પ્રસંગે પણ ઉદયતિથિનેજ ગ્રહણ કરવી તેવો પાઠ રજુ કરવો જોઇતો હતો પણ તેવો પાઠ તેમાં નથી. તેથી પ્રથમ મુદ્દો નિરર્થક બને છે.**

ત્રીજા મુદ્દામાં 'આ પાઠથી પણ એજ સૂચિત થાય છે કે-પહેલી પૂનમ અગર પહેલી અમાસે ચૌદશ માનવી. ઔદયિક ચૌદશે કલ્પિતપણે બીજી તેરશમાનવી એ વિનષ્ટ કાર્યનું ભાવિકારણ માનવાના દોષને પાત્ર બનવાનું જ કાર્ય છે.' [રા૦ પૃષ્ઠ ૫૭] આ પ્રમાણે જણાવી આ વિજયરામચદ્રસૂરિજીએ जयविहु जिणसमयंमि. जगद्व्यवस्थाविप्लवः प्रसज्येतेति गाथार्थ પાઠ રજુ કર્યો છે

આ પાઠ તત્ત્વતરંગિણીમાં પૂ ઉપાધ્યાય શ્રીમદ્ ધર્મસાગરજી મહારાજે ખરતરગચ્છવાળાઓ ચૌદશના ક્ષયે તેરશે ચૌદશ કરવી જોઇએ છતાં પૂનમે ચૌદશ કરતા હતા તેની અસગતતા દેખાડવા માટે રજુ કર્યો છે આ પાઠ શાસ્ત્રાનુસારી પ્રાચીન પ્રણાલિકાને અનુસરનાર વર્ગ પ્રથમ પૂર્ણિમાએ કે પ્રથમ અમાવાસ્યાએ પૂનમ કે અમાસ માની ચતુર્દશી કરતો હોતતો કાર્ય કારણનું અસગતપણું થવાથી સફલ થાત, પણ તેઓ તો 'સૂર્યોદય વખતે અમુકઘડી આઠમ પછી નોમની ઘડીઓની શરૂઆત હોવા છતાં પૂર્વાચાર્યોની વ્યવસ્થાને અનુસરી આખો દિવસ આઠમ માની આઠમ પર્વ આરાધે છે તેવી રીતે પર્વના પરિસંખ્યાનને જાળવવા પૂર્વાચાર્યોની જણાવેલી પદ્ધતિમુજબ પ્રથમ પૂર્ણિમા કે અમાસને ફોક કરી તે દીવસને ચૌદશ બનાવી ચૌદશ કરે છે,

એટલે ત્રીજા મુદ્દામાં રજુકરેલ તત્ત્વતરંગિણીકારનો ખરતરગચ્છને ઠપકા માટે અપાયેલ પાઠ શાસ્ત્રાનુસારી પ્રણાલિકાને અનુસરનાર વર્ગની સામે ન ધરી શકાય. કારણકે અહિં તેનું સામ્યજ નથી. ખરતરગચ્છવાળા પૂનમને પૂનમ

માનીને ચૌદશનું આરાધન કરે છે અને અહિ પૂનમ કે અમાવાસ્યાની સંજ્ઞાનો અભાવ કરીને ચૌદશ બને છે હવે જો પ્રસંગ વિના આ પાઠને જ્યાં ત્યાં ઘટાવવામા આવે તો આઠમ પછી નોમની ઘડીમા પણ આઠમ માનવાની રીતિમા ઘટાવવો પડશે અને તેમ થતાં સર્વ અવ્યવસ્થા થશે

**આથી આ તીજા મુદ્દામાં વિનષ્ટ કાર્યના ભાવિકારણની વાત વસ્તુને સમજ્યા વિના લખવામાં આવી છે કારણકે એક દીવસે બે પર્વ કરનાર તેઓને કાર્યકારણભાવ બતાવવાનો રહેતો નથી.**

નવમા મુદ્દામા "આથી પૂનમ અમાસની વૃદ્ધિએ નપુસક એવી પ્રથમા પૂનમ અમાસે પાક્ષિક પર્વ અને ભા. શુ. ૫ની વૃદ્ધિએ નપુંસક એવી ભા શુ પ્રથમા પચમીએ સાંવત્સરિક પર્વ માનવા આરાધવાનુ આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીનું મતવ્ય શાસ્ત્રથી સર્વથા વિરુદ્ધજ પુરવાર થાય છે"

(૨। પક્ષ પૃ ૧૦૩)

આ પ્રમાણે જણાવી આ વિજયરામચદ્રસૂરિજી "वुड्ढे पढमोऽवयवो" પાઠ રજુ કરે છે. તે પાઠમા 'વૃદ્ધિતિથિમા પહેલી તિથિ તે તિથિથી અંકિત કાર્ય કરવા માટે નપુસક ગણવામાં આવી છે' હવે જો શાસ્રાનુસારી પ્રાચીન પ્રણાલિકાને અનુસરનાર વર્ગ પ્રથમ પૂનમે કે અમાવાસ્યાએ પૂનમ કે અમાવાસ્યાનુ કાર્ય કરે તો આ પાઠનું સાફલ્ય છે. પરતુ શાસ્ત્રાનુસારી પ્રણાલિકાને અનુસરનાર વર્ગ પ્રથમ પૂર્ણિમા કે અમાવસ્યાએ પૂનમ અમાસનું કાર્ય કરતો નથી પણ તે પ્રથમ પૂનમ કે અમાવાસ્યાને શાસ્ત્રની રીતિએ ચૌદશ બનાવી ચૌદશનુ કાર્ય કરે છે એટલે અહિં વિજયરામચદ્રસૂરિએ નપુંસક તિથિમાં કોઇ પર્વતિથિનું કાર્ય ન થાય તેનો આધાર રજુ કરવું જોઇએ. કારણ કે તે પાઠમા જણાવ્યું છે કે—

"तत्तन्नामाङ्कितकृत्येष्वेव प्रथमा तिथि प्रथमो मासो वा न समर्थः न पुनः सर्वेष्वपि कार्येपु" 'તે તે તિથિના નામથી અકિત કાર્યોમાં પ્રથમતિથિ અને પ્રથમ માસ સમર્થ નથી પરતુ સર્વ કાર્યમાં અસમર્થ નથી'

આથી જે પાઠ તેમણે રજુ કર્યો છે તે પાઠ પ્રથમાતિથિ તે તિથિથી અંકિત કાર્યના નિષેધ માટે છે પણ બીજા કાર્યના નિષેધ માટે નથી. નપુસક અપત્યજનમાં નિરર્થક છે છતા યુદ્ધાદિકકાર્યમાં નિરર્થક નથી હોતા તે વાત સર્વ પ્રસિદ્ધ છે આ ઉદાહરણને બદલે તેમણે 'જે નપુસક પોતાની સ્રીને..' વિગેરે લખ્યું છે તે ખુબજ હાસ્યાસ્પદ અને બુદ્ધિહીન છે.)

આ રીતે નવમા મુદ્દામાં રજુ કરેલ શાસ્રપાઠ શાસ્રાનુસારી પ્રાચીન પ્રણાલિકાનો મુદ્દલ વિરોધ કે રામચદ્રસૂરિજીની માન્યતાનું સમર્થન નથી કરતો.

ખરી રીતે અહિં તેમણે સ્પષ્ટ પાઠ રજુ કરવો જોઇએ કે "નપુંસક તિથિ કોઇ **પણ પર્વતિથિના કામમાં ઉપયુક્ત નજ બને"** પણ તેવુ ન રજુ કરતા જ્યાં ત્યાંથી સંગત વિના શાસ્રપાઠને નામે અસગત વસ્તુ રજુ કરી છે

જો નપુસકતિથિ કોઇપણ પવિત્ર કાર્યમાં કામ ન આવે એવો જ વિજય-રામચંદ્રસૂરિજીનો આગ્રહ હોય તો પર્યુષણામા ટીપ્પણાનુસાર એ અમાસ અને ભા. શુ. બીજ કે ત્રીજનો ક્ષય હોય તો વિજયરામચન્દ્રસૂરિજી પહેલી અમાવાસ્યાએ કલ્પધર જેવું પવિત્રકાર્ય આજ સુધી કરે છે તેનુ શુ થાય ? તે ખુબ જ વિચારવા યોગ્ય છે

ચૌદમા મુદ્દામા આચાર્ય વિજયરામચંદ્રસૂરિએ જણાવ્યુ છે કે—

'જે પર્વતિથિનો ક્ષય આવ્યો હોય તે પર્વતિથિની પૂર્વની તિથિ જો પર્વ-તિથિ હોય તો પૂર્વની તે પર્વતિથિના દીવસે બન્નેય પર્વતિથિઓના આરાધક બની શકાય અને એજ રીતિએ જે એક દીવસે જેટલા પર્વોનો યોગ થઈ જતો હોય તે સર્વ પર્વોના પણ તેજ એક દીવસે આરાધક બની શકાય.

( રા પક્ષ પૃ ૧૦૯ )

પરંતુ આ માટે તેમણે ૧ એક દિવસે એકથી વધુ પર્વોની આરાધના થાય અને ૨ પર્વતિથિનો ક્ષય આવ્યો હોય ત્યારે તેનાથી પૂર્વની પર્વતિથિએ બન્ને પર્વતિથિઓના આરાધક બની શકાય તેનો સ્પષ્ટ પાઠ, આધાર કે દલીલ રજુ કરવી જોઇએ પણ અહિં તેમણે મુદ્દલ શાસ્રપાઠ વિગેરે આપેલ નથી.

આ ચૌદમો મુદ્દો આચાર્યે વિજયરામચંદ્રસૂરિએ પૂર્ણિમાના ક્ષયે ચૌદશે ચૌદશ પૂનમ બે પર્વો કરે છે તેની સિદ્ધિ માટે રજુ કર્યો છે. ને જે મુખ્ય મતભેદરૂપ છે પરતુ તેને માટે સ્પષ્ટ કે અસ્પષ્ટ શબ્દોમાં પણ એકે આધાર રજુ કર્યો નથી.

પંદરમા મુદ્દામા આચાર્ય વિજયરામચદ્રસૂરિજીએ જણાવ્યુ છે કે—

" એક દિવસે બે પર્વતિથિઓ આવી જવા પામી હોય અગર એકથી વધુ પર્વોનો યોગ થઈ જવા પામ્યો હોય તો મુખ્ય પર્વના અનુષ્ઠાનમાં તેની અપેક્ષાએ ગૌણુ પર્વોનાં અનુષ્ઠાનોનો પણ સમાવેશ થઇજ જાય "

( રા. પૃ. ૧૧૦ )

આ લખી આ. વિજયરામચંદ્રસૂરિ પૂનમને ગૌણ અને ચૌદશને મુખ્ય પર્વ જણાવવા માગે છે અને પૂનમના ક્ષયે મુખ્ય ચૌદશમાં ગૌણ પૂનમ સમાઈ જાય છે તેમ કહેવા માગે છે પરતુ તેને માટે મુદ્દલ તે મુદ્દામાં સમર્થન આપનાર આધાર રજુ કરતા નથી.

અહિ સ્પષ્ટ શબ્દોમા પૂનમ ગાણ પર્વ છે અને તે મુખ્ય પર્વ ચૌદશમાં સમાઇ જાય છે તેવો આધાર રજુ કરવો જોઇએ અને પાક્ષિક પ્રતિક્રમણમા પાક્ષિકના પ્રાયશ્ચિત્તરૂપ બાર લોગસ્સનો કાઉસગ્ગ કર્યા છતા દૈવસિકના ચાર લોગસ્સ વિગેરે કરવા પડે છે. પરતુ મુખ્ય ગણાતા પાક્ષિકમા દૈવસિકનો સમાવેશ કરવામાં નથી આવતો તેનુ સમાધાન કરવુ જોઇએ

સોળમા મુદ્દામા આચાર્ય વિજયરામચદ્રસૂરિજી પૂર્ણિમાની ક્ષયવૃદ્ધિએ તેરસની વૃદ્ધિ કરી જોડીયા પર્વ રાખનાર પ્રાચીન શાસ્ત્રાનુલક્ષી પરપરા પ્રમાણુ વર્તનારાઓનો પ્રત્યાખ્યાનાદિ કષાયોમા આવી જનારા છે તેવુ નીચેના શબ્દોમાં જણાવે છે

"પદર રાત્રીદિવસ આદિના ઉલ્લઘનથી પ્રત્યાખ્યાનાવરણીયાદિ કષાયોમા આવી જવાનુ થતું હોવાથી પદર રાત્રિદીવસ આદિના ઉલ્લઘનને દોષપાત્ર ગણાય તે પણ સ્વાભાવિક છે"

આ સોળમા મુદ્દાની વાત માટે પણ તેમણે મુદ્દલ આધાર આપ્યો નથી અને તેમાં વસ્તુને અવળી રીતે રજુ કરી છે કારણ કે ૧૫–૧૨૦ અને ૩૬૦ દીવસનું કથન તિથિઓના નામથી અપેક્ષાએ છે વારની ગણત્રીથી નથી. પ્રાચીન પક્ષ તેરસ કે પૂનમ માની ચૌદશ આદિ કરતો નથી પણ ચૌદશ માનીને જ ચૌદશ કરે છે એટલે તેમને દીનગણત્રીમાં ફેર પડતો નથી.

ચૌવીશમા મુદ્દામા પ્રધાન અપ્રધાનની વાત રજુ કરી છે. પરંતુ ચૌદશ પ્રધાન પર્વતિથિ છે અને પૂનમ અપ્રધાન છે તે માટે કોઇ આધાર કે દલીલ આપવામા આવી નથી.

પચીસમા મુદ્દામા વિજયરામચદ્રસૂરિજી જણાવે છે કે "પૂર્ણિમાના ક્ષયે ચતુર્દશીએ જ ચતુર્દશી અને પૂર્ણિમા વિદ્યમાન હોય છે એટલે તે એકજ દીવસે બન્નેના આરાધક બનાય પૂર્ણિમાની યાત્રા તે દીવસે કરવી વ્યાજબી ગણાય"

(રા પૃ ૧૨૩)

આ લખી પૂર્ણિમા ક્ષયે કાર્તિક સુદ ૧૫ ની યાત્રા, ચૌમાસી ચૌદશના દીવસે થાય તેમ જણાવ્યુ છે પરતુ તેમ કરવાથી ચૌમાસી પ્રતિક્રમણ પહેલાં યાત્રા કરવી પડશે, ચૌમાસી પ્રતિક્રમણ પહેલા પૂર્ણિમાદિકના વિહાર વિગેરે સર્વ અવ્યવસ્થા થશે તેને માટે તેમણે મુદ્દલ વિચાર નથી કર્યો

આમ છતા તેમણે આ મુદ્દામા જણાવેલ વસ્તુના સમર્થન માટે ચૌમાસી ચૌદશ અને કાર્તિક પૂર્ણિમા એક દીવસે થાય. તેનો આધાર રજુ કરવો જોઇએ પણ મુદ્દલ આધાર આપવામા આવ્યો નથી.

આ રીતે પૂર્ણિમાની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિની પ્રાચીન પ્રણાલિકા વિરૂદ્ધ નવ મુદ્દા વિજયરામચન્દ્રમૂરિજીએ રજુ કર્યા છે પરંતુ એકે મુદ્દામાં પ્રાચીન પ્રણાલિકાની અસંગતતા, દોષ કે શાસ્ત્રથી વિરોધ બતાવી શક્યા નથી. તેમજ તેમણે રજુકરેલ નવીન માન્યતાના સમર્થનમાં સ્પષ્ટ એક પણ આધાર કે પરંપરાનો દાખલો આપી શક્યા નથી એટલુંજ નહિ પણ તેને સંગત કે વ્યવસ્થિત પણ કરી શક્યા નથી.

---

શાસ્ત્રાનુલક્ષી પરંપરા મુજબ ટીપણામા બીજ પાંચમ આઠમ અગિઆરસ અને ચૌદશની ક્ષયવૃદ્ધિ પ્રસંગે શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે એકમ ચોથ સાતમ દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ થાય છે કે જેને સં ૧૯૯૨ સુધી વિજયરામચન્દ્રસૂરિજીએ અને તેમના વડીલોએ આચરી છે. તેના વિરોધ માટે આ. વિજયરામચંદ્રસૂરિજીએ મુદ્દા ૪-૫ અને તેની પૂર્તિરૂપે મુદ્દા ૬-૭-૮-૧૨-૧૩-૧૭ કુલ આઠ મુદ્દા અને ૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૯-૨૦-૨૩-૨૪-૨૫ શાસ્ત્રપાઠ રજુ કર્યા છે.

મુદ્દો ચોથામા આચાર્યવિજય રામચન્દ્રસૂરિજીએ **क्षये पूर्वा तिथिः कार्या** અગર '**क्षये पूर्वा तिथिर्ग्राह्या**' શાસ્ત્ર વચનનો પોતાને સંમત અર્થ છે નીચેના શબ્દોમાં જણાવ્યો છે.

"આ મુદ્દાના સંબંધમા અમારૂં મન્તવ્ય એવું છે કે **क्षये पूर्वा तिथि कार्या** અગર **क्षये पूर्वा तिथिर्ग्राह्या** એ આજ્ઞા જે પર્વતિથિ ઉદયતિથિરૂપે પ્રાપ્ત થતીજ ન હોય તેવી પર્વતિથિની માન્યતા અને આરાધનાનો દીવસ નક્કી કરવાને માટે છે. પણ ક્ષીણ પર્વતિથિના ક્ષયના બદલામાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વે જે કોઈ પણ પહેલી અપર્વ તિથિ આવતી હોય તેનો ક્ષય કરવાને માટે નથી જ" [ આ રા. પક્ષ પૃ. ૭૯ ]

આમાં પરસ્પર અસંગતિ છે કારણકે આરાધનાનો દીવસ અને પર્વતિથિની માન્યતા નક્કી કરવી એ પર્વક્ષય પ્રસંગે અપર્વ ક્ષય કરવો જોઈએ તોજ તે બની શકે આથી પર્વતિથિની માન્યતા નક્કી કરવું કહેનારે પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે પર્વક્ષય પ્રસંગે પૂર્વ અપર્વ ક્ષય કરવો જોઇએ

પાંચમા મુદ્દામા આચાર્ય વિજય રામચન્દ્રસૂરિજીએ **वृद्धौ कार्या तथोत्तरा** અગર **वृद्धौ ग्राह्या तथोत्तरा** એ શાસ્ત્ર વચનનો પોતાને સંમત અર્થ આ પ્રમાણે જણાવ્યો છે

"આ મુદ્દા સંબંધમાં અમારૂં મન્તવ્ય એવું છે કે **वृद्धौ कार्या तथोत्तरा** અગર '**वृद्धौ ग्राह्या तथोत्तरा**' એ આજ્ઞા જે પર્વતિથિ બે સૂર્યોદયોને સ્પર્શ-

નારી બનીને બીજા સૂર્યોદયવાળા દીવસે સમાપ્તિને પામેલી હોય તે પર્વતિથિની આરાધના તે પર્વતિથિના બીજા સૂર્યોદયવાળા દીવસે નક્કી કરવાને માટેજ છે પણ વૃદ્ધા પર્વતિથિના બદલામાં તે વૃદ્ધા પર્વતિથિની પૂર્વે જે કોઈપણ પહેલી અપર્વતિથિ આવતી હોય તેની વૃદ્ધિ કરવાને માટે નથી જ"

( રા પક્ષ પૃષ્ઠ ૮૯ )

ચોથા પાંચમા મુદ્દામાં 'क्षये पूर्वा तिथि कार्या (तिथि ग्राह्या) वृद्धौ कार्या (ग्राह्या) तथोत्तरा' આ બે પદનો શાસ્ત્રાનુલક્ષી પરંપરામુજબ જે અર્થ થાય છે તે બરાબર નથી તે જણાવવા સાથે પોતાને સંમત આ૦ વિજયરામચંદ્રસૂરિએ બતાવવાનો પ્રયત્ન કર્યો છે

क्षये पूर्वा तिथि. कार्या० આ પદનો અર્થ જૈનસંઘ ટીપ્પણાની બીજ, પાંચમ, આઠમ વિગેરે પર્વક્ષયવૃદ્ધિપ્રસંગે પૂર્વ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવા પૂર્વકનો વિના મતભેદે સેંકડો વર્ષથી કરે છે.

## સં. ૧૯૯૨ માં વિજયરામચંદ્રસૂરિએ क्षये पूर्वा० ના અર્થમાં ભિન્નતા દર્શાવી પરંતુ તે પહેલાં તેનો અર્થ કેવી રીતે થતો હતો ?

"ઉમાસ્વાતિ વાચકનો પ્રઘોષ એવો સંભળાય છે કે क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा

(પર્વતિથિનો) ક્ષય હોય તો પહેલી (તિથિ પર્વ) તિથિ કરવી. અને વૃદ્ધિ હોય તો પછીની કરવી' મતલબ કે પાંચમનો ક્ષય હોવાથી ચોથનો ક્ષય કરવાનો પ્રસંગ આવે છે" (સં ૧૯૫૨ અષાડ વદી ૧૧ બુધવાર સચાજીવિજય)

આમા (પર્વતિથિનો) (તિથિપર્વ) આ શબ્દ જ અધ્યાહાર લીધા છે. અને તેજ પ્રમાણે પંડિતવર્ય તુલાકૃષ્ણઝા વિગેરે બ્રાહ્મણ પંડિતો ન્યાયની કોટિએ અધ્યાહાર લે છે

"क्षये पूर्वा० वृद्धौ उत्तरा० જ્યારે બાર પર્વતિથિ માંહેની કોઈપણ તિથિનો ક્ષય હોય ત્યારે તેની પૂર્વતિથિનો ક્ષય લખીએ છીએ અને વૃદ્ધિ હોય છે ત્યારે ઉત્તરતિથિને એટલે બીજા દીવસને તિથિ તરીકે માન્ય રાખીને પ્રથમનો દીવસ ત્યાગ અગાઉની તિથિમાં ભેળવીને આગલી તિથિનુ દ્વિત્વ-બેપણુ કરીએ છીએ" (સં. ૧૯૫૨ જૈન ધર્મ પ્રકાશ)

"क्षये पूर्वा तिथि कार्या' ક્ષયમા પૂર્વતિથિનુ ગ્રહણ કરવુ અર્થાત્ એકમનો ક્ષય માનવો." [ વિક્રમ સં ૧૯૮૦ વીરશાસન દીપોત્સવી અંક ]

"પર્વતિથિના ક્ષય વખતે પર્વની આનારાધ્ય તિથિનો જ ક્ષય કરાય અને તેની જગ્યાએ પર્વતિથિનેજ કાયમ કરાય છે."

[ પ્રવચન વર્ષ ૬ અંક ૧૨-૧૩-૧૪ પૃ ૧૦૭ ]

અર્થાત્ ઉપર મુજબ क्षये पूर्वा० આ પ્રઘોષને જૈનસંઘ ટીપ્પણામાં પર્વક્ષય હોય ત્યારે પર્વક્ષય હોવાથી પર્વતિથિ ક્ષીણ ન થવી જોઇએ તેમજ પર્વવૃદ્ધિ હોય ત્યારે બે પર્વ ન થવાં જોઈએ તે ઘટનાપૂર્વક પૂર્વ અપર્વક્ષય વૃદ્ધિ કરે છે.

હવે પૂ આ. વિજયરામચદ્રસૂરિએ પ્રતિપાદન કરેલ નવીન માન્યતામાં કોઈ શાસ્ત્રાધાર છે કે નહિ તે વિચારીએ.

क्षये पूर्वा० આ પ્રઘોષને તેમણે તેમના સમર્થનમા ૭-૮-૧૫-૧૬-૧૯-૨૩-૨૪ નબરના શાસ્ત્રાધારરૂપે રજુ કરેલ છે. પરતુ આ પદનો અર્થમાં જ મતભેદ છે એટલે તેની ઉપેક્ષા કરી આ પદના અર્થ સમર્થનમા તેમના બીજા શા આધારો છે તે જોઇએ.

अथ तिथीनां हानौ वृद्धौ ..इत्यभिप्रायेणोक्तत्वाद्वा સુધીના તત્ત્વતરંગિણીના સળગ લખાણમાંથી વચ્ચે વચ્ચે છોડી દઇ બાકીના લખાણને આ વિજયરામ-ચદ્રસૂરિએ ૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪ મા પાઠ તરીકે રજુ કર્યું છે

આ સર્વ પાઠ 'પર્વતિથિના ક્ષયે પૂર્વતિથિએ પર્વતિથિ કરવી' તે નિયમને અનુસરી આઠમના ક્ષયે સાતમે આઠમ કર્યા છતાં ચૌદશના ક્ષયે તેરસે ચૌદશ ન કરતાં પૂનમે ચૌદશ ખરતરગચ્છવાળા કરે છે તે ખોટુ છે તે જણાવવા માટે છે તેમણે રજુ કરેલ લખાણમા કોઇપણ ઠેકાણે વિજયરામચંદ્રસૂરિ કહે છે તે અર્થની સિદ્ધિ થતી નથી પરતુ તે રજુ કરેલ પાઠની વચ્ચે છોડી દીધેલા શબ્દોમાં શાસ્ત્રાનુલક્ષી પરપરા મુજબ પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વક્ષયવૃદ્ધિ કરવી તેનુ સમર્થન સારીરીતે મળે છે. કારણકે તેજ પાઠમા ટિપ્પણાની ચૌદશના ક્ષયે તેરસે 'तत्र त्रयोदशीव्यपदेशस्याऽप्यसंभवात्' તેરસના નામનો પણ સભવ નથી 'मुख्यतया चतुर्दश्या एव व्यपदेशो युक्तः' મુખ્યપણે ચૌદશનોજ વ્યપદેશ યુક્ત છે વિગેરે

**આથી શાસ્ત્રસિદ્ધ પરંપરાને તેમનાજ આધારો સમર્થન આપે છે તે વસ્તુ પાઠના અર્થથી સહેજે સમજાય તેમ છે**

'वृद्धौ कार्या तथोत्तरा' પદનો પોતાને સમત અર્થ રજુ કરવા તેમણે 'अथ वृद्धौ या तिथिराराध्या तामाह' આ પાઠ આપ્યો છે. અહિં 'आराध्या' એટલે આરાધવા યોગ્ય-પર્વતિથિ એવો અર્થ છે એટલે આઠમ આદિની વૃદ્ધિ હોય ત્યારે પર્વતિથિ કઇ ? તે જણાવ્યું. તેમજ 'संपूण्णत्ति अ काउं' આ પાઠ ખરતરગચ્છવાળા ભોગબહુલતાના હિસાબે પ્રથમા તિથિને પર્વતિથિ તરીકે સ્વીકારે છે તેની અસંગતતા દેખાડવા માટે છે આ. **વિજયરામચદ્રસૂરિજી કહે છે તે વસ્તુનું આમાં સુદ્દલ સમર્થન નથી.** કારણકે આ પાઠમા

આખી ચર્ચા પ્રથમાતિથિને પર્વતિથિ ન માનવી પણ બીજી તિથિનેજ પર્વતિથિ માનવી તેને માટે છે.

સૂર્યોદયને નહિ સ્પર્શવાથી ક્ષય અને બે વખત સ્પર્શવાથી તિથિની વૃદ્ધિ થાય છે આ સીધી વાતને ગુંચવણભરી રીતે મુદ્દા ૬ માં રજુ કરી તેના સમર્થનમાં नहि हीनत्वं नाम... .भण्यते' પાઠ રજુ કર્યો છે. આ પાઠમાં 'ભોગની અપેક્ષાએ તિથિનો નાશ ન કહેવાય' પરંતુ ઉદયના આધારે તિથિ માનનાર માટે તે તિથિનો ઉદય ન હોય તો તે દીવસે તે તિથિનો નાશ કહેવાય તે જણાવ્યું છે આ પાઠ ખરતરગચ્છવાળા ભોગને અને સંપૂર્ણતાને આધાર તરીકે લેતા હતા. તેવાઓને ક્ષીણ તિથિનો પણ ભોગ હોય અને સંપૂર્ણતા પણ હોય તેથી તેનો નાશ ન કહેવાય તે જણાવવા માટે મુકેલ છે. **આમાં પણ વિજયરામચંદ્રસૂરિજીની વાતનું સમર્થન નથી.**

મુદ્દા ૭-૮ માં માસવૃદ્ધિ સાથે તિથિવૃદ્ધિની સરખામણી કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે પણ તે બરાબર નથી કારણકે 'क्षये पूर्वा०' વિગેરે વચનો તિથિ માટે છે. માસ માટે નથી. આથી આ મુદ્દાથી કોઇ જાતનો અર્થ સરતો નથી.

મુદ્દા ૧૨-૧૩ મામાં મુદ્દલ શાસ્ત્રાધાર નથી માત્ર જણાવી દીધું કે શાસ્ત્રાનુલક્ષી પરંપરા પ્રમાણે કરવામાં વિરાધના અને મૃષાવાદાદિ દોષો લાગે. **પૂર્વાચાર્યોએ આચરેલ આચરણાને મૃષાવાદાદિ દોષયુક્ત કહેવી તે** ખૂબજ અજ્ઞાનમૂલક છે

સત્તરમા મુદ્દામાં સમાપ્તિને આગળ ધરી अथ तिथीनां . स्वीकार्यः પાઠ રજુ કર્યો છે તે બરાબર નથી કારણકે આ પાઠ ખરતરગચ્છવાળા ચૌદશના ક્ષયે પૂનમે ચૌદશ માને છે તેના નિષેધ માટે છે. તેમજ વૃદ્ધિતિથિમાં પહેલી તિથિને ખરતરગચ્છવાળા માને છે તેના નિષેધ માટે છે. ખરતરગચ્છવાળાઓને નિરૂત્તર કરવા તેમની સંમત વસ્તુ રજુ કરી તેની અસંગતતા દેખાડવા સમાપ્તિવાળા ઉદયની વાત રજુ કરવામાં આવી છે.

મુદ્દા ૧૦-૧૧ વાર અને તિથિની સમજ માટેના છે તેમાં ખાસ મહત્ત્વનો મતભેદ નથી મુદ્દા ૨૨-૨૩ લૌકિક પચાંગ મનાય છે તે માટે રજુ કરવામાં અવ્યા છે તેમાં પણ ખાસ મહત્ત્વ નથી કારણકે પર્વતિથિના નિર્ણયમાટે જૈન શાસ્ત્ર વિહિત સંસ્કાર પૂર્વકજ ચાંડાંશુચંડુ જૈન સંઘ માને છે તે સુવિહિત છે. કલ્યાણક અંગે મુદ્દા ૧૮-૧૯-૨૦ ઉલ્ટી રીતે રજુ કરવામાં આવ્યા છે. કલ્યાણક તિથિઓ પર્વતિથિ છે પણ ફરજીયાત પર્વતિથિ નથી અને તેમાં ષડ્પર્વીમાં જેમ 'क्षये पूर्वा०' નો સંસ્કાર થાય છે તે થતો નથી આમછતાં કલ્યાણકમાં ષડ્પર્વીની સાફક 'क्षये पूर्वा०' નો સંસ્કાર કરવો જોઇએ તેવો આગ્રહ હોય

તો તે માટે શાસ્ત્રવચન રજુ કરવું જોઇએ પૂર્ણિમા અને કલ્યાણક તિથિમા સમાનતા છે તે પર્વતિથિપણાને લઈને છે પણ ફરજીયાત પર્વતિથિપણાને લઈને તો તેમાં અસમાનતા છે.

આયુષ્યબંધનું અને ઉદયતિથિનું બ્હાનું આગળ ધરીને લોકને આ નવા તિથિમતની પ્રરૂપણાથી મુંઝવવામાં આવે છે પણ તે અયોગ્ય છે. કારણકે પર્વતિથિએ આયુષ્યબંધનો ઉલ્લેખ પ્રાયિક છે. તેમજ આયુષ્યબંધની ઘટના આજની પર્વ-તિથિએ ઘટી શકતી નથી કેમકે આયુષ્યનો બંધ ત્રીજે ભાગે થાય છે ક્ષીણ વૃદ્ધિતિથિમાં ત્રીજો ભાગ પૂર્ણપણે સચવાતો નથી. આજે કોઈપણ રીતે આપણે કહી શકીએ તેમ નથી કે પ્રાચીનશાસ્ત્ર વિહિત અષ્ટમી આદિ તિથિએજ આજના લૌકિક ટિપ્પણાની પર્વતિથિ આવશે. આથી આજે આયુષ્યબંધના બ્હાના તળે ભદ્રિક માણસોને ખોટી રીતે જે આ વિજયરામચંદ્રસૂરિ તરફથી ભોળવવામાં આવે છે તે કોઇપણ રીતે વ્યાજબી કે યોગ્ય નથી

આ રીતે આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ પોતાના પચ્ચીસ મુદ્દા અને શાસ્ત્રપાઠોમાં એક પણ શાસ્ત્રપાઠ એવો રજુ કર્યો નથી કે 'એક દીવસે બે પર્વારાધન થાય,' 'એક દીવસે બે તિથિ વ્યપદેશ થાય.' **આથી શાસ્ત્રવિહિત પરંપરામાં તેમણે સૂચવેલો ફેરફાર જૈન શાસનને ખુબ જ નુકશાનકર્તા છે.**

( ૨ )

શાસ્ત્રાનુલક્ષી પરંપરાના સમર્થનમાં સાડાત્રણસો વર્ષની આચારણાના આધારો ઉપરાંત ઘણા ગ્રંથોના આધારો પણ પર્વતિથિની ક્ષયવૃદ્ધિ ન થાય અને બારે પર્વ અખંડ રહેવાં જોઈએ તેને જણાવનારા છે **નીચેના પાઠો પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ અપર્વતિથિની ક્ષયવૃદ્ધિ કરવી તેને જણાવે છે.**

૧ આચાર પ્રકલ્પ ચૂર્ણિ, આચારદશાચૂર્ણિ પાઠ ૧૧-૧૨

૨ શ્રી તત્ત્વતરંગિણી પાઠ ૧૩

૩ હીરપ્રશ્ન. પાઠ ૧૪

૪ દેવસુર પટ્ટક પાઠ ૧૫-૧૭

૫ પં દીપવિજયજીનો કાગળ

૬ પં. રૂપવિજયજીનો કાગળ

૭ તિથિવૃદ્ધિ ક્ષય પ્રદીપ ગ્રંથના અનેક આધારો

ઉપરના પાઠો સ્પષ્ટપણે પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વઅપર્વતિથિના ક્ષયવૃદ્ધિને જણાવે છે.

નીચેના પાઠો ચૌદશ પૂનમની આરાધના સંલગ્ન થવી જોઈએ, વચ્ચે આંતરૂં ન જોઈએ તેમજ એક દીવસે બે પર્વનું આરાધન ન કરતા જુદા જુદા બે દીવસો દ્વારા તેનું આરાધન થવુ જોઇએ તેને જણાવે છે. (આ પાઠો એટલા માટે રજુ કરવામાં આવ્યા છે કે- પૂનમ અમાસના ક્ષયે ચઉદસના એક દીવસમાં બન્ને પર્વની આરાધના થઈ જાય તથા પૂનમ અમાસની વૃદ્ધિએ ચઉદસ કર્યા પછી ટિપ્પણાની પ્રથમ પૂનમ ખાલી રાખી બીજી પૂનમ કે અમાસે પૂનમ અમાવાસ્યા થાય તેમ આ. રામચંદ્રસૂરિજી શાસ્ત્ર અને પરંપરા વિરૂદ્ધ જણાવે છે તેના નિરસન માટે છે )

૧ સેનપ્રશ્ન પત્ર ૧૦૫ પાઠ ૧૯
૨ આચારમય સમાચારી પાઠ ૨૦
૩ પ્રવચન સારોદ્ધાર.
૪ તિથિક્ષયવૃદ્ધિ પ્રદીપમા જણાવેલા અનેક આધારો
૫ શાસ્ત્રીય પુરાવાના થોકબંધ આધારો.

આ ગ્રંથો ચઉદસ પૂનમ કે અમાવાસ્યાએ બે ઉપવાસ સળંગ કરવા જોઇએ અને અશક્તિએ એક ઉપવાસ અને આયંબિલ કે નીવિ કરવું જોઈએ તેમ જણાવે છે. આથી જો પર્વતિથિની ક્ષયવૃદ્ધિએ તેની ક્ષયવૃદ્ધિ કાયમ રહેતી હોત તો આવા શાસ્ત્રના ઉલ્લેખો ન હોત

ટિપ્પણામા પર્વતિથિનો ક્ષય હોય ત્યારે ઉદયવાળી તિથિ ન મળે માટે તે ક્ષીણ પર્વતિથિને પૂર્વ દીવસે પર્વ બનાવી પર્વતિથિને ઉદયવાળી રાખવી તથા વૃદ્ધિ તિથિ વખતે બીજી તિથિજ પર્વતિથિ કહેવાય તેને જણાવનારા પાઠો નીચે પ્રમાણે છે.

૧ ઉત્સૂત્ર ખંડન. ૨ વિચારસાર પ્રકરણ. ૩ હીરપ્રશ્ન. ૪ સેનપ્રશ્ન વિગેરે

**શાસ્ત્રાનુલક્ષી પ્રાચીન પરંપરાના સમર્થક સ્પષ્ટ શાસ્ત્રપાઠો અનેક ઉપલબ્ધ થાય છે. આથી શાસ્ત્ર અને પરંપરા બન્ને રીતે પર્વક્ષયવૃદ્ધિએ પૂર્વ અપર્વક્ષયવૃદ્ધિ કરનારી પરંપરા સત્ય છે.**

આ સર્વ શાસ્ત્ર પાઠોનુ વિસ્તૃત વર્ણન આ ગ્રંથમાં હોવાથી તેનું વધુ વિવેચન અહિં નહિં કરતાં વાચકોને ગ્રંથ વાંચવાની ભલામણ કરી વિરમીએ છીએ

**શાસ્ત્રાનુલક્ષી પરંપરાના સમર્થક અનેક શાસ્ત્રાધારો હોવા છતાં શ્રી વૈદ્યનો નિર્ણય વિરૂદ્ધ કેમ ?**

પ્રાચીન પરંપરાને સમર્થન આપનાર અનેક આધારો અને અકાટ્ય દલીલો પૂ. આ સાગરાનંદસૂરીશ્વરજીના લખાણમાં છે તે આધારો કે દલીલોનો મુદ્દલ વિચાર શ્રીવૈદ્યના નિર્ણયમા નથી તેમજ આ વિજયરામચંદ્રસૂરિ સંમત માન્યતાના કહેવાતા આધારોની રજુઆત કે વિચારણા પણ નિર્ણયમાં રજુ કરવામાં આવી નથી. આથી બન્ને આચાર્યોએ રજુ કરેલ આધારોની બાબતોનો ખ્યાલ વાચકને મળવો જોઇએ તે નિર્ણયમાંથી મળી શકતો નથી

નિર્ણયના વાંચકને આખો નિર્ણય વાચતાં આ મધ્યસ્થનો નિર્ણય છે તેના ખ્યાલ કરતા આ. વિજયરામચંદ્રસૂરિજી સમર્થક (વકીલ)ની આ દલીલો છે તેવો વધુ ખ્યાલ આવે તેમ છે. અને આ ખ્યાલ આ પુસ્તકમા રજુકરેલ પરિશિષ્ટ નં. ૧-૨-૩-૪-૫-૬ સારીરીતે સમર્થન આપે છે.

શ્રી વૈદ્યના નિર્ણયથી તત્ત્વજિજ્ઞાસુની સાચી જિજ્ઞાસાનુ સમાધાન નહિ થતુ હોવાથી જિજ્ઞાસુ વાંચક માટે બન્નેના શાસ્ત્રાધારોનુ મનનં અને પરિશીલન ખુબજ આવશ્યક બને છે આથી બન્ને આચાર્યોએ રજુ કરેલા આધારો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે તે અવગાહી મતભેદની બલાબલતા સમજી નિર્ણય ઉપર આવવું સુજ્ઞ વાંચક માટે વધુ શ્રેયસ્કર છે.

આ પ્રાક્ કથન ખુબજ સમતોલચિત્તે લખવાનો પ્રયત્ન કર્યો છે છતા કોઈપણ જાતની સમજફેર દૃષ્ટિ દોષ કે સ્ખલના થઇ હોય તે બદલ વાચકો સમક્ષ ભૂલોની સુધારણાની કબુલાત પૂર્વક ક્ષમા યાચું છું.

આ પ્રાક્કથન લખતા પહેલા બન્ને પક્ષના સાહિત્યની તે તે દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કર્યો છે તેમાં પ્રાચીન પ્રણાલિકા પૂર્વાચાર્યોથી આચરિત હોવા સાથે શાસ્ત્ર અને સંકલનાથી સુવ્યવસ્થિત છે એમ છેવટ સુધી સમજાયુ છે

તા. ૧૫-૩-૪૫ પં. મફતલાલ ઝવેરચંદ
ખેતરપાળની પોળ અમદાવાદ

---

## તિથિચર્ચા અંગે શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઈ દ્વારા થયેલ કરારો

(૧)

પાલીતાણા, તા. ૧૯-૪-૧૯૪૨ વૈશાખ શુદિ ૪ રવિવાર.

શ્રી સકલસંઘની તિથિચર્ચા સંબંધી મતભેદની શાંતિને માટે નિર્ણય મેળવવાને સારૂ શેઠ કસ્તુરભાઇ લાલભાઈ જે ત્રણ મધ્યસ્થોનાં નામો લાવે તેમાંથી અમારે બંનેએ 'આચાર્ય શ્રી સાગરાનંદસૂરિ તથા આચાર્ય શ્રીવિજયરામચંદ્રસૂરિએ' બે નામોની પસંદગી કરવી, એમાં જે એક નામ બનેને સમત આવે તેને સરપંચ નીમી તે બને પક્ષોના મંતવ્યોને સાંભળીને જે નિર્ણય આપે તે અમારે બંનેએ કબૂલ રાખી તે મુજબ વર્તવું. આ મુજબ વર્તવાનુ બંધન બંનેના શિષ્ય સમુદાયને મંજુર રહેશે.

વિજયરામચંદ્રસૂરિ દ: પોતે આનન્દસાગર દઃ પોતે.

(૨)

લવાદનામુ (પૃ૦ ૨)

(૩)

મૌખિક પૃચ્છાને અંતે થયેલ ઠરાવ. (પરિશિષ્ટ ૧ પૃ૦ ૧૪)

## પરિશિષ્ટ ૧

# *ડૉ. પી. એલ. વૈદ્ય સમક્ષ થયેલ મૌખિક પૃચ્છા

### પહેલો દિવસ.

સ્થળ પાલીતાણા ઠે. મોદીનો બગલો. ટાઈમ બપોરના નવા ચાર વાગે શરૂ સં. ૧૯૯૯ મહા વદિ અમાવાસ્યા.

નોંધકાર:-પૂ. પં. શ્રીચંદ્રસાગરજી મહારાજ.

---

સરપંચ તરીકે પી એલ. વૈદ્યને સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઈ લાવ્યા હતા. શરૂઆતમાં તેમની ઓળખાણુ માટે તેઓશ્રીએ તેમના પ્રકાશન કરેલા ગ્રંથોનુ હેન્ડબીલ મને (ચંદ્રસાગરજીને) અને શ્રીચારિત્રવિજયજીને દેખાડવામાં આવ્યું હતુ ત્યારપછી વિચાર વિનિમય શરૂ થયો.

વિચાર વિનિમય શરૂ થયા પહેલાં સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઈએ પોતાના વિચારો અને અનુભવ જે શબ્દોમાં પ્રગટ કર્યા હતા તે શબ્દોનો ભાવાર્થ નીચે મુજબ હતો.

સરપંચ લાવવાનું જે કામ મને સુપ્રત કર્યું હતું તે મુજબ સરપંચ લાવેલ છું. સરપચની ઓળખાણ કરાવતાં મારે જણાવવું જોઈએ કે જૈનદર્શનના દશ ગ્રથોના સપાદનનું કાર્ય તેઓએ કરેલુ છે. જૈનદર્શનના શાસ્ત્રોનો સામાન્યત: પરિચય છે એ મેં બીજાઓના સસર્ગથી જાણેલું છે. વિશેષમાં મે તેમને તિથિનો નિર્ણય લાવવા કહ્યુ છે

વિશેષમાં શરૂઆતમાં આપ બને આચાર્યોને ભેગા કર્યા પછી કઈ રીતે શાસ્ત્રાર્થ કરવો તે કાર્ય તમે બનેએ પરસ્પર મળીને કરી લેવાનુ છે, અને એ વાત પ્રથમથી નક્કી થયેલ હોવાથી લેવડદેવડ સંબંધીની મારી જવાબદારીમાંથી હવે હું મુક્ત થએલ છુ. વિશેષમાં એક વાત મારે સ્પષ્ટ રીતે જણાવવી જોઈએ કે પચીસ વર્ષથી જાહેર જીવનમાં આવ્યા પછી હું પક્ષપાત કરૂં છુ એવું મારેમાટે કોઈ કહી શકે તેમ નથી, તેમ આક્ષેપ પણ કરી શકે તેમ નથી, છતાં મારા ઉપર શ્રીરામચંદ્રસૂરિજીએ પ્રતિવાદનો પ્રતિવાદ મોકલવા સંબધી દબાણ કરવાપૂર્વક પત્રાદિદ્વારાએ ભલામણ કરવી તેમજ તમે કબુલ કરેલ છે એ યાદ દેવરાવવા પૂર્વક કહેવું તે તદ્દન અનુચિતજ છે કારણકે હું આ વિષયમાં કંઈ પણ નોંધ રાખતો નથી અને રાખવાનો નથી છતાં આ આક્ષેપ અસ્થાને

---

* ડૉ પી એલ વૈદ્ય સમક્ષ બન્ને આચાર્યોની પૃચ્છા થઈ તે વખતે હાજર રહેલ પૂ પ. ચંદ્રસાગરજી મહારાજે જે ઉતારેલ તે મુજબ અક્ષરશ: તેમની નોંધ પ્રમાણે આપેલ છે

છે. વિશેષમાં પ્રતિવાદનો પ્રતિવાદ મોકલવા સંબંધી મેં કબુલેલું હોય એવું મને સ્મરણ નથી (પૂજ્યશ્રીની સામે જોતાં કસ્તુરભાઈની વાતમાં પૂજ્યશ્રી સમ્મત છે એવું ઈંગિતાકારથી જાણવામાં આવ્યું હતું) વિશેષમાં અત્ર બીરાજમાન સરપંચને પ્રતિવાદનો પ્રતિવાદ મોકલવા સંબધી પૂછેલ તે અવસરે તેઓએ પણ નહિં મોકલવા સુચવેલ તેથી પણ મેં મોકલેલ નથી, આમ છતાં તે વાતની ફરીથી દબાણ પૂર્વકની માગણી ચાલુ રહી ત્યારે ફરીથી શ્રી વૈદ્યને પૂછવામાં આવ્યું તો તેઓએ જણાવ્યું કે પ્રતિવાદના પ્રતિવાદમાં મુખ્યતયા શાસ્ત્રના આધારો છે અને તે સર્વમાન્ય છે. છતા જોવા હોય તો મારી ના નથી શ્રી. વૈદ્યે પૂજ્યશ્રીને પૂછ્યું તો તેઓશ્રીએ જણાવ્યું કે મને વાંધો નથી પરંતુ પ્રતિવાદનો પ્રતિવાદ માંગી શકાય નહિ અને આપી શકાય નહિ

વૈદ્ય—પ્રતિવાદનો પ્રતિવાદ તેઓ માંગે જ છે તો પછી તમે પણ લઈ જઇ શકો છો.

પૂજ્ય—મારે જરૂર નથી.

કસ્તુરભાઈ—(પૂ. પ્રત્યે) આપશ્રીને જરૂર ન હોય તો પછી બધા સાધનોથી ભરપુર પેટી એમને લઇ જવા દ્યો શું થાય?

પૂજ્યશ્રીએ અનુચિત થતું જોઈ મૌન પકડયુ છતા તે દિવસે ચર્ચા બંધ થતી વખતે રામવિ૦ પેટી ઉપડાવી સાથે લઈ ગયા.

વૈદ્ય—આપ બને આચાર્યો તપાગચ્છની માન્યતાવાળા છો?

પૂજ્ય—હા. રામવિ૦—હા.

વૈદ્ય—વર્તમાનમાં તપગચ્છની શાખાઓ કેટલી?

પૂજ્ય—મૂખ્યતાએ બે શાખાઓ છે. એક આણસુર તપાગચ્છ અને બીજી દેવસુર તપાગચ્છ. વર્તમાનકાળમાં તપાગચ્છનો સકળ સમુદાય દેવસુર ગચ્છની માન્યતાવાળો છે આણસૂર ગચ્છની પરંપરાને અનુસરનારા સંતાનીયા નથી.

રામવિ૦—તપગચ્છની ત્રણ શાખા છે. આણસૂર, દેવસૂર અને સાગર

વૈદ્ય—એ ત્રણમાં તમે કઈ શાખામાં?

રામવિ૦—અમે પોતે તો દેવસુરગચ્છની માન્યતાને અનુસરનારા છીએ.

પૂજ્ય—રામવિ૦એ ત્રણ શાખા જણાવી તે ઉચિત નથી, પરંતુ દેવસુર તપગચ્છની શાખાને અનુસરનારી સાગરશાખા છે અર્થાત્ આણસુર શાખામાં કોઇ સંવેગી વર્ગ નથી અને સાગરની શાખા શ્રી દેવસૂરિજીની સમાચારીવાળી છે. એટલે વર્તમાનમાં આખા તપગચ્છમા માત્ર દેવસૂરિની સમાચારી છે મુખ્યતાએ તો એજ શાખા છે

વૈદ્ય—'क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा' એ બે પદની શરૂઆત કરનાર કોણ?

પૂજ્ય—પૂર્વધર ભગવાન્ શ્રીઉમાસ્વાતિ વાચકવર્યજી.

વૈદ્ય—ઉપરના બે પદનો આધાર મુખ્યત્વે કયા શાસ્ત્રમાં પ્રથમ શરૂ થયો ?

પૂજ્ય—રત્નશેખરસૂરિ વિરચિત શ્રાદ્ધવિધિમાં

વૈદ્ય—શ્રાદ્ધવિધિના કયા પ્રકરણમાં કયા પ્રસંગે શરૂ થયો ?

પૂજ્ય—આરાધનાના પ્રસંગમાં પર્વતિથિનિર્ણય અવસરે '**क्षये पूर्वा०**' ઇત્યાદિ બે પદનું અવલંબન લીધેલું છે.

વૈદ્ય—(રામવિ૦ પ્રત્યે) ઉપરની વાત જણાવી તેમાં કંઇ કહેવાનું છે ?

રામવિ૦—ના.

વૈદ્ય—જૈન ટિપ્પન વ્યુચ્છિન્ન થયું છે, એમ માનો છો ? અને માનતા હો તો વ્યુચ્છિન્નકાળ કઈ શતાબ્દિમા ?

પૂજ્ય—જૈ૦ ટિ૦ વ્યુચ્છિન્ન થયું છે અને વ્યુચ્છિન્નકાળ અગિઆરમી શતાબ્દિનો છે અને તે સંબંધના સ્પષ્ટ અક્ષરો મળી આવે છે

વૈદ્ય—જૈન ટિપ્પનક વ્યુચ્છિન્ન થયું છે માટે પૂર્વે હશે કે કેમ ?

રામવિ૦—હા. હયાતિ વગર વ્યુચ્છિન્ન કેમ કહેવાય ?

પૂજ્ય—જૈન ટિપ્પનકનો વ્યુચ્છેદ થયો એટલે જૈનગણિતનો અભાવ નહિં પણ પ્રવૃત્તિનો અભાવ

વૈદ્ય—પ્રવૃત્તિનો અભાવ એટલે શું ?

પૂજ્ય—પ્રવૃત્તિના અભાવના કારણમાં ગ્રહચારના લેખોનો અભાવ છે અને તેથી નવીન પંચાંગ બની શકે નહિ.

વૈદ્ય—આ કથન કરેલી બીના કયા શાસ્ત્રના આધારે જણાવો છો ?

પૂજ્ય—સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિ શાસ્ત્રના આધારે જણાવાય છે આ બંને શાસ્ત્રોમાં સૂર્યચંદ્રના ચાર અને નક્ષત્ર સંબંધી નિરૂપણ છે, પરંતુ ગ્રહચારાદિનું નિરૂપણ નથી માટે નવીન પંચાગ બની શકે નહિ.

વૈદ્ય—શાસ્ત્રમા વૃદ્ધિ નથી તો લૌકિક ટિપ્પણાની વૃદ્ધિ કેમ સ્વીકારાય છે ? અને લૌકિક ટિપ્પણામાં વૃદ્ધિ કેમ થઈ ?

પૂજ્ય—જેમ જૈન દર્શનને અનુસરવાવાળા શાસ્ત્રોમા પોષ, અષાઢનીજ વૃદ્ધિ હતી પરંતુ બીજા માસોની વૃદ્ધિ નહોતી, છતાં લૌકિક ટિપ્પનકને અનુસરવાથી તે બે (પોષ અને અષાઢ) સિવાયના માસોની વૃદ્ધિ સ્વીકારવામા આવી છે, તેવી રીતે જૈનશાસ્ત્રોમાં તિથિવૃદ્ધિ નહી કહેલી હોવા છતાં પણ લૌકિક ટિપ્પનકને અનુસરવાથી તિથિવૃદ્ધિ સ્વીકારવામાં આવી છે

વૈદ્ય—તિથિના વધઘટનો નિર્ણય શા હિસાબે છે ?

પૂજ્ય—શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિ શાસ્ત્રના આધારે ચંદ્રચારાનુસારિણી તિથિ એવું લક્ષણ હોવાથી તિથિનું માન ઓગણસાઠ ઘડીનુજ હોય, તેથી વધી શકે નહિં.

અને લોકોમાં ચંદ્ર, સૂર્યના આંતરાના આધારે તિથિ હોવાથી તે લોકો તિથિ-વૃદ્ધિ ગણે છે પરંતુ એક વર્ષમાં બાર તિથિ ઘટાડીને છ તિથિ વધારે છે એટલે પરમાર્થથી તો છ તિથિનો ઘટાડો રહ્યો.

વૈદ્ય—'**क्षये पूर्वा०**' ઇત્યાદિ બે પદના અર્થનો નિર્ણય કઇ રીતે થઇ શકે?

પૂજ્ય—મીમાંસકના નિયમ પ્રમાણે પ્રથમ પદને વિધિરૂપ અને બીજા પદને નિયમરૂપ, કારણકે અપ્રાપ્તમાં અપૂર્વવિધિ અને પાક્ષિકમાં (બે પર્વતિથિ વખતે એક દિવસે એક પર્વતિથિપણું નક્કી કરવામા આવે ત્યારે) નિયમ ગણાય. અપૂર્વ-અપ્રાપ્તિ-સૂર્યોદય સ્પર્શનકાલે પ્રાપ્ત કરાવાય છે અને '**सिद्धे सत्यारम्भो नियमाय कल्प्यते**' એ ન્યાયથી વૃદ્ધિ પ્રસગે અમુક તિથિને જ તે તિથિ કહેવી એવો નિયમ કરાય છે.

વૈદ્ય—ચતુર્દશીનો અભાવ છે તો વ્યપદેશ કેમ કરવો?

પૂજ્ય—મહોપાધ્યાય ધર્મસાગરજીકૃત તત્ત્વતરંગિણીમાં '**ननु औदयिक०**' ઇત્યાદિ પાઠ તિથિનો સંકલ્પ કરવા માટે છે અને શ્રાદ્ધદિન કૃત્યમાં **छण्ह तिहीणं मज्झंमि** આ બને પાઠથી તેરસના વ્યપદેશને ઉડાડીને ચૌદશનો વ્યપદેશ કરીને (ચૌદશ તિથિ કરીને) પછી આરાધના-તપ-જપ વિગેરે કરાય છે અને યથાશક્તિ અબ્રહ્મત્યાગ, સચિત્તપરિહાર વિગેરે કરાય છે. તિથિનો નિર્ણય ન હોય તો ખંડનનું પ્રાયશ્ચિત્ત આવે.

## બીજો દિવસ.

સં. ૧૯૯૯ ના ફાગણ સુદિ ૧

૧ પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી, ૨ ચંદ્રસા૦ ૩ રામવિ૦ ૪ ચારિત્રવિ૦ ૫ વૈદ્ય તથા ૬ કસ્તુરભાઈ એ છની હાજરી હતી.

સ્થળ—મોદીનો બંગલો, પાલીતાણા ટાઇમ-નવા બારવાગે શરૂ

વૈદ્ય—ચંડાશુચંડુ લૌકિક વ્યવવહારમાટે લોકો સ્વીકારે છે તેવી રીતે આપ સ્વીકારો છો?

રામવિ૦—અમે તો સ્વીકારીએ છીએ.

પૂજ્ય—ચંડાંશુચંડુને ધાર્મિક વિષયમા સંસ્કારપૂર્વક સ્વીકારીએ છીએ.

વૈદ્ય—ચંડાંશુચંડૂની ક્ષય-વૃદ્ધિ સ્વીકારો છો?

પૂજ્ય—અમે સંસ્કારપૂર્વક સ્વીકારીએ છીએ

વૈદ્ય—આરાધનામાં ભેદ છે કે તિથિના નિર્ણયમાં ભેદ છે?

પૂજ્ય—આરાધનામાં હાલ ભેદ નથી પરંતુ હાલનો વિરોધ પર્વતિથિ-નિર્ણય કરવા પૂરતો છે

વૈદ્ય—સંસ્કાર વિના આરાધના કરોછો કે કેમ?

પૂજ્ય—ક્ષયવૃદ્ધિ પ્રસંગે સંસ્કારપૂર્વક પર્વતિથિ બનાવી પર્વતિથિએ આરાધન કરાય છે.

વૈદ્ય—પરિસંખ્યાત તિથિ છે કે ?

પૂજ્ય—પર્વતિથિનું પરિસંખ્યાતત્ત્વ છે. રામવિ૦ હા. એમજ છે

વૈદ્ય—ચતુર્દશીનિમિત્તે જે કહ્યુ હોય તે ન કરવામાં આવે તો વાંધો શું ?

પૂજ્ય—પ્રાયશ્ચિત્ત આવે

વૈદ્ય—પૂર્વકાળના સાધુઓ બુદ્ધ હતા, તેથી અતિચાર આવે તો તે અવસરે પ્રતિક્રમણ કરતા હતા, અને વર્તમાનકાલીન સાધુઓ તો ઉભય ટંક પ્રતિક્રમણ કરે છે પછી ચતુર્દશીએ પ્રાયશ્ચિતાદિ જણાવો છો તે કઇ રીતિએ ?

પૂજ્ય—ઉભય ટંક પ્રતિક્રમણની બીના તે દરેક દિવસ-રાત્રિ સંબંધીની છે, અને વિરોધતો પર્વઅનુષ્ઠાનમાં છે.

વૈદ્ય—ચંડાંશુચંડુના આધારે લોકો બધી પ્રવૃત્તિ કરે છે તો શું લોકોની પ્રવૃત્તિમાં અને તમારી પ્રવૃત્તિમાં ફરક છે ?

પૂજ્ય—હા, પ્રવૃત્તિ બે પ્રકારની એક લૌકિક અને બીજી લોકોત્તર છે; અને હાલનો વિરોધ લોકોત્તર પ્રવૃત્તિ નહિ સમજવાથી છે.

વૈદ્ય—લૌકિક પ્રવૃત્તિને અનુસરતું લૌકિક સાધન ચંડાંશુચંડુ છે તો તમે તમારી લોકોત્તર પ્રવૃત્તિ માટે શું કરશો ?

પૂજ્ય—પ્રથમ જવાબ અપાઇ ગયેલ છે, છતાં કહું છું કે તેમાં આવતા પર્વતિથિના ક્ષય વૃદ્ધિ વખતે ક્ષયે૦ પ્રઘોષને આશ્રયિને સંસ્કાર કરીને એક પર્વતિથિ નક્કી કરાય છે અને પછી તેનુ આરાધન કરાય છે.

વૈદ્ય—હાં, હા, ચંડાશુચંડુને સંસ્કાર પૂર્વક સ્વીકારવાનું જણાવી ગયા છો એજને ?

પૂજ્ય—હા

વૈદ્ય—હવે ફક્ત વિવાદતો પર્વતિથિ ક્ષય-વૃદ્ધિમાં છે ને ? અને તેનો નિર્ણય તો ચંડાશુચંડુદ્વારાએજ કરવાનો છે ને ?

રામવિ૦—હા તેને સાધન માનવામાં અમારે બંન્નેને વિપ્રતિપત્તિ નથી.

વૈદ્ય—"क्षये पूर्वा०" ઇત્યાદિ પદોમાં 'क्षये पूर्वा तिथिः कार्या' એ પ્રથમ પદનુ સમર્થન કયા શાસ્ત્રમાં છે ?

પૂજ્ય—શ્રાદ્ધવિધિગ્રંથ, અને તે ગ્રંથમાં પર્વ આરાધન પ્રસંગે પ્રથમ પદનુ સમર્થન કરેલ છે. શ્રા૦ વિ૦ પૃ. ૫૨.

વૈદ્ય—ધારોકે અષ્ટમીનો ક્ષય છે તો 'क्षये पूर्वा०' એ પદનુ અવલંબન લઇને પ્રત્યાખ્યાન કરવાનો કાળ કયો ?

પૂજ્ય—પ્રત્યાખ્યાનની ધારણા સૂર્યોદયપૂર્વે અને પછી પણ કરાય છે.

પ્રત્યાખ્યાનનો અવસર સૂર્યોદયાનુસારે છે અને તેથીજ સૂરે ઉગ્ગએ, ઉગ્ગએ સૂરે એ બે પદ (પ્રત્યાખ્યાનના આલાવાના) સમજવાથી વધુ સ્પષ્ટ થાય તેમ છે, પરંતુ અષ્ટમીના ક્ષયે અષ્ટમીનો નિર્ણય કર્યા પછીજ પ્રત્યાખ્યાનની ધારણા અને ગ્રહણના પ્રશ્નને અવકાશ રહે છે.

વૈદ્ય—ઉભય ટંક ષડાવશ્યક કરો છો તેમા પ્રત્યાખ્યાનની વ્યવસ્થા શી રીતે કરો છો?

પૂજ્ય—સૂર્યોદયપૂર્વે અને સૂર્યોદય પછી પણ પ્રત્યાખ્યાનની ધારણા ગ્રહણ કરાય છે. રાત્રિ સમાપ્ત થવાની તૈયારીમાં જે પ્રતિક્રમણ કરે છે તે પ્રાયઃ સૂર્યોદય પહેલા પ્રત્યાખ્યાન(પચ્ચખાણ) ધાર્યું હોય તો ધાર્યું છે એમ કરે છે અને કર્યું હોય તો કર્યું છે એમ કહે છે.

વૈદ્ય—પ્રતિક્રમણ અવસરે પછી તે દિવસ સંબંધી કે રાત્રિ સંબંધીનું હોય તોપણ પ્રત્યાખ્યાન અવસરે તો તિથિનો નિર્દેશ કરવોજ જોઇએને! કારણકે તિથિ નિર્દેશ વગર પ્રત્યાખ્યાન શી રીતે કરે?

પૂજ્ય—પ્રતિક્રમણ અવસરે પ્રત્યાખ્યાન ધારનારા અને કરનારાઓ તિથિ નિર્દેશના નિર્ણયપૂર્વકજ પ્રત્યાખ્યાન ધારે છે અને ગ્રહણ કરે છે

વૈદ્ય—ત્યારે તો પ્રત્યાખ્યાનારંભે તિથિનિશ્ચય થઇ ગયેલો હોય છે ને?

પૂજ્ય—હા.

વૈદ્ય—આ પ્રસંગે એટલું સમજવું જરૂરી છે કે પ્રત્યાખ્યાન પ્રતિદિન કરાય છે. તો સર્વ તિથિ માટે પણ તિથિનિર્દેશ જરૂરીનો છે કે નહિ?

રામવિ૦—વૃદ્ધિક્ષયપ્રસંગ બધી તિથિઓ માટે જરૂરીનો છે

પૂજ્ય—નહિં, પર્વમાટેજ તિથિના નિર્ણયની જરૂર છે.

વૈદ્ય—તિથિનો નિર્ણય બધાને જરૂરનો ખરો કે નહિ?

રામવિ—સાધુઓને અતિથિ કહેલા છે, અને શ્રાદ્ધવિધિગ્રંથ પ્રથમ તેઓશ્રી જણાવી ગયા તે પણ શ્રાવકને ઉદ્દેશીનેજ છે.

પૂજ્ય—શ્રાદ્ધવિધિમાં પ્રથમ દિનકૃત્ય પછી રાત્રિકૃત્ય જણાવી પછી પર્વકૃત્યમાં પર્વારાધન અને પર્વારાધનની તિથિઓના નિર્ણય જણાવ્યા. હવે જો પર્વારાધન તિથિસાથે સાધુઓને સંબંધ હોય તો વિરોધને અવકાશ નથી. વિ જે રીતિએ રામવિ૦ સાધુઓને અતિથિ કહે છે તે સમજ વિનાનુ છે. પર્વારાધન તો સાધુ-ઓને પણ કરવાનું છે

વૈદ્ય—પ્રઘોષ બધા સ્વીકારે છે?

પૂજ્ય—હા, પરંતુ અર્થ જે રીતિએ કરવો જોઇએ તે રીતિએ કરતા નથી

વૈદ્ય—પ્રતિષ્ઠાનો દિવસ હોય અને પ્રતિમા પધરાવવી હોય, દરેક વર્ષે પ્રતિમાજીની વર્ષગાંઠ આવતી હોય, સંઘયાત્રાદિનું પ્રયાણ કરવું હોય, વિહાર

કરવો હોય, અને માલારોપણના દિવસે ઉપવાસાદિક કરવો હોય તો તે દિવસના નિર્ણય માટે 'क्षये पूर्वा०' ઈત્યાદિ પદ લગાડવું કે નહિ?

પૂજ્ય—લગાડો કિવા ન લગાડો પરન્તુ આરાધનાના વિષયમાં પર્વતિથિના નિર્ણયમાટે તો 'क्षये पूर्वा०' ઇત્યાદિ પદ લગાડવુંજ પડે.

વૈદ્ય—પર્વદિવસમાટે તે પ્રઘોષનાં પદો લગાડવાં આવશ્યક છે અને તે સિવાયના દિવસ માટે આનાવશ્યક છે?

પૂજ્ય—હા, કારણકે પર્વદિનની આરાધના અતિઆવશ્યક છે.

વૈદ્ય—અમાવાસ્યા અને પૂર્ણિમા એ બે પર્વ છે અને પર્વદિવસે ઉપવાસાદિ અકરણે પ્રાયશ્ચિત્તાદિ ખરૂં!

પૂજ્ય—શ્રાવકને અંગે પૂર્ણિમા અને અમાવાસ્યા નિયમિત પૌષધની પર્વ તિથિઓ છે, અને તેમાં પૌષધ ન કરેતો દૂષણ લાગે.

વૈદ્ય—પર્વાનુષ્ઠાન માટે તિથિનિર્દેશ કરવાનુ કહો છો પરંતુ જે તિથિએ પર્વ હોય તેની પહેલા પણ આરાધના થાય છે?

રામવિ૦—હા.

પૂજ્ય—નહિ, ગ્લાનાદિ કારણ હોયતોજ પર્વતિથિ પહેલાં વૈયાવચ્ચ કરનાર તપાદિ આરાધન કરે અન્યથા નહિ, અર્થાત્ મુખ્યવૃત્ત્યા પર્વતિથિએજ કરાય છે

વૈદ્ય—આવશ્યક પર્વતિથિઓ કઈ?

પૂજ્ય—અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાસ્યા

વૈદ્ય—ચતુષ્પર્વી ચાર તિથિજ છે?

પૂજ્ય—જાતિવાચક અષ્ટમીથી સુદ-અને વદ લેવાય તેવી રીતે ચતુર્દશી પણ સુદ અને વદની લેવાય એટલે ચારતિથિ અને પૂર્ણિમા તથા અમાવાસ્યા એમ છ તિથિ છે

વૈદ્ય—આવશ્યક અને અનાવાશ્યક પર્વ આવે ત્યારે અનાવાશ્યક પર્વને બાધા કરીને આવશ્યક પર્વનું રક્ષણ કરાય છે એ વાત ખરી?

પૂજ્ય—શાસ્ત્ર અને પરંપરાને ધ્યાનમા લઇ સંસ્કાર કરવામાં વાધો નથી

વૈદ્ય—ચતુષ્પર્વીની બીના કયા ગ્રંથમાં છે?

પૂજ્ય—કળિકાલ સર્વજ્ઞ વિરચિતશ્રીયોગશાસ્ત્રમાં છે

વૈદ્ય—આવશ્યકપર્વ અવસરે પ્રતિમાધારી શુ કરતા હશે?

પૂજ્ય—પ્રવચન સારો૦ ગ્રંથમા પ્રતિમાધારીને તેરશ પછી ૧૪-૧૫ નો છઠ્ઠ કરવાનો આવે તો બે દિવસે તપશ્યા કરીને છઠ્ઠ કરે પરંતુ ચતુર્દશી પૂર્ણિમાનુ કાર્ય એક દિવસે કરાતુ નથી

રામવિ૦—આવશ્યક પર્વ અકરણે પ્રાયશ્ચિત્ત, અને અનાવશ્યકે તેમ નથી.

પૂજ્ય—આવશ્યક અને અનાવશ્યકનો વિભાગ સમજ્યા વગર બોલવામાં ઉતાવળ કરવી નહિ.

વૈદ્ય—સેનપ્રશ્ન અને હીરપ્રશ્ન સંબંધીના પ્રશ્નો બન્નેને સમ્મત છે?

પૂજ્ય-
રામવિ. } હા-સર્વને સમ્મત છે.

વૈદ્ય—કવિ દીપવિજયનો મૂળ પત્ર છે.? રામવિ૦-હા મારી પાસે છે

(રામવિ૦ પાસેથી લઇ વૈદ્યે તપાસ્યો)

વૈદ્ય—હીરસૂરિજીનું સ્વર્ગગમન એકાદશીએ છે અને પ્રશ્ન બે એકાદશી પૂર્વકનો છે તો બે એકાદશીની માન્યતા તે વખતની ખરી કે નહિ?

પૂજ્ય—ચંડાંશુચંડુ ટીપનમાં બે એકાદશી છે તે તો સ્વર્ગગમન કઇ એકાદશી એ કરવું અર્થાત્ લૌકિક ચડાંશુચંડુ ટીપ્પનમા બે એકાદશી છે તો સ્વર્ગગમન ગુરૂવર્યનુ થયું તે એકાદશી પર્વ કઇ એકાદશીએ કરવું. અને તેથીજ બીજી **औदयिक्यामेव** એ સમાધાન સંસ્કાર પૂર્વકનુ સંગત છે

વૈદ્ય—દેવસૂરગચ્છને અનુસરવાવાળા હાલ છે?

પૂજ્ય—હાલતો તપગચ્છ સમુદાય બધો તેને અનુસરવાવાળો છે.

## *ત્રીજો દિવસ,

ફાગણ સુદ. ૩. મોદીનો બંગલો નવો ટાઇમ ૩ થી શરૂ

પૂજ્યપાદગુરૂદેવ, ચંદ્રસા૦, રામવિ૦, ચારિત્રવિ૦, શેઠ કસ્તુરભાઇ; વૈદ્ય

વૈદ્ય—મુસદ્દાપર સમર્થન લખેલ છે તે વિષે કંઈ કહેવું છે?

પૂજ્ય—ના. રામવિ.—ના

વૈદ્યે રામવિ૦ને જણાવ્યું કે તેમને આપેલા પાઠોનો વિમર્શ થઇ ગયો છે. હવે તેઓને બોલવાનુ નથી પરંતુ તમારા આપેલા પાઠોનો હું વિમર્શ કરૂં છું માટે તમારે ઉત્તરો દેવા.

રામવિ૦—બધું મે નિવેદનમાં લખેલું છે એટલે મારે વિમર્શમાં કંઇ ઉત્તર આપવાના રહેતા નથી.

---

* તા ક. ફાગણ સુદ ૨ ના બાર વાગે ટાઇમસર પૂજ્યપાદ ગુરૂદેવ આવેલ પરંતુ વૈદ્ય શ્રીગીરિરાજ ઉપર જોવા ગયેલ અને વિરૂધ્ધ પક્ષના શ્રાવકોદ્વારા બીજાઓ સાથે વિચાર વિનિમય થયો એમ સાંભળવામા આવેલું. તેમજ ટાઇમસર બારવાગે વૈદ્ય હાજર નહિ હોવાથી પૂજ્યશ્રી પાછા ફરતા હતા તેવામાં વૈદ્ય રસ્તામાં ભાડાની ગાડીમાં સામે આવતા હતા તેમણે રસ્તામાં ઉતરી અને ઉચિત વિનયપૂર્વક પૃચ્છા કરી પાછા વળવા જણાવ્યું. જવાબમા પૂજ્યપાદશ્રીજીએ કહ્યું કે આવતી કાલે જોઇશું. વિગેરે તેથી તે દિવસ મુલત્વી રહ્યો

વૈદ્ય—સમર્થન અને ખંડન વિષયક શાસ્ત્રાધાર વિષે પ્રશ્ન પૂછું છું કે (આ ઉપરના શબ્દો ઉચ્ચાર્યા બાદ રામવિ૦ મૌન ધારણ કર્યું) પૂર્વે આજ્ઞાદિવ્યવહાર હતા હાલ કયો વ્યવહાર છે ?

પૂજ્ય—જીતવ્યહાર.

વૈદ્ય—જીત વ્યવહારમા વિરોધ આવે તો શું કરો ?

પૂજ્ય—કારણ તપાસાય છે

વૈદ્ય—પાંચવ્યવહારમાં આજ્ઞા વ્યવહાર માટે ઉલ્લેખ સીધા મળે છે ?

પૂજ્ય—આજ્ઞા વ્યવહારનું જ્ઞાપન છે પરંતુ ઉલ્લેખ બહુ અલ્પ છે

વૈદ્ય—ધારણા વ્યવહાર કોને કહેવાય ?

પૂજ્ય—એક આચાર્યે પ્રાયશ્ચિત્તાદિ વિષયક કથન કરેલ સંકેત બીજા આચાર્ય ઉપર મોકલવામાં આવે છે તે ધારણા (સંકેત વિષયક)

વૈદ્ય—આગમ વ્યવહારનો અધિકાર કોને ?

પૂજ્ય—આગમ વ્યવહારમાં દશપૂર્વધારીઓ સમજવા સમથશ્રુત-આગમ વ્યવહારમાં દશપૂર્વથી ન્યૂનવાળાનો અધિકારજ નથી.

વૈદ્ય—શ્રુત એટલે શું ?

પૂજ્ય—નવપૂર્વાન્ત તે બધું શ્રુત.

વૈદ્ય—ત્રીજીપાટે પ્રવર્તન થાય તે જીતાચાર એટલે શું ?

પૂજ્ય—પ્રથમ શરૂ કરેલું તે વૃત્ત, અને તે પછી તેની શિષ્યપરંપરાના અનુયાયીઓએ શરૂ કરેલને આચર્યું તે અનુવૃત્ત (બીજીપાટે); અને ત્રીજી પાટે પ્રવર્ત્તન થાય તે જીતાચાર કહેવાય.

વૈદ્ય—વૃત્ત, અનુવૃત્ત અને જીતાચાર માટે કયા ગ્રંથમાં કથન છે ?

પૂજ્ય—ધર્મરત્નપ્રકરણ ગ્રંથમાં **अन्ने भणई०** ત્રણ ગાથા.

વૈદ્ય—જીતકલ્પ ઈત્યાદિ એટલે શું ?

પૂજ્ય—શાસ્ત્રમાં કથન કરેલ હોવાછતાં કાલાદિ કારણ અપેક્ષાએ બહુ-ગુણકારક જાણીને સંવિગ્નગીતાર્થે કરેલ તે આચીર્ણ (આચરણા) કહેવાય છે, અને તેને જીતકલ્પ (વ્યવહાર) કહેવાય છે **कप्पाणं पाउरणं इत्यादि ।**

વૈદ્ય—આદિપદથી શું લેવું ?

પૂજ્ય—આદિ શબ્દથી વિકલ્પ **चातुर्मासि केचित्** અને **केचित् चतुर्दश्यां पाक्षिकं सर्वेषां सम्मतम् ॥**

વૈદ્ય—ચતુથી શરૂ કોણે કરી ?

પૂજ્ય—રાજાએ કાલિકાચાર્ય ભગવાનને કહ્યું કે પંચમીના રોજે ઇન્દ્ર મહોત્સવ છે માટે સાંવત્સરિકપર્વ છઠ્ઠીના દિવસે કરો. કાલિકસૂરિમહારાજે

છઠ્ઠના રોજ કરવાથી રાત્રિનું ઉલ્લંઘન થાય છે પરંતુ રાત્રિનું ઉલ્લંઘન ન થવું જોઇએ એ વાત લક્ષ્યમાં લઇ ચતુર્થી કરી.

વૈદ્ય—આષાઢ પૂર્ણિમાનો ક્ષય દરેક યુગાન્તે આવે છે ?

રામવિ૦—હમણાં એમ માને છે

પૂજ્ય—હા, તે માટે શાસ્ત્રકથન છે, ક્ષય આવે તો પૂર્ણિમા રાખતા હતા અર્થાત્ પૂર્ણિમાનો ક્ષય હોય તોપણ પૂર્ણિમાને સ્થિર રાખી પૂર્ણિમાનું આરાધન કરતા હતા

વૈદ્ય—પૂર્ણિમાના ક્ષયે પણ પૂર્ણિમા રાખવી શામાટે ?

પૂજ્ય—પૂર્ણિમાનો ક્ષય હોય તો પણ પૂર્ણિમા સંજ્ઞાવાળી તિથિ ઉભી રાખીને આરાધન કરવું એ શાસ્ત્રીય અભિપ્રાય છે

વૈદ્ય—સમવાયાંગ સૂત્રાનુસારે તેમજ ૭૦ દિવસ અભિપ્રાયે ચતુર્દશીએ પાક્ષિક આવે એ વાત સાચી છે, છતાં પંચમીને બદલે ચતુર્થી કરી એ બીના કાલિકાચાર્યચરિત્રમાં છે; પણ ચતુર્દશી સંબંધી ઉલ્લેખ નથી ?

પૂજ્ય—૭૦ સીતેર આદિ દિવસે ચાતુર્માસી સંબંધી વાત નથી એ વાત માની શકાય છે.

વૈદ્ય—પ્રતિક્રમણવિષયક ગ્રંથ કયો છે ?

પૂજ્ય—હારિભદ્રીયવૃત્તિ-આવશ્યક સૂત્ર.

વૈદ્ય—સામાયિકાદિ ષડ્અધ્યયન એ વિધિક્રમ ક્યાં છે ?

પૂજ્ય—વૃત્તિ અને ચૂર્ણમાં છે

ત્યારબાદ વૈદ્યે પંડિત રૂપવિજયજીનો પત્ર તપાસ્યો અને પછી પ્રશ્ન કર્યો.

વૈદ્ય—આ પત્રમાં વિજયાનંદસૂરિ તે તપાગચ્છીય છે ?

પૂજ્ય—હા, પરંતુ શાખાન્તરીય છે

વૈદ્ય—ચતુષ્પર્વીમાં ચારનો નિર્દેશ કયા સૂત્રમાં છે ?

પૂજ્ય—સૂત્રકૃતાંગમાં છે

વૈદ્ય—બાકીના પર્વ માટે પ્રાયશ્ચિત્ત નથી એ વાત સાચી છે ?

રામવિ૦—ના

પૂજ્ય—પ્રતિમાધારીએ માટે પ્રાયશ્ચિતનો નિયમ છે બીજા માટે તે નિયમ નથી.

વૈદ્ય—'कार्या' શબ્દનો અર્થ આરાધના કરવી એમ માનો છો ?

રામવિ૦—હા, मम मते તો આરાધના કરવી એ અર્થ છે.

પૂજ્ય—એ અર્થ નથી.

વૈદ્ય—ग्राह्या અને कार्यामां અર્થ ભેદ છે ?

પૂજ્ય—અર્થભેદ નથી પરંતુ એકજ અર્થ છે

રામવિ૦—अष्टमी क्षये सप्तमी आराध्या-ग्राह्या ।

પૂજ્ય—વિવાદમાં બીજાના આધારે નિર્ણય તે કાલિક નિર્ણય. પરંતુ સર્વજગ્યા ઉપર કાલિક નિર્ણય નથી.

વૈદ્ય—कार्या અને ग्राह्याનો અર્થ તમે શો કરો છો ?

પૂજ્ય—પર્વતિથિના વિવાદના નિર્ણય માટે તે શબ્દો છે અને તિથિ નિર્ણય થયા પછી આરાધના તો બન્ને પક્ષને સંમત છે.

વૈદ્ય—ક્ષયવૃદ્ધિ પ્રસંગે अज्ज का तिहि એ બોલાય છે તે શા માટે ?

પૂજ્ય—પર્વારાધન કરનાર પૂછે કે આજ કઈ તિથિ છે અને તિથિનો નિર્ણય થાય તો પર્વ નિમિત્ત લીધેલ વ્રત નિયમનો અમલ કરી શકાય તે સારૂ.

વૈદ્ય—અષ્ટમીક્ષયે નવમીના દિને અષ્ટમીનુ કૃત્ય કરી શકતા નથી માટે સપ્તમીસ્પર્શતી અષ્ટમી કરો અને સપ્તમીયુક્ત અષ્ટમી બોલો તો વાંધો શો ?

પૂજ્ય—વ્યપદેશનોજ અભાવ છે, પછી સાથે તિથિ ઉચ્ચારવાની રહેતી નથી.

વૈદ્ય—મિશ્રા સપ્તમી-અષ્ટમી, મિશ્રા ત્રયોદશીચતુર્દશીનો વ્યવહાર કરવામાં દોષ છે ?

પૂજ્ય—હા, સપ્તમીના વ્યવહારનો અભાવ કરીને અષ્ટમી સંજ્ઞા આપ્યા બાદ અષ્ટમી તિથિ કરીનેજ અષ્ટમી સંબંધી આરાધના કરવી.

વૈદ્ય—પૂર્ણિમા અને અમાવાસ્યાના ક્ષયે પૂર્વ પૂર્વતરનો ક્ષય કરો છો તે કેવી રીતે ?

રામવિ૦—પૂર્ણિમાક્ષયે ચતુર્દશીમાં પૂર્ણિમા કરવી અને ત્રયોદશીનો ક્ષય કરી ત્રયોદશીમાં ચતુર્દશી કરવી એમાં અમારે મોટો વિરોધ છે

પૂજ્ય—પૂર્વે ચાતુર્માસિક પૂર્ણિમા અને અમાવાસ્યાએ થતું હતું અને હવે ચતુર્દશીએ ચાતુર્માસિક કરાય છે પરંતુ બન્નેનું પર્વપણું જતું નથી.

રામવિ—પૂર્વે પૂર્ણિમાદિએ થતુ હતુ અને હવે ચતુર્દશીએ થાય છે માટે ચતુર્દશીનું મુખ્ય પણ અને પૂર્ણિમાનુ ગૌણપણ છે.

પૂજ્ય—નહિ, ચતુષ્પર્વીમાં પૂર્ણિમા ગૌણત્વ અને ચતુર્દશી અગૌણત્વ નથી.

વૈદ્ય—આરાધ્યત્વેન બે તિથિ છે એમા વાંધો શો છે ?

પૂજ્ય—બે તિથિને સંજ્ઞા અલગ અલગ આપીને આરાધના કરવી. કારણકે બે તિથિ આરાધ્ય છે, અને તેથીજ પૂર્ણિમાએ શ્રીસિદ્ધગિરિજીની યાત્રાનુ પ્રાધાન્ય છે, અને ચતુર્દશીએ ચાતુર્માસિક પ્રતિક્રમણાદિનુ પ્રાધાન્યપણું છે

વૈદ્ય—દરેક માસમા ચતુર્દશી અને પૂર્ણિમાદિને અલગ અલગ-સંજ્ઞા આપવાનું પ્રયોજન શું ?

પૂજ્ય—બ્રહ્મચર્ય-તપ જપ-વ્રત નિયમની આરાધના તે તે પર્વની નિયમિત અલગ અલગ થવી જોઈએ.

વૈદ્ય—'**क्षये पूर्वा०**' એ પદથી પૂર્ણિમા ક્ષયે પૂર્ણિમા ચૌદશે કરાય છે. પરંતુ '**क्षये पूर्वा०**' એ પદથી તેરશનો ક્ષય કરવાનું સાધન નથી એ વાત ખરી છે?

પૂજ્ય—પૂર્ણિમાના ક્ષયે પૂર્ણિમાનો ચતુર્દશીમાં અને તેવી રીતે ચતુર્દશીનો તેરશમા વ્યપદેશકરીને વ્યવસ્થા કરવી પર્વરક્ષણ માટે '**क्षये पूर्वा०**' એ પદને **यावत्संभवस्तावत् विधिः** એ ન્યાયને અનુસરીને ઉપયોગ કરવો.

રામવિ—પૂર્ણિમા ક્ષયે પૂર્ણિમા અને ચતુર્દશીની વ્યવસ્થા સાગરજી મહારાજ પોતાના મતે તો કહી ગયા, પરંતુ અમારે મતે તો પૂર્ણિમાના ક્ષયે ચતુર્દશીમાં પૂર્ણિમાની આરાધના અંતર્ભૂત કરાય છે

વૈદ્ય—આ ચર્ચાના નિર્ણયમાં વાદી-પ્રતિવાદી સમ્મત ગ્રંથો લેવાશે. વિશેષમાં મુદ્રિત તત્ત્વતરંગિણી હસ્તલિખિત તત્ત્વતરંગિણી સાથે મેળવી છે? અને તે પ્રત કયા છે?

પૂજ્ય—હા, અને તે પ્રત સુરત-જૈનાનંદ પુસ્તકાલયમાં છે.

રામવિ૦—પંડિત રૂપવિજયજીનો પત્ર, દશ શાસ્રીય પુરાવાની પ્રતો અમને મળી નથી. પ્રતિવાદમાં તત્ત્વતરંગીણિનો પાઠ **अवरान्नि०** ઇત્યાદિ હસ્ત લિખિત પ્રત સાથે મળતો નથી. હમારી પાસેની પ્રત સાથે મળતું નથી. અર્થાત્ હમારી હસ્ત લિખિત તત્ત્વતરંગીણિમાં પાઠ છે તે પાઠ આપની તત્ત્વતરંગિણીમાં નથી.

પૂજ્ય—છપાવેલ તત્ત્વતરંગિણિ જે પરથી (હસ્તલિખિત ગ્રંથપરથી) છપાવી તે બરોબર છે, બીજી પ્રતમા જે પાઠ કહે છે તે અસંગત છે. દશ શાસ્રીય પુરવાની પ્રત જેઓની હતી તેઓને તે સુપ્રત કરવામાં આવી છે.

વૈદ્ય—અષ્ટમી ક્ષયે સપ્તમીનો ક્ષય કરી વ્યવસ્થા કરો છો પરંતુ પૂર્ણિમા ક્ષયે તેરસ સુધી પહોંચો છો તે વિચારણીય છે કે નહિ?

પૂજ્ય—શાસ્ત્ર અને પરંપરાના હિસાબે વિચારવા જેવું કંઈ પણ રહેતું નથી.

વૈદ્ય—યુગાન્તે આષાઢ પૂર્ણિમાનો ક્ષય થાય છે ત્યા પૂર્ણિમા અખંડ રાખ્યાછતાં લોકપ્રકાશ અને સૂર્યપ્રજ્ઞપ્તિ ગ્રંથમાં પૂર્ણિમાના ક્ષય બદલે તેરસનો ક્ષય કરવો એમ સ્પષ્ટ શબ્દમાં જણાવાયું નથી

પૂજ્ય—લોકપ્રકાશ વિગેરેમાં જ્યોતિષના ચારના હિસાબે કથન કરેલું છે. આરાધનાની અપેક્ષાએ તો યુગના અંતની આષાઢિ પૂર્ણિમાનો ક્ષય, છતાં પણ શ્રી નિશીથ ચૂર્ણિ તથા દશાશ્રુત સ્કંધનીચૂર્ણિમાં પૂર્ણિમાને અખંડ રાખીને તે દિવસને પૂર્ણિમા તરીકે જણાવેલો છે પૂર્ણિમા પર્વ હોવાથી તેનો જેમ ક્ષય ન ગણાય તેમ ચતુર્દશી પર્વ હોવાથી તેનો પણ ક્ષય ન ગણાય માટે તેરશનો ક્ષય ગણવો પડે અને તેજ પ્રમાણે શાસ્રના લેખો અને પરંપરા છે.

વૈદ્ય—ચતુર્દશીમાં પૂર્ણિમા કરો છો પણ ચતુર્દશીનુ કર્ત્તવ્ય કયાં કરશો? કારણકે ચતુર્દશી ત્રુટિત નથી તો તેને માટે શી વ્યવસ્થા કરવી અને કયા શાસ્રબળથી?

પૂજ્ય—જેમ ટીપણામાં ક્ષય પામેલી. ચૌદશનું કાર્ય તેરશે થાય છે તેવી રીતે પૂનમ ક્ષયે ચૌદશને દિવસે ચૌદશનું નામ ઉડી જવાથી તેજ ચૌદશનું કાર્ય પાક્ષિક ટીપણાની તેરશે થાય છે અને તે બે ફેરફાર જણાવવા માટેજ શ્રી હીર પ્રશ્નોત્તરમાં પૂનમના ક્ષયને અંગે **त्रयोदशीचतुर्दश्यो** એમ કહીને તેરશે ચૌદશ અને ચૌદશે પૂનમ કરવાનુ કહ્યું છે અને એજ કારણથી તેરશે ભૂલી જવાય અર્થાત્ તેરશે ચૌદશ ન કરી હોય એટલે ચૌદશ કરવાનું ભૂલીગયા હોય તો ચૌદશે ચૌદશ કરીને પૂનમનું તપ એકમે કરવાનુ જણાવેલુ છે

વૈદ્ય--વિસ્મૃતિમાં **પ્રાયશ્ચિત્ત છે કે?**

પૂજ્ય—સ્મરણ હોય અને ન કરેતો **પ્રાયશ્ચિત્ત છે** પરંતુ વિસ્મૃતિમાં તો અન્નત્થણાભોગેણં ઈત્યાદિ આગારો છે.

વૈદ્ય—**वर्तमाने पाक्षिकं चतुर्दश्यामिति समीचीनम् न वा ?**

પૂજ્ય--પૂર્ણિમાએ પાક્ષિક કરવાવાળા પૂનમીયા ગચ્છવાસીઓ હજુપણ પાક્ષિક પૂર્ણિમાએ કરે છે અને વર્તમાનમા તપગચ્છની સમાચારીવાળા ચતુર્દશીએ કરે છે.

વૈદ્ય—ચંડૂપચાંગમાં જણાવેલ વૃદ્ધિ ગ્રહણ કરો છો?

પૂજ્ય--હા, પરંતુ સંસ્કાર પૂર્વક ગ્રહણ કરીએ છીએ એટલે ઉદયને સ્પર્શતી બે તિથિ હોય તો **पर्वतिथित्वेन** ઉત્તરા તિથિને પર્વ તિથિ કહેવી અને માનવી

વૈદ્ય--સમાપ્તિ ભોગની વાતો ખરતરો લે છે?

રામવિ--મત પ્રતિપાદન અર્થે અમે લઈએ છીએ, અન્યથા નહિ.

વૈદ્ય—બીજી તિથિને પર્વ તિથિ કહેવી અને માનવી તેના કરતાં આરાધના કરવી એમ કહેવામાં વાંધો શો?

પૂજ્ય--પર્વતિથિત્વેન તિથિ નક્કી થાય પછી આરાધનામાં તો ઉભય પક્ષને વાંધો છેજ નહિ, એટલુંજ નહિ પણ **'क्षये पूर्वा०'** ઈત્યાદિ એ પદો તિથિ નિયમન માટે છે

વૈદ્ય--તમારા બંન્ને તરફથી મુદ્દાઓ તે પરત્વે વિવેચન વિગેરે મળ્યું તે બધું વિચારતાં ટાઇમ જોઇએ માટે નિર્ણય ચાર મહિના પછી આપવામાં આવશે. કદાચ છ મહિના પણ થાય.

પૂજ્ય--નિર્ણય તો જેમ બને તેમ જલદી થાય તો સારૂં, કારણકે લંબાણ થવામાં અનેકવિધ શંકાને સ્થાન છે.

કસ્તુરભાઇ—મુદ્દા, સમર્થન અને ખંડન વિગેરે તથા રૂબરૂમાં થયેલ વાટા ઘાટ થયા બાદ ટુંક નિર્ણય બ્હાર પાડવામાં આવે અને તે મુદ્રિત થઇ પ્રસિદ્ધ

થાય તે સારૂ, પરંતુ તે સિવાયનું કંઈ પણ મુદ્રિત ન થાય તો સારૂં એમ હું ઇચ્છું છું.

પૂજ્ય—ટુંક નિર્ણયને હું ઇચ્છતો નથી, મુળ મુસદ્દાપર ઉત્પન્ન કરેલ મુદ્દાઓ અને સમર્થન તપાસીને ઉચિતતા અને અનુચિતતા શાસ્ત્રહિસાબે કેટલી સંગત-અસંગત છે તે વિગત વાર જણાવવામાં આવે તોજ સંતોષકારક અને લાભદાયી છે

રામવિ--નિર્ણય બાદ બધું સાહિત્ય બહાર ન પાડવામાં બધાઇ જઈએ અને ન પાળી શકીએ તેના કરતાં વ્યવસ્થિત બહાર પાડવું સારૂં છે

કસ્તુરભાઇ—બહાર પાડવામાં નિર્ણય વિગેરે ઉપર લાંબા ટીકા ટીપ્પન થાય તે શોભાસ્પદ નથી.

રામવિ--આ ત્રણ બોના પર ધ્યાન અપાય તો તમારો મુદ્દો સચવાય. ૧ નિર્ણય બહાર પડયા પછી અમે બંન્ને આચાર્ય તથા શિષ્ય વર્ગ ટીકા ટીપ્પન ન કરે. ૨ ટીકા ટીપ્પન કરે તો આજ્ઞા બહાર કરવા. ૩ જ્યાંસુધી નિર્ણય ન આવે ત્યાં સુધી આ વિષયમાં બન્ને પક્ષે લખવું નહિ.

પૂજ્ય--ત્રીજા નંબર સિવાયની બે સૂચનાઓમાં સહમત છું પણ નિર્ણય ન આવે ત્યાંસુધી તે વિષયમાં મૌન ન સેવાય

કસ્તુરભાઇ—આપશ્રી બન્નેની સૂચનાઓ લક્ષ્યમાં રાખી મુસદ્દો કરૂં છું તે ઉપર આપ બંન્ને સહી આપો

## મુસદ્દો-

તિથિચર્ચાના અંગે અમે બન્ને આચાર્યોએ (શ્રીમદ્સાગરાનન્દસૂરીશ્વરજી તથા વિજયરામચન્દ્રસૂરિજી) જે મુદ્દા ઉપસ્થિત કર્યા છે અને તેના અંગેનું સમર્થન-ખંડન વિગેરે લખેલું છે તે બધું શેઠ કસ્તુરભાઈ દ્વારા પી. એલ. વૈદ્યને મોકલાવ્યુ છે. વૈદ્યની રૂબરૂમા તે મુદ્દાઓ પ્રત્યે અમારા બંન્નેના વિચારની લેવડ દેવડ થયા બાદ જે નિર્ણય વૈદ્ય આપે તે કસ્તુરભાઈ દ્વારા આવે અને તે મુજબ અમે બંન્ને આચાર્યો અને અમારા બનેનો શિષ્ય સમુદાય તે ઉપર ટીકાટીપ્પન નહિ કરે અને કરેતો આજ્ઞા બહાર કરશું.

લિ૦ આનંદસાગર (પોતાના હસ્તાક્ષરમાં)
વિજયરામચંદ્રસૂરિ ( ,, )

ઉઠવાની તૈયારીમાં કસ્તુરભાઈએ જણાવ્યું કે પી એલ. વૈદ્ય પ્રોફેસરની સમક્ષ ચર્ચા ચાલી તે દરમિયાન કે તે પછી પણ બન્ને આચાર્યો પરસ્પર સમજુતિ પર આવી જાઓતો તે સર્વ પ્રકારે શ્રેષ્ઠ છે, અને આ મારી નમ્ર વિનંતિ છે. કદાચ આ સબંધમાં મને બોલાવશો તો તુરતમાં હું હાજર થઇશ.

સાંકેતિક નામોની સમજ નીચે મુજબ.

પૂજ્ય—આગામોદ્ધારક આચાર્ય દેવેશ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી

રામવિ—વિજયરામચન્દ્રસૂરિ.

હું—ચંદ્રસાગર, ચારિત્રવિ૦—ચારિત્રવિજય—કસ્તુરભાઈ—શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ આ. ક. ની પેઢીના પ્રમુખ ડૉ. વૈદ્ય—વાડીયા કોલેજના પી. એલ. વૈદ્ય

તા. ક. વૈદ્યનું લખાણુ મળવા પહેલાં પેપર, તાર અને બીજા પક્ષના મનુષ્યોના કથન ઉપરથી વૈદ્યની તટસ્થતા તૂટીગઈ છે એમ માલમ પડવાથી નિર્ણય બન્ને આચાર્યોને મોકલવામાં આવે તે અગાઉ તા. ૫ મી જુલાઈએ (તા. ૫–૭–૧૯૪૩) વૈદ્યના લખાણુની અમાન્યતા શાસનપક્ષ તરફથી અનેક દૈનિકાદિ પત્રોથી જાહેર કરવામાં આવી હતી. આ પછીના તટસ્થ તુટયાના અનેક પુરાવાઓ બહાર પડયા છે

---

**સંપાદકીય નોંધ**—મૌખિકપૃચ્છા અહિં એટલા માટે રજુ કરવામાં આવી છે કે વૈદ્ય મૌખિક પૃચ્છા કરવા આવ્યા તે અગાઉ તેમનુ માનસ એકપક્ષીય હતું તે વાત તેમના સવાલ પુછવાની પદ્ધતિ જ જણાવે છે.

---

## પરિશિષ્ટ નં. ૨

# નિર્ણયનો અસ્વીકાર.

Date 14-6-43

**Sheth Kasturbhai Lalbhai**

Pankornaka-AHMEDABAD

By newspapers writings and othersides Saying could not maintain Tatasthapanu I do not therefore Except his writings.

*Anandsagar.*

તા ૧૪-૬-૪૩

**શેઠ કસ્તુરભાઈ લાલભાઈ.**

પાનકોર નાકા—અમદાવાદ.

વર્તમાનપત્રોનુ લખાણુ અને સામાપક્ષનું કથન તટસ્થપણું તુટયાનુ જણાવે છે માટે તેમનું લખાણુ મને માન્ય નથી. **આનંદસાગર.**

થાય તે સારૂ, પરંતુ તે સિવાયનું કંઈ પણ મુદ્રિત ન થાય તો સારૂં એમ હું ઇચ્છું છું.

પૂજ્ય—ટુંક નિર્ણયને હું ઇચ્છતો નથી, મુળ મુસદ્દાપર ઉત્પન્ન કરેલ મુદ્દાઓ અને સમર્થન તપાસીને ઉચિનતા અને અનુચિતતા શાસ્ત્રહિસાબે કેટલી સંગત-અસંગત છે તે વિગત વાર જણાવવામાં આવે તોજ સંતોષકારક અને લાભદાયી છે

રામવિ—નિર્ણય બાદ બધુ સાહિત્ય બહાર ન પાડવામાં બંધાઇ જઈએ અને ન પાળી શકીએ તેના કરતાં વ્યવસ્થિત બહાર પાડવું સારૂં છે

કસ્તુરભાઇ—બહાર પાડવામાં નિર્ણય વિગેરે ઉપર લાંબા ટીકા ટીપ્પન થાય તે શોભાસ્પદ નથી.

રામવિ—આ ત્રણ બોના પર ધ્યાન અપાય તો તમારો મુદ્દો સચવાય. ૧ નિર્ણય બહાર પડયા પછી અમે બંન્ને આચાર્ય તથા શિષ્ય વર્ગ ટીકા ટીપ્પન ન કરે. ૨ ટીકા ટીપ્પન કરે તો આજ્ઞા બહાર કરવા. ૩ જયાંસુધી નિર્ણય ન આવે ત્યાં સુધી આ વિષયમાં બન્ને પક્ષે લખવું નહિ.

પૂજ્ય—ત્રીજા નંબર સિવાયની બે સૂચનાઓમાં સહમત છું પણ નિર્ણય ન આવે ત્યાંસુધી તે વિષયમાં મૌન ન સેવાય.

કસ્તુરભાઇ—આપશ્રી બન્નેની સૂચનાઓ લક્ષ્યમાં રાખી મુસદ્દો કરૂં છું તે ઉપર આપ બંન્ને સહી આપો

## મુસદ્દો—

તિથિચર્ચાના અંગે અમે બન્ને આચાર્યોએ (શ્રીમદ્‌સાગરાનંદસૂરીશ્વરજી તથા વિજયરામચંદ્રસૂરિજી) જે મુદ્દા ઉપસ્થિત કર્યા છે અને તેના અંગેનું સમર્થન-ખંડન વિગેરે લખેલું છે તે બધુ શેઠ કસ્તુરભાઈ દ્વારા પી એલ. વૈદ્યને મોકલાવ્યુ છે. વૈદ્યની રૂબરૂમાં તે મુદ્દાઓ પ્રત્યે અમારા બંન્નેના વિચારની લેવડ દેવડ થયા બાદ જે નિર્ણય વૈદ્ય આપે તે કસ્તુરભાઈ દ્વારા આવે અને તે મુજબ અમે બંન્ને આચાર્યો અને અમારા બંનેનો શિષ્ય સમુદાય તે ઉપર ટીકાટીપ્પન નહિ કરે અને કરેતો આજ્ઞા બહાર કરશું.

લિ૦ આનંદસાગર (પોતાના હસ્તાક્ષરમાં)
વિજયરામચંદ્રસૂરિ ( ,, )

ઉઠવાની તૈયારીમાં કસ્તુરભાઈએ જણાવ્યું કે પી એલ. વૈદ્ય પ્રોફેસરની સમક્ષ ચર્ચા ચાલી તે દરમિયાન કે તે પછી પણ બન્ને આચાર્યો પરસ્પર સમજુતિ પર આવી જાઓતો તે સર્વ પ્રકારે શ્રેષ્ઠ છે, અને આ મારી નમ્ર વિનંતિ છે. કદાચ આ સબંધમાં મને બોલાવશો તો તુરતમાં હું હાજર થઇશ.

સાંકેતિક નામોની સમજ નીચે મુજબ.

પૂજ્ય—આગમોધ્ધારક આચાર્ય દેવેશ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી

રામવિ—વિજયરામચન્દ્રસૂરિ.

હું—ચંદ્રસાગર, ચારિત્રવિ૦-ચારિત્રવિજય -કસ્તુરભાઈ-શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ આ. ક. ની પેઢીના પ્રમુખ ડૉ વૈદ્ય-વાડીયા કોલેજના પી. એલ વૈદ્ય

તા ક. વૈદ્યનું લખાણુ મળવા પહેલાં પેપર, તાર અને બીજા પક્ષના મનુષ્યોના કથન ઉપરથી વૈદ્યની તટસ્થતા તૂટીગઈ છે એમ માલમ પડવાથી નિર્ણય બન્ને આચાર્યોને મોકલવામાં આવે તે અગાઉ તા. ૫ મી જુલાઈએ (તા. ૫-૭-૧૯૪૩) વૈદ્યના લખાણુની અમાન્યતા શાસનપક્ષ તરફથી અનેક દૈનિકાદિ પત્રોથી જાહેર કરવામાં આવી હતી આ પછીના તટસ્થ તુટયાના અનેક પુરાવાઓ બહાર પડયા છે

---

**સંપાદકીય નોંધ**—મૌખિકપૃચ્છા અહિં એટલા માટે રજુ કરવામાં આવી છે કે વૈદ્ય મૌખિક પૃચ્છા કરવા આવ્યા તે અગાઉ તેમનુ માનસ એકપક્ષીય હતું તે વાત તેમના સવાલ પુછવાની પદ્ધતિ જ જણાવે છે.



## પરિશિષ્ટ નં. ૨

# નિર્ણયનો અસ્વીકાર.

Date 14-6-43

**Sheth Kasturbhai Lalbhai**

Pankornaka-AHMEDABAD

By newspapers writings and othersides Saying could not maintain Tatasthapanu I do not therefore Except his writings.

*Anandsagar.*

તા. ૧૪-૬-૪૩

**શેઠ કસ્તુરભાઈ લાલભાઈ.**

પાનકોર નાકા-અમદાવાદ.

વર્તમાનપત્રોનું લખાણુ અને સામાપક્ષનુ કથન તટસ્થપણું તુટયાનુ જણાવે છે માટે તેમનું લખાણુ મને માન્ય નથી. **આનંદસાગર.**

## શાસનપ્રેમી ભાઈઓને સવેળાની ચેતવણી. નં. ૧

શાસનપ્રેમી વર્ગ એ વાત તો ચોક્કસ જાણે છે કે શ્રી તપાગચ્છમાં આ સમાચારી કેઈ સદીઓથી ચાલી આવે છે કે "લૌકિક પચાંગમાં જ્યારે જ્યારે પર્વતિથિની હાનિ કે વૃદ્ધિ હોય ત્યારે ત્યારે તેનાથી પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિની હાનિવૃદ્ધિ કરવામાં આવે છે, જેમકે અષ્ટમી વિગેરેની ક્ષય કે વૃદ્ધિ હોય ત્યારે સપ્તમી વિગેરેની ક્ષય-વૃદ્ધિ કરવામાં આવે છે, ને પૂર્ણિમા કે અમાવાસ્યા જેવાની ક્ષયવૃદ્ધિ હોય ત્યારે તેરસ જેવાની ક્ષયવૃદ્ધિ કરવામાં આવે છે."

આ સમાચારી શાસ્ત્ર અને પરંપરા બંનેથી શુદ્ધ છે અને તેને માટેના અનેક પુરાવાઓ શાસ્ત્રોમાં છે ને જે આજ સુધીમાં ઘણી વાર જાહેર થયા છે તેમજ જૈનસમાજ આ આચાર સેકડો વર્ષોથી આચરે છે છતાં નવો વર્ગ તે શાસ્ત્ર અને પરંપરા બંનેને ઉઠાવનાર થઇ પર્વતિથિઓની હાનિ અને વૃદ્ધિ કહેવા-માનવા લાગ્યો છે.

આ બાબતના નિર્ણયને માટે શેઠ કસ્તુરભાઈ લાલભાઈએ પુનાના વૈદ્યને તટસ્થ તરીકે ગોઠવ્યા હતા. પરંતુ તાર ટપાલ, પેપર અને તે પક્ષના નેતાઓના કથનથી વૈદ્યનું તટસ્થપણું સર્વથા તુટી ગયું છે, એમ નક્કી જણાયાથી શેઠ કસ્તુરભાઈ લાલભાઈ ઉપર તે ચુકાદાને ખુલાસા અને ટીકા વગર નહિ માનવાને માટે પહેલેથી જણાવી દેવામાં આવ્યું છે છતાં કદાચ કોઇપણ તરફથી તે વૈદ્યનું લખાણ બહાર પડે તો તે શાસનપ્રેમીઓને કોઇપણ પ્રકારે માનવા લાયક નથી એમ તમોને અનુસરનારા ગણીને જણાવવું જરૂરી ગણું છું

આમ છતાં તે વિષયના મુદ્દા સમર્થન અને ઉત્તરો કોઇપણ સારા બીજા ચાર વિદ્વાનો પાસે મુકી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ અમારા લખાણ ઉપરથી કે જરૂર જણાય તો અન્ય મૌખિક ચર્ચા પછી એક્ઠી બેઠકે નિર્ણય લાવી આપે તો તે કબુલ કરવા લાયક ગણાય.

તા ક—પર્વારાધનનો વિષય આખા શાસન સાથે સંબંધવાળો હોવાથી તેનો નિર્ણય અયોગ્ય રીતે આવે તે શાસનમર્યાદાની અપેક્ષાએ ભયંકર હોવાથી આ જાહેર કરવાની જરૂર જણાયેલ છે.

કપડવંજ,<br>અસાડ સુદ ૩ તા. ૫-૭-૪૩ } આનંદસાગરના ધર્મલાભ વાંચવા.

# શાસનપ્રેમી ભાઇઓને સવેળાની ચેતવણી નં. ૨

ચેતવણી નં. ૧ આપ્યા પછી શેઠ કસ્તુરભાઈએ જે નિવેદન બહાર પાડયું છે તે અવળે રસ્તે દોરનાર ન થાય માટે આ બીજી ચેતવણી આપી છે

૧ તેઓએ જણાવેલા મુસદ્દાથીજ સ્પષ્ટ છે કે પુનાના ડોક્ટર વૈદ્યે તિથિ સંબંધી નિર્ણય લખી શેઠ કસ્તુરભાઈ દ્વારાએ બન્નેને મોકલી આપવો જો તેમ થયું હોત તો બોલવાનું રહેતજ નહિ. પરંતુ વૈદ્યનું લખાણુ તા ૬ ઠ્ઠી જુલાઇએ રજીષ્ટરથી આવે છે જે અયોગ્ય વિધિવાળું હોવાથી પાછું મોકલાયું છે, જ્યારે પુનાના રહીશ શા. મોહનલાલ જે નવા પંથના છે, તેને તે પહેલાં મળે છે અને તે મોહનલાલ પેપર અને તારોદ્વારાએ પોતાના ફેવરના ચુકાદાના સમાચાર ફેલાવે છે એ ઉપરથી સ્પષ્ટપણે વૈદ્યની તટસ્થતા નથી રહી એમ નક્કી થાય છે અને તેથીજ વૈદ્યનું લખાણુ શેઠને તા. ૧૪ મીએ તારથી અમાન્ય જણાવી તા. ૨૦ મીએ ખુલાસા અને ચર્ચા સિવાય ન લેવા જણાવ્યું હતું, છતાં તે સિધી વાત શેઠ કસ્તુરભાઇએ માની નહિ.

૨ જ્યારે પેપરમાં મોકલ્યાના તરફેણદારીના સમાચારો આવ્યા ત્યારે શેઠ કસ્તુરભાઈને તે બાબત જણાવતાં અખબાર પર ભરોંસો ન રાખવો એમ જણાવીને વસ્તુની ઉપેક્ષા કરી પણ તેનો વૈદ્ય પાસેથી ખુલાસો લીધો નહિં અને તેનું સમાધાન જણાવ્યુ નહિ

૩. તારથી વૈદ્યને તે મોહનલાલના પ્રચાર બાબત પુછાવ્યુ કે શેઠની જાણુ બહાર પુનાના શેઠ મોહનલાલથી આ પ્રચાર કેમ થયો ? ત્યારે તેના જવાબમાં વૈદ્યે શેઠને પૂછવાનું જણાવ્યું, અને તે બન્ને તારો શેઠને મોકલ્યા ત્યારે તેમાં અણુજુગતું નથી એમ શેઠે જણાવ્યું અર્થાત્ તેનુ પણ સમાધાન કર્યું નહિં આ વસ્તુઓ વિચારવાથી દરેક સુજ્ઞને માલમ પડશે કે વિધિમા વૈદ્યની તટસ્થતા રહી નથી અને તેથી તેઓના લખાણુને પણ કોઈ ન્યાયપ્રિય મનુષ્ય ખુલાસા અને ચર્ચા સિવાય એમને એમ મંજુર કરી શકે નહિ.

વૈદ્યની તટસ્થતાના ભંગને માત્ર વિધિની વિપરીતતા ગણીને શેઠ તરફથી સ્હામા પક્ષના જુન માસના પ્રચાર પછી લગભગ એક મહિને આવેલું લખાણનું રજીસ્ટર પાછું મોકલ્યું છે

હવે એ નિવેદનમા જણાવ્યા મુજબ લખાણુ બહાર પડયું છે છતાં છપાઇ બહાર પડશે ત્યારે તેમાં વિષયની જે વિપરીતતા છે તે આગળ જાહેર કરવામાં આવશે અર્થાત તે લખાણુ બહાર પડ્યા માત્રથી કોઇએ પણ ભ્રમમાં પડવું નહિં.

**પરંતુ તેમાં આવેલ વિષયોની વિપરીતતા જાહેર થાય ત્યાં સુધી અભિપ્રાય બાંધતાં જરૂર થોભવું.**

તા. ક.—૧. વૈદ્યના બહાર આવેલા લખાણમાં તા. ૩ જુન છે, સેવક-પત્રમાં પાલીતાણાથી તા. ૧લી જુને, મુંબઇ સમાચારમાં અમદાવાદથી તા. ૧ જુને, વંદેમાતરમ્‌માં તા. ૬ જુને અને વીરશાસનમાં તા. ૧૧ મી જુને તે લખાણ શેઠને મોકલ્યાના સમાચારો પ્રગટ થાય છે. અને તા. ૧૪ મી જુને તટસ્થતા તુટ્યાનો તાર અત્રેથી શેઠ ઉપર મુકવામાં આવે છે અને શેઠ તે વૈદ્યનું લખાણ વૈદ્યની સહી થયા પછી એક મહિના કરતાં પણ વધારે મુદત એટલે તા. ૫ મી જુલાઇએ અમદાવાદથી બન્નેને રજીસ્ટરથી મોકલે છે. આ બધું વિચારનારો સુજ્ઞ વર્ગ તટસ્થની કાર્યવાહી ભરોંસા લાયક નથી રહી, એમ ચોક્કસ સમજી શકશે.

૨ શેઠ ઉપર જે લખાણ મુદત પ્રમાણે પાલીતાણાથી તા. ૫-૧-૪૩ ના રજીસ્ટરથી ગયું હતું તેને માટે તે લખાણમા જણાવેલ 'પ્રેષિત' શબ્દ અને લખાણની મુદત ઓળંગીને તા ૬-૧-૪૩ ના દિવસે પાલીતાણાથી માણસ મોકલી તા. ૭-૧-૪૩ ના દિવસે કસ્તુરભાઇને હાથોહાથ મોકલાયુ તેને માટે વપરાયેલા 'પ્રદત્ત' શબ્દ શું લેખમાં એક પક્ષનો હાથ સ્પષ્ટ નથી કરતો ? અને જો એમ હોય તો તે લખાણ સ્વતંત્ર વૈદ્યનું નહિ, પરંતુ નવીન પંથના હસ્તક્ષેપવાળું જ ગણાય અને તેથીં તે લખાણની વિપરીતતા રામવૈદ્ય કે નવા પંથના નામે જાહેર થાય તો પણ અયોગ્ય નહિં ગણાય

કપડવંજ<br>તા. ૧૧-૮-૪૩ } **આનંદસાગરના ધર્મલાભ વાંચવા.**

શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇદ્વારા આવનાર તિથિચર્ચાનો નિર્ણય પૂ. આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મ અને આ. શ્રી વિજયરામચંદ્રસૂરિજી એ બે વચ્ચે હતો. તેમા પૂ આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજીએ શેઠશ્રી કસ્તુરભાઇદ્વારા નિર્ણય બહાર ન પડે તે અગાઉ જૈન જનતાને નિર્ણય ન માનવા માટે ચેતવણી નં. ૧ કાઢી ચેતાવી હતી અને તે ચેતવણી બાદ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇના નામે આ વિજયરામચંદ્રસૂરિદ્વારા પ્રચાર પામેલ ૨૭-૩-૪૩ ના નિવેદનમાં **"ત્યારબાદ આ. સાગરાનંદસૂરીશ્વરજીએ તા. ૫-૧-૪૩ ના રોજ એક પત્રિકા બહાર પાડી અને તેમાં ડૉ. વૈદ્ય તટસ્થ રહ્યા નથી એવો આક્ષેપ મૂકયો, અને જણાવ્યું કે તેથી ડૉ. વૈદ્યનો ચૂકાદો તેમને માન્ય તેમજ બંધનકારક નથી."** આ શબ્દો લખી પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીનું નિર્ણયમાંથી છૂટા થવાપણાની જાહેરાત અને કબુલાત

શેઠશ્રીએ કરી છે. અને તે નિવેદનને પોતાના જૈન પ્રવચનના ૩-૧૦-૪૩ ના અંકમાં પ્રસિદ્ધ કરી આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ ડૉ. પી એલ. વૈદ્યનો નિર્ણય પોતાને માન્ય છે અને આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીને અમાન્ય છે. તેમ કબુલ કરેલ છે.

**એટલે પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરિજી ડૉ. વૈદ્યના નિર્ણયની કબુલાતથી મુક્ત થયા છે તેની જાહેરાત અને કબુલાત તેમની ચેતવણી નં. ૧ થી, શેઠશ્રી કસ્તુરભાઈના નિવેદન દ્વારા શેઠશ્રીથી અને પ્રવચન વીરશાસન દ્વારા આ. રામચંદ્રસૂરિજીથી આજ અગાઉ થઈ ચૂકેલ છે તે પ્રસિદ્ધ જ છે.**

આમ છતાં સામાન્ય જનતા નિર્ણયના પ્રચારને નામે ખોટે રસ્તે ન દોરવાય તેટલા માટે પૂ. આચાર્ય શ્રીમત્ સાગરાનંદસૂરીશ્વરજી સિવાય બીજા પૂ આચાર્યોએ આ નિર્ણય સ્વીકાર્યો નથી તેની જાહેરાત થઇ હતી જે નીચે મુજબ છે.

## " સમગ્ર જૈન સંઘને વિજ્ઞપ્તિ.

**જૈન સંઘના વિદ્યમાન પૂ આચાર્યો, પૂ. પંન્યાસો અને જૈન સંઘના આગેવાનોએ તિથિચર્ચાના ગણાતા ચૂકાદાને સ્વીકાર્યો નથી.**

**ચૂકાદામાં જૈન શાસ્ત્રોને ખોટાં જણાવવામાં આવ્યાં છે અને તેઓને વગોવવામાં આવ્યાં છે.**

## ચુકાદો જૈન સંઘોને માન્ય નથી.

સેકડો વર્ષથી શ્રી જૈનશાસ્ત્રો અને પરંપરાપ્રમાણે શ્રી જૈન શ્વેતામ્બર તપાગચ્છ સઘ જે પ્રમાણે પર્વારાધન કરતો હતો તેજ પ્રમાણે હાલ પણ કરે છે ને કરવાનો છે.

હાલ જે પ્રમાણે પર્વારાધન થાય છે તે પર્વારાધન સેકડોવર્ષથી જૈનશાસ્ત્રો અને તદનુસારી પરપરા પ્રમાણે જ થાય છે. જૈન તપાગચ્છ સંઘની પ્રાચીન રીતિ અને શાસ્ત્રો મુજબ ટિપ્પણાની બીજ, પાંચમ, આઠમ, અગિઆરસ અને ચૌદશની ક્ષયવૃદ્ધિએ એકમ, ચોથ, સાતમ દસમ અને તેરસની ક્ષયવૃદ્ધિ તથા પૂનમ અમાસની ક્ષયવૃદ્ધિએ તેરસની ક્ષયવૃદ્ધિ કરે છે અને તેજ પ્રમાણે નીચેના જૈન-સંઘના ૪૪ સમુદાયોમાંથી ૪૧ સમુદાયો આરાધના કરે છે અને કરવાના છે

**જૈન સમાજના વિદ્યમાન ૪૪ સમુદાયોમાંથી ૪૧ સમુદાયો પરાપૂર્વની રીતિ મુજબ પર્વારાધન કરવાના છે. તેમને આ ચુકાદો માન્ય નથી.**

૧ પૂજ્યપાદ આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજી–
પૂ. આ. વિજયદર્શનસૂરિજી, પૂ. આ. વિજયોદયસૂરિજી, પૂ આ. વિજયનંદનસૂરિજી, પૂ. આ. વિજયવિજ્ઞાનસૂરિજી, પૂ. આ. વિજયપદ્મસૂરિજી, પૂ આ. વિજયામૃતસૂરિજી, પૂ. આ. વિજયલાવણ્યસૂરિજી, પૂ. ઉ. કસ્તુરવિજયજી આદિ ઠાણા.

૨ પૂજ્ય. આ. શ્રી સાગરાનંદસૂરિજી–
પૂ. આ. માણિક્યસાગરસૂરિજી, પૂ. પ ચંદ્રસાગરજી આદિ ઠાણા.

૩ પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરિજી–
પૂ આ. લલિતસૂરિજી, પૂ આ ઉમંગસૂરિજી, પૂ. આ. કસ્તુરસૂરિજી, પૂ. આ. વિજયવિદ્યાસૂરિજી આદિ ઠાણા.

૪ પૂ. આ. શ્રી વિજયહર્ષસૂરિજી–
પૂ. આ. વિજયમહેન્દ્રસૂરિજી, પૂ. આ. વિજયોદયસૂરિજી, પૂ. આ. કલ્યાણસૂરિજી તથા પૂ. પ. મંગળવિજયજી આદિ.

૫ પૂ. આ. શ્રી વિજયમોહનસૂરિજી–
પૂ આ. વિજયપ્રતાપસૂરિજી, પૂ. પ. ધર્મવિજયજી, પૂ પં. પ્રીતિવિજયજી તથા પૂ પ. માણિક્યવિજયજી આદિ ઠાણા.

૬ પૂ આ. શ્રી. ઋદ્ધિસાગરસૂરિજી–પૂ આ કીર્તિસાગરજી. ૭ પૂ આ. શ્રી. વિજયેન્દ્રસૂરિજી–પૂ. પં. ભાવવિજયજી આદિ ઠાણા. ૮ પૂ આ. શ્રી. વિજયભક્તિસૂરિજી–પૂ. પં. કંચનવિજયજી આદિ ઠાણા ૯ પૂ. આ. શ્રી. વિજયકુમુદસૂરિજી–૧૦ પૂ. આ શ્રી વિજયદેવસૂરિજી–૧૧ પૂ આ શ્રી વિજયન્યાયસૂરિજી ૧૨ પૂ. આ. શ્રી. વિજયલાભસૂરિજી–૧૩ પૂ. આ શ્રી સૌભાગ્યસૂરિજી–ઉ. વિવેકવિજયજી આદિ ઠાણા ૧૪ પૂ. આ શ્રી જયસિંહસૂરિજી ૧૫ પૂ આ. શ્રી. માણિક્યસિંહસૂરિજી ૧૬ પૂ આ. શ્રી વિજયસુરેન્દ્રસૂરિજી–પૂ પ. રવિવિજયજી આદિ ઠાણા. ૧૭ પૂ. આ. શ્રી કનકચંદ્રસૂરિજી ૧૮ સ્વ. પૂ પ્રવર્તક કાંતિવિજયજી મહારાજનો સમુદાય ૧૯ પૂ ઉ દયાવિજયજી મહારાજ આદિ ૨૦ પૂ. ઉ. સિદ્ધિમુનિજી. ૨૧ પૂ પ. શાંતિવિજયજી આદિ. ૨૨ પૂ પં. ચંદ્રવિજયજી. આદિ ઠાણા ૨૩ પૂ. પ. રંગવિમળજી આદિ, ૨૪ પૂ પં. રવિવિમળજી ૨૫ પૂ. પ હિંમતવિમળજી ૨૬ પૂ પ મહેન્દ્રવિમળજી. ૨૭ પૂ. પં. શ્રી હીરમુનિજી આદિ. ૨૮ પૂ પં. શ્રી. કીર્તિમુનિજી આદિ ૨૯ પૂ. પં. શ્રી અવદાતવિજયજી ૩૦ પૂ પ શ્રી નયવિજયજી ૩૧ પૂ. પ શ્રી દુર્લભવિજયજી. ૩૨ પૂ પ શ્રી લલિતવિજયજી ૩૩ પૂ પ શ્રી કલ્યાણવિમળજી. ૩૪ પૂ. પ શ્રી મંગળવિજયજી ૩૫ પૂ પ. શ્રી હિંમતવિજયજી આદિ. ૩૬ પૂ પં. શ્રી મોહનવિજયજી કાશીવાળા ૩૭ પૂ પં. શ્રી પૂણ્યવિમળજી ૩૮ પૂજ્ય મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ. પૂ. મુનિરાજ જયંત

વિજયજી આદિ ૩૯ પૂજ્ય મુનિરાજ જ્ઞાનસુંદરજી મહારાજ ૪૦ પૂજ્ય મુનિવર્યશ્રી ગુલાબવિજયજી દાદાનો સમુદાય, ૪૧ પૂજ્ય મુનિરાજ દર્શનવિજયજી ત્રિપુટી વિગેરે વિગેરે

જૈનસમાજમાં કોઈ દીવસ પર્વતિથિની ક્ષય કે વૃદ્ધિ થતી નથી. સં. ૧૯૯૨ પછીથી શરૂ થયેલ નવામતે બાર પર્વતિથિને બદલે તેર અને અગિઆર પર્વ કરી પર્વારાધનના લોપનું મહાન પાપ સમાજમાં પ્રવર્તાવવું શરૂ કર્યું છે.

પૂજ્ય આચાર્ય સાગરાનંદસૂરિજી મહારાજ સિવાય ઉપરોક્ત પૂજ્ય આચાર્યવર્યો અને પૂજ્ય સાધુ સમૂદાયોને જૈનેતરના આપેલા જજમેન્ટ સાથે સુદ્દલ સંબંધ નહોતો અને નથી. પૂ. આ. શ્રીસાગરાનંદસૂરિજીનુ માનવું હતું કે યોગ્ય અને તટસ્થ વિદ્વાન કદાચ જૈનેતર હશે તો પણ જો તે જૈનશાસ્ત્રોના આધારે આ ચર્ચાનો નિર્ણય આપશે તો તે ઉકેલ સત્ય આવશે પણ જજમેન્ટ બહાર પડયા પહેલાં ચેતવણી નં, ૧-૨ બહાર પાડી તટસ્થની તટસ્થતા તુટી હોવાના કારણો રજુ કરી પોતાનું તે જજમેન્ટથી છૂટાપણું જાહેર કરી જૈન જનતાને તેથી વાકેફ કરેલ છે. પછીથી તો સૌ કોઇ જાણી શકયું છે કે તેનાથી સત્ય ઉકેલ તો દૂર રહ્યો પણ કોઈ પણ જૈનને મહાન દુઃખ ઉત્પન્ન કરે તેવું તટસ્થને હાથે ભયંકર દુઃખદ કાર્ય થયું છે.

પૂજ્ય આચાર્ય સાગરાનંદસૂરિજીએ આ ચર્ચામાં રજુ કરેલ ૧ સ્થાનાંગ સૂત્ર ૨ શ્રી ભગવતી સૂત્ર ૩ શ્રી વ્યવહાર સૂત્ર ૪ જીતકલ્પ ભાષ્ય વિગેરે આગમ ગ્રંથોને.

**१ यानि शास्त्राणि समुपन्यस्तानि तानि शास्त्राभासान्येवेति पृ. २०**

જે શાસ્ત્રો આચાર્ય સાગરાનંદસૂરિજીએ રજુ કર્યા છે તે શાસ્ત્રાભાસજ છે. (અર્થાત્ ખોટાં કહ્યા છે.)

આ શબ્દો દ્વારા કહેવાતા તટસ્થ વૈદ્યે જૈન આગમોને ખોટા કહી વગોવ્યા છે.

આથી પ્રત્યેક જૈન જૈનશાસ્ત્રોને ખોટા કહેનાર આ જજમેન્ટ આપનાર કહેવાતા તટસ્થની અને પોતાના જય ખાતર જૈન શાસ્ત્રોને પણ પાસે રહી ઉત્થાપવરાવનાર નવા મતની પાસે જવાબ માગવો જોઇએ. અને આપણા પૂજ્ય સિદ્ધાંતો અને શાસ્ત્રોની પૂર્ણ રક્ષા કરવી જોઇએ.

જૈન સમાજના ખૂણે ખૂણે સૌ કોઇ જાણી ગયું છે કે આ ચૂકાદો તટસ્થની તટસ્થતા વિનાનો, જૈનશાસ્ત્રોને વગોવનારો, અને ચર્ચાની રજુ થયેલ ભૂમિકારૂપ મુસદ્દાને જાણી બુઝીને અવગણીને તટસ્થની પાસે પોતાની મનગમતી રીતે સામાપક્ષે મેળવેલો છે

આ ઉપરથી પ્રત્યેક જૈનને વિજ્ઞપ્તિ કરવાની કે તિથિચર્ચાનો બહાર પડતો

કે પડનારો ચૂકાદો સત્યથી રહિત આક્ષેપ પૂર્ણ અને સમાજને લાંછનરૂપ છે, ને તે ચૂકાદાને ઉપર જણાવેલ પૂજ્ય આચાર્યો, પૂજ્ય સાધુ સમુદાયો અને પૂજ્ય અનેક સંઘ સમૂહોએ સ્વીકાર્યો નહિ હોવાથી કોઇ તેવા ખોટા ચૂકાદાથી ભરમાશો નહિ.

અમદાવાદ. } શ્રી જૈન ધર્મ પ્રભાવક સમાજ.
તા. ૫-૧૦-૪૩ } અમદાવાદ "

આ હેન્ડબીલથી સ્પષ્ટ છે કે—ડૉ. વૈદ્યના નિર્ણયને પૂ. આ શ્રી સાગરાનંદસૂરિજીએ નાકબુલ કરેલ છે અને બીજા પૂ. આચાર્યોએ નિર્ણયના નામે જનતાને કોઈપણરીતે ન ભરમાવાની જાહેરાત કરી છે. આ ઉપરાંત પૂ. આચાર્યદેવ વિજયસુરેન્દ્રસૂરીશ્વરજી. પૂ. પં. કીર્તિમુનિજી, પૂ. આ. જયસિંહસૂરિજી વિગેરે અનેકોએ આ નિર્ણયને નહિં માનવાનું પૃથક્ પૃથક્ રીતે પણ જાહેર કરેલ છે.

**ડૉ. વૈદ્યના તિથિ નિર્ણય પછી પણ આ. વિજયરામચંદ્રસૂરિ આદિ ત્રણ સમુદાય સિવાય ૪૧ પૂ. મુનિ સમુદાયોએ પ્રાચીન પ્રણાલિકા મુજબ જ પર્વારાધન કરેલ છે.**

વિ. સં. ૨૦૦૦ માં ટીપ્પણામાં મહા વદી ૦)) નો ક્ષય હતો ત્યારે શાસ્ત્રાનુલક્ષીપરંપરા મુજબ મહા વદી ૧૩ નો ક્ષય કરી મહા વદ ૧૪ તા. ૨૨-૨-૪૪ અને મહા વદી ૦)) તા. ૨૩-૨-૪૪ ના દિવસે પૂ. ૪૧ સાધુ સમુદાયોએ અને જૈન સંઘે આરાધી હતી આ પ્રમાણે આરાધન કરી વૈદ્યના નિર્ણયને સકલ સંઘે આચરણ અને માન્યતાથી અમાન્ય ગણ્યો હતો.

આ ઉપરાંત તિથિ નિર્ણય પછી પણ પૂ. આચાર્ય વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના ફોટાવાળાં પૂ આ વિજયવલ્લભસૂરિજીના ફોટાવાળાં, ગુરૂકુલ, પ્રસારક સભા, આત્માનંદ સભા, બાલાશ્રમ, ઊંઝા ફાર્મસી, એમ વાડીલાલ વિગેરે અનેકોએ પૂર્વપ્રમાણેનાજ પર્વક્ષયવૃદ્ધિ વિનાનાં પંચાંગો કાઢયાં હતાં અને તે પંચાંગો મુજબ પર્વતિથિનું આરાધન કરી વૈદ્યના નિર્ણયને અવગણ્યો હતો.

**ડૉ. વૈદ્યના તિથિ નિર્ણય પછી અમદાવાદના ઉપાશ્રયોએ પ્રાચિન પ્રણાલિકા મુજબ આરાધન કરવાની કરેલ જાહેરાત—**

પર્વાનુષ્ઠાન વિષયક પ્રતિક્રમણ પૌષધ વિગેરેની આરાધનાના સાર્વજનિક સ્થાનો ઉપાશ્રયો છે તે ઉપાશ્રયોમાં ડૉ વૈદ્યના નિર્ણય પ્રમાણે આરાધન નહિ થાય પરંતુ પ્રાચીન પ્રણાલિકા મુજબ થશે તે જણાવનારો નિર્ણય તેમના વહીવટદારોએ જે બહાર પાડયો છે તે નીચે મુજબ છે.

ઉપર જણાવેલ ઉપાશ્રયોએ પોતાનો નિર્ણય પ્રાચીન પ્રણાલિકાને અનુસરવાનો જાહેર કરી ડૉ. વૈદ્યના નિર્ણયને નહિં માનવાનો પોતાનો નિર્ધાર જાહેર કર્યો છે.

સંક્ષેપમાં ડો. પી. એલ. વૈદ્યનોનિર્ણય આ. વિજયરામચંદ્ર સૂરિએ પોતાના જૈનપ્રવચનપત્રમાં પ્રગટ કરી અને વીરશાસન પત્રમાં તેનું વારે ઘડીએ સમર્થન કરી નિર્ણય સ્વીકાર્યાનું જણાવ્યું છે પણ નિર્ણય પ્રગટ થયાબાદ તેમણે કાઢેલ સં. ૨૦૦૦ નું પંચાંગ નિર્ણયને અનુસરતું ન હોવાથી વાસ્તવિક રીતે નિર્ણય કબુલ્યાનું જણાવ્યાં છતાં પોતાના મતને પકડી રાખી નિર્ણયનો અસ્વીકાર કર્યો છેઃ—

### ડો. પી. એલ. વૈદ્યના નિર્ણયને અનુસરી આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજે બનાવવું જોઈતું સં. ૨૦૦૦ ની સાલનું પંચાંગ

| કાર્તિક | | | માર્ગશીર્ષ | | | પોષ | | | મહા | | | ફાગણ | | | ચૈત્ર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદ ૧૪ ક્ષય<br>વદ ૪ બે | | | શુદ ૭ ક્ષય<br>વદ ૬ બે | | | શુદ ૧ ક્ષય | | | શુદ ૬ ક્ષય<br>શુદ ૧૪ બે<br>વદ ૦)) ક્ષય | | | વદ ૨ બે<br>વદ ૯ ક્ષય | | | વદ ૧૩ ક્ષય | | |
| તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. |
| ૧૨ | ભોમ | ૯ | ૫ | ગુરૂ | ૨ | ૧ | સોમ | ૨૭ | ૪ | શનિ | ૨૯ | | | | | | |
| ૧૪ | બુધ | ૧૦ | ૭ | શુક્ર | ૩ | ૨ | ભોમ | ૨૮ | ૬ | રવિ | ૩૦ | ૨ | શનિ | ૧૧ | | | |
| ૧૫ | ગુરૂ | ૧૧ | ૫ | ગુરૂ | ૧૬ | | | | ૧૪ | સોમ | ૭ | ૨ | રવિ | ૧૨ | | | |
| ૩ | રવિ | ૧૪ | ૬ | શુક્ર | ૧૭ | | | | ૧૪ | ભોમ | ૮ | ૭ | શુક્ર | ૧૭ | ૧૧ | બુધ | ૧૯ |
| ૪ | સોમ | ૧૫ | ૬ | શનિ | ૧૮ | | | | ૧૪ | બુધ | ૨૪ | ૯ | શનિ | ૧૮ | ૧૩ | ગુરૂ | ૨૦ |
| ૪ | ભોમ | ૧૬ | ૦)) | ૦ | ૦ | | | | ૦)) | ૦ | ૦ | ૧૦ | રવિ | ૧૯ | ૧૪ | શુક્ર | ૨૧ |

| વૈશાખ | | | જેઠ | | | અષાડ | | | શ્રાવણ | | | ભાદરવો | | | આસો | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદ ૧૧ બે વદ ૬ ક્ષય | | | વદ ૯ ક્ષય | | | શુદ ૭ બે વદ ૨ ક્ષય | | | વદ ૫ ક્ષય | | | શુદ ૩ બે શુદ ૧૩ ક્ષય | | | વદ ૧ ક્ષય વદ ૧૪ બે | | |
| તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા |
| | | | | | | ૭ | ભોમ | ૨૭ | | | | ૩ | સોમ | ૨૧ | | | |
| ૧૧ | બુધ | ૩ | | | | ૭ | બુધ | ૨૮ | | | | ૩ | ભોમ | ૨૨ | | | |
| ૧૧ | ગુરૂ | ૪ | | | | ૮ | ગુરૂ | ૨૯ | | | | ૪ | બુધ | ૨૩ | ૧૫ | ૦ | ૦ |
| ૪ | શુક્ર | ૧૨ | ૭ | ભોમ | ૧૩ | ૧૫ | ગુરૂ | ૬ | ૩ | સોમ | ૭ | ૧૧ | બુધ | ૩૦ | ૧ | સોમ | ૨ |
| ૬ | શનિ | ૧૩ | ૯ | બુધ | ૧૪ | ૨ | શુક્ર | ૭ | ૫ | ભોમ | ૮ | ૧૩ | ગુરૂ | ૩૧ | ૧૪ | રવિ | ૧૫ |
| ૭ | રવિ | ૧૪ | ૧૦ | ગુરૂ | ૧૫ | ૩ | શનિ | ૮ | ૬ | બુધ | ૯ | ૧૪ | શુક્ર | ૧ | ૧૪ | સોમ | ૧૬ |

**નિર્ણય માન્યો છે એમ કહ્યા છતાં આ. વિજયરામચંદ્રસૂરિજીએ કાઢેલ પંચાંગ**

| કાર્તિક | | | માર્ગશીર્ષ | | | પોષ | | | મહા | | | ફાગણ | | | ચૈત્ર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદ ૧૪ ક્ષય વદ ૪ બે | | | શુદ ૭ ક્ષય વદ ૬ બે | | | શુદ ૧ ક્ષય | | | શુદ ૬ ક્ષય શુદ ૧૪ બે વદ ૦)) ક્ષય | | | વદ ૨ બે વદ ૯ ક્ષય | | | વદ ૧૩ ક્ષય | | |
| તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા |
| ૧૨ | ભોમ | ૯ | ૫ | ગુરૂ | ૨ | ૧ | ૦ | ૦ | ૪ | શનિ | ૨૯ | | | | | | |
| ૧૩+૧૪ | બુધ | ૧૦ | ૬ | શુક્ર | ૩ | ૨ | ભોમ | ૨૮ | ૫ | રવિ | ૩૦ | +૨ | શનિ | ૧૧ | | | |
| ૧૫ | ગુરૂ | ૧૧ | ૭ | ૦ | ૦ | | | | ૬ | ૦ | ૦ | ૨ | રવિ | ૧૨ | | | |
| ૩ | રવિ | ૧૪ | ૫ | ગુરૂ | ૧૬ | | | | +૧૪ | સોમ | ૭ | ૭ | શુક્ર | ૧૭ | ૧૧ | બુધ | ૧૯ |
| +૪ | સોમ | ૧૫ | ×૬ | શુક્ર | ૧૭ | | | | ૧૪ | ભોમ | ૮ | ૮ | શનિ | ૧૮ | ૧૨×૧૩ | ગુરૂ | ૨૦ |
| ૪ | ભોમ | ૧૬ | ૬ | શનિ | ૧૮ | | | | ૧૪+૦)) | બુધ | ૨૩ | ૯ | ૦ | ૦ | ૧૪ | શુક્ર | ૨૨ |
| | | | ૦)) | સોમ | ૨૭ | | | | | | | | | | | | |

| વૈશાખ | | | જેઠ | | | અષાડ | | | શ્રાવણ | | | ભાદ્રપદ | | | આસો | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદ ૧૧ બે વદ ૬ ક્ષય | | | વદ ૯ ક્ષય | | | શુદ ૭ બે વદ ૨ ક્ષય | | | વદ ૫ ક્ષય | | | શુદ ૩ બે શુદ ૧૩ ક્ષય | | | વદ ૧ ક્ષય વદ ૧૪ બે | | |
| તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા | તિથિ | વાર | તા |
| | | | | | | +૭ | ભોમ | ૨૭ | | | | ૩ | સોમ | ૨૧ | | | |
| ૧૧ | બુધ | ૩ | | | | ૭ | બુધ | ૨૮ | | | | ૩ | ભોમ | ૨૨ | | | |
| ૧૧ | ગુરૂ | ૪ | | | | ૮ | ગુરૂ | ૨૯ | | | | ૪ | બુધ | ૨૩ | ૧૫ | સોમ | ૨ |
| ૪ | શુક્ર | ૧૨ | ૭ | ભોમ | ૧૩ | ૧૫ | ગુરૂ | ૬ | ૩ | સોમ | ૭ | ૧૧ | બુધ | ૩૦ | ૧ | ૦ | ૦ |
| ૫+૬ | શનિ | ૧૩ | ૮+૯ | બુધ | ૧૪ | ૧+૨ | શુક્ર | ૭ | ૪+૫ | ભોમ | ૮ | ૧૨ | ગુરૂ | ૩૧ | +૧૪ | રવિ | ૧૫ |
| ૭ | રવિ | ૧૪ | ૧૦ | ગુરૂ | ૧૫ | ૩ | શનિ | ૮ | ૬ | બુધ | ૯ | ૧૩ | ૦ | ૦ | ૧૪ | સોમ | ૧૬ |

[ શાસન સુધાકર પત્ર તા ૮-૧૧-૪૩ ]

# પરિશિષ્ટ નં. ૩

## પૂ. પં૦ કીર્તિમુનિજી ગણિવરે વૈદ્યના શાસ્ત્રાભાસ માટે ઉપાડેલ ઝુંબેશ.

પૂ પં. કીર્તિમુનિજી મહારાજે 'જૈન જનતા સાવધ રહે' એ મથાળાવાળું હેન્ડબીલ તા. ૨૪-૮-૪૩ ના રોજ છપાવ્યું હતું જેમાં—

१ "यानि तैः शास्त्राण्युपन्यस्तानि तेषां प्रामाण्यमपि वयं न सहामहे"

२ "यानि शास्त्राणि समुपन्यस्तानि तानि शास्त्राभासान्येवेति"

આ પંક્તિઓ હતી. ડૉ પી એલ વૈદ્યે આ હેન્ડબીલ ગમે ત્યાંથી મેળવી વાંચ્યું અને તે વાંચ્યા બાદ પૂ૦ પં૦ કીર્તિમુનિજી ઉપર નીચે પ્રમાણેનો પત્ર લખ્યો—

राजनगरवास्तव्येषु पंन्यासकीर्तिमुनिषु

१ भवद्भिः प्रकटीकृतं (जैन जनता सावध रहे) इति शीर्षकं किमपि पत्रकमस्माभिर्दृष्टम्। तत्र पञ्चमपरिच्छेदमध्ये यद् भवद्भिरुक्तम् यदस्माभिः "सूर्यप्रज्ञप्ति-निशीथ-दशाश्रुतस्कन्ध-लोकप्रकाशादिशास्त्राणां प्रामाण्यमेव (न) सह्यते" तथा "यानि शास्त्राणि" इत्यनेन सर्वाण्यपि जैनशास्त्राणि अस्माभिः शास्त्राभासानि प्रतिपाद्यन्ते तदस्मन्निर्णयपत्रे भवद्भिः क्व लभ्यते तत्कृपया पृष्ठपंक्तिनिर्देशपुरस्सरं प्रदर्श्यतामिति मे विज्ञप्तिः

२ अस्माकं त्वेतन्मतं यद् भवतां गीर्वाणवाणीपरिचयः अतीव स्वल्पतरः, न च भवतां शास्त्रीयसंस्कृतभाषया सह स्थूलोऽपि परिचयः, येन भवन्त पत्रिकायामेवंविधमसत्यं प्रकाशयन्ति, एवं स्थिते प्रकाश्यमानस्य गुर्जरभाषामयस्यानुवादस्य परिशीलनमेव भवतां श्रेय इति नो मतिः।

३ तस्यानुवादस्य परिशीलनानन्तरं ज्ञायेतैव भवद्भिर्यथा नास्माभिः सूर्यप्रज्ञप्त्यादि ग्रन्थानां प्रामाण्यं क्वापि अधिक्षिप्तं, न च तेषां शास्त्राभासं प्रतिपादितम्। सर्वविरतिव्रतं स्वेच्छया स्वीकुर्वाणैर्भवादृशैर्यदि द्वितीयमहाव्रतस्य एव संचित्य आशातना क्रियते तदा का कथा श्रावकाणामन्येषां वेत्यपि मनसि विचार्यताम्। स्वीयं च सर्वविरतिव्रतभङ्गं सत्यार्थप्रकाशनेन सर्वजनसमक्षं पत्रिकारूपेण प्रतिक्रमणेन प्रकटीक्रियतामित्याशास्यते

वैद्योपाह्वेन परशुराम शर्मणा

7-9-43

From, P. L. Vaidya
Vadia College, POONA.

## ડૉ. પી એલ વૈદ્યના પત્રનો અનુવાદ

જૈનજનતા સાવધ રહે એ મથાળા પૂર્વકનુ તમે પ્રગટ કરેલ હેન્ડબીલ અમે જોયું છે તેમા પાચમા પેરેગ્રાફમા તમે જે કહ્યુ કે અમારા વડે "સૂર્યપ્રજ્ઞપ્તિ-નિશીથ-દશાશ્રુત-સ્કન્ધ લોકપ્રકાશ વિગેરે શાસ્ત્રોના પ્રામાણ્યને સહન કરાતુ (નથી)" તથા 'यानि शास्त्राणि' એ પ્રમાણેના શબ્દવડે સર્વ જૈનશાસ્ત્રો અમારાવડે શાસ્ત્રાભાસ કહેવાય છે તે અમારા નિર્ણયપત્રમા આપે કયા જોયુ તે કૃપાવડે પૃષ્ઠ પંક્તિ નિર્દેશપૂર્વક દેખાડશો એ પ્રમાણે મારી વિજ્ઞપ્તિ છે

અમારો નિશ્ચયપૂર્વક અભિપ્રાય છે કે તમોને સસ્કૃતભાષાનો ઘણો જ સ્વલ્પતર પરિચય છે, તમારો શાસ્ત્રીય સસ્કૃતભાષા સાથે સ્થૂલપણ પરિચય નથી જેને લઈને પત્રિકામા આ પ્રમાણે તમે અસત્ય જણાવો છો આમ હોવાથી તમારે થોડા વખતમા પ્રસિદ્ધ થતા ગુજરાતી અનુવાદનુ પરિશીલન કરવુ એજ કલ્યાણકારી છે એમ અમારુ માનવુ છે.

તે અનુવાદના પરિશીલન પછી આપને જણાશે કે અમારાવડે સૂર્યપ્રજ્ઞપ્તિ આદિ ગ્રથોના પ્રામણ્યનો કોઈ પણ ઠેકાણે તિરસ્કાર કરાયો નથી અને તેઓને શાસ્ત્રભાસ કહ્યા નથી, સ્વેચ્છાએ સર્વવિરતિ વ્રતને સ્વીકારનાર તમારા સરખા જે બીજા મહાવ્રતની આ પ્રમાણે સમજ પૂર્વક આશાતના કરે તો બીજા શ્રાવકોની શી વાત કરવી એ પણ મનમા વિચારવું જોઇએ. તમારા સર્વવિરતિવ્રતભંગને સર્વજનસમક્ષ સત્ય અર્થને જણાવતી પત્રિકારૂપ પ્રતિક્રમણવડે પ્રગટ કરશો એમ હું **વૈદ્ય પરશુરામ શર્મા** આશા રાખું છુ.

**મોકલનાર. ડોકટર પી. એલ. વૈદ્ય**
**વાડીયા કૉલેજ પૂના**

**નોંધ**—આ પત્રમા પહેલો પેરેગ્રાફ લખી ડો. પી. એલ વૈદ્ય પૂ પં. કીર્તિમુનિજીના હેન્ડબીલના પાચમા પેરેગ્રાફમાં

"**यानि ते शास्त्राण्युपन्यस्तानि तेषां प्रामाण्यमेव वय न सहामहे**" લખેલ પક્તિ જે 'સૂર્યપ્રજ્ઞપ્તિ નિશીથ દશાશ્રુતસ્કન્ધ લોકપ્રકાશ વિગેરે શાસ્ત્રોના પ્રામાણ્યને સહન કરતા નથી' તેમ જણાવે છે તે પક્તિ મારા નિર્ણયપત્રમા કયા પાને અને કઇ પક્તિમા છે તે જાણવા માગે છે

૨ તેમજ પૂ પ કાર્તિમુનિજીના પાંચમા પેરેગ્રાફમાં લખાયેલ "**यानि शास्त्राणि समुपन्यास्तानि तानि शास्त्राभासान्येवेति**" 'એ પ્રમાણેના શબ્દોવડે સર્વ જૈનશાસ્ત્રો અમારાવડે શાસ્ત્રાભાસ કહેવાય છે' તે અમારા નિર્ણય-પત્રમાં કયા પાને અને કઈ પંક્તિમા છે તે જાણવા માગે છે.

**આ ઉપરથી ડૉ પી એલ વૈદ્ય કહે છે કે—यानि तैः शास्त्राण्यु-पन्यस्तानि' પદ સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરેનુ અપ્રામાણ્ય ઠરાવે છે અને 'यानि शास्त्राणि समुपन्यस्तानि' પદ સર્વ જૈનશાસ્ત્રોને શાસ્ત્રભાસ કહે છે પણ તે અમારા નિર્ણયપત્રમાં હોય તો જરા પૃષ્ઠ પંક્તિ પૂર્વક બતાવો. અર્થાત્ આ પહેલો પેરેગ્રાફ લખતાં વૈદ્ય મહાશયને**

સંપૂર્ણપણે ખાત્રી છે કે મારા નિર્ણયપત્રમાં મેં કોઈ ઠેકાણે આવું કાંઈ પણ લખ્યું જ નથી એથી આમ લખવા પ્રેરાયા છે.

આ ઉપરથી સ્પષ્ટ ફલિત થાય છે કે આ નિર્ણયપત્રમાં નિર્ણયપત્રના લેખકને પણ ખ્યાલ ન રહે તેટલો ફેરફાર તેમની સમ્મતિ કે વગર સમ્મતિએ થયો છે તે ચોક્કસ છે તે વાત ડો. પી. એલ વૈદ્યના પત્રનો પહેલો પેરેગ્રાફ જણાવે છે.

ડૉ. પી એલ વૈદ્યે પૃ. પં. કીર્તિમુનિજી માહારાજને પોતાના બીજા-ત્રીજા પેરેગ્રાફમાં સજ્જન કે મધ્યસ્થને ન છાજે તેવા આક્ષેપ કર્યા છે કે જે વાંચ્યા પછી દરેક સમજુ માણસને મધ્યસ્થની તટસ્થતા વિષે શકા આવ્યા વિના રહી શકે તેમ નથી.

આ ડો પી એલ વૈદ્યના પત્રનો પૂજ્ય પંન્યાસજી કીર્તિમુનિજી મહારાજે જે જવાબ આપ્યો તે જવાબ નીચે આપીએ છીએ—

પૂનાવાસ્તવ્ય ડો. પી એલ વૈદ્ય. **અમદાવાદ.** તા. ૧૦-૯-૪૩

પુના

ધર્મલાભ પૂર્વક જણાવવાનું કે તમારો પત્ર મળ્યો "જૈન જનતા સાવધ રહે" એ હેન્ડબીલ અમે પ્રગટ કર્યું છે તે સત્ય છે પ્રગટ કરેલા હેન્ડબીલના પાચમા પેરેગ્રાફમાં અમે નીચે પ્રમાણેની પંક્તિઓ લખી છે.

૧ "**यानि तैःशास्त्राण्युपन्यस्तानि तेषां प्रामाण्यमेव वयं न सहामहे**"

[ નિર્ણયપત્ર પૃ ૧૬ પં ૨૩ ]

૨ "**यानि शास्त्राणि समुपन्यस्तानि तानि शास्त्राभासान्येवेति**"

[ નિર્ણયપત્ર પૃ ૨૦ પ ૬-૭ ]

તે આપે તૈયાર કરેલા મધ્યસ્થ નિર્ણયપત્રના પૃ ૧૬ ની ૨૩ મી પંક્તિ અને બીજી પૃ ૨૦ ની ૬-૭ પક્તિ છે તે તમે સૂક્ષ્મદૃષ્ટિથી જોશો.

આશ્ચર્ય છે કે—આપના લખેલા નિર્ણયપત્રમા આ પક્તિ કયા છે તેનો આપને ખ્યાલ નથી એટલુ જ નહિ પણ આ પંક્તિ છે કે કેમ? તેની તપાસનો પણ તમે પરિશ્રમ લીધો નથી, અતિ ઉતાવળ અને મગજના ઉશ્કેરાટથી તમારે લખવું છે

"**सूर्य प्रज्ञप्ति-निशीथ-दशाश्रुतस्कंन्ध-लोकप्रकाशादिशास्त्राणां प्रामाण्यमेव न सह्यते**" તેને બદલે તેમા **न** લખવો ભુલી જાઓ છો

તમારૂં પેરેગ્રાફ ૨-૩ નુ લખાણ મધ્યસ્થ અને સજ્જનને શોભે તેવું નથી વર્તમાનપત્રો જે 'તટસ્થ તટસ્થતા જાળવી શકયા નથી' એમ જે કહે છે તેને તમારા પત્રનુ લખાણ સમર્થન આપે છે

તમારો મત "**यद्भवतां गीर्वाणवाणीपरिचय अतीव स्वल्पतरः**" તે બરાબર છે. અમે જરૂર તમારી માફક પંડિતાભિમાની નથી. '**न च भवतां...**

परिचय." આ તમારૂ લખવું તેતો આપના મધ્યસ્થ નિર્ણયપત્રની અમે અમારા હેન્ડબીલમા જણાવેલી પક્તિઓના સ્થળનુ અવલોકન જ આપને જણાવશે કે અમોને સસ્કૃત ભાષા સાથે થોડો પણ પરિચય છે કે નહિ, "येन भवन्तः ... प्रकाशयन्ति" તેના માટે જણાવવાનુ કે આપે આપનુ મધ્યસ્થ નિર્ણયપત્ર જોવું અને તેમા જણાવેલ પક્તિઓનુ અવગાહન કરવું અને તે કર્યા પછી આપને જરૂર જણાશે કે અમે લખેલુ અસત્ય નથી પણ સત્ય છે આ ખાત્રી કરી કદાગ્રહનો ત્યાગ કરી આપેજ જાહેર કરવુ કે-'તમારા હેન્ડબીલનુ લખાણ સત્ય છે ને મેં કરેલા આપ ઉપરના આક્ષેપ અસત્ય છે'. एवं स्थिते नो मति ગુજરાતી ભાષાનો અનુવાદ વાચી પરિચય મેળવવાનો તમારો ઉપદેશ પણ માગ્યો છે

અમારે અને તમારે પરિચય મુદ્દલ નથી છતા આપનુ અમારી પ્રત્યે લખાયેલ તમારા બીજા પેરાનુ લખાણુ જ સૂચવે છે કે-તમે કોઇપણ પક્ષથી વાસિત બન્યા છો.

"तस्यानुवादस्य...प्रतिपादितम्" "અનુવાદ બહાર પડયા પછી અને તેના પરિશીલન પછી જણાશે કે અમે સૂર્યપ્રજ્ઞપ્ત્યાદિ શાસ્ત્રોનું અપ્રમાણ્ય કે શાસ્ત્રાભાસ પણું કહ્યુ નથી' તો ઉપરની તમારી પંક્તિઓ જે શાસ્ત્રોના પ્રામાણ્યને તિરસ્કાર કરવાનુ અને શાસ્ત્રાભાસપણુ જણાવે છે તેના સબધી તમારો શો ખુલાસો છે ? પૂજ્ય સાગરાનદસૂરિ મહારાજે ૪૦ શાસ્ત્રપાઠો રજુ કર્યા છે તે તો પ્રસિદ્ધ છે

"सर्वविरतिव्रतं ..मनसि विचार्यताम्" આ લખીને અમોને જ નહિ પણ સમગ્ર શ્રાવક જનતા ઉપર આક્ષેપ કર્યો છે તમને ઉડા વિચાર વિના શેઠ શ્રી કસ્તુરભાઇએ તટસ્થ નીમ્યા અને તેનો લાભ લઇ જજમેન્ટમાં ચર્ચાના મૂળ વિષયોને છોડી જૈન આગમ ગ્રન્થો અને પૂ સાગરાનદસૂરિ ઉપર અયોગ્ય આક્ષેપો કર્યા છે

"स्वीयं . प्रकटीक्रियतामित्याशास्यते" અમે મુનિઓ થયેલા અપરાધને પ્રતિદિન ખમાવીએ છીએ અને એવી કોઇ મોટી ભૂલ થઈ હોય તો જાહેર કરવામા પણ વાધો નથી. પરતુ પ્રમાદ અને ભુલથી તપાસ કર્યા વગર આવા આક્ષેપ કરવાનુ સર્વ સજ્જનની નીતિને ઉલ્લઘવાથી બને.

અંતે જૈનસમાજના મહાન્ દુર્ભાગ્યે ઉડી તપાસ વિના આપ જેવાને શેઠશ્રી તટસ્થ શોધી લાવ્યા કે જે ચાલુ વિષયને છોડી ખુલાસો માગ્યા વગર સર્વવિરતિ વ્રત ભંગના આક્ષેપો કરે છે અમારો આપના પત્રથી દઢ નિર્ણય છે કે-"તટસ્થનો ચુકાદો સત્યથી વેગળો સમતોલ વિનાનો અને આક્ષેપ પૂર્ણ છે' તેવુ જે આજે જૈન જનતામા પ્રસિદ્ધ છે તેને તમારૂ આ પત્રનું લખાણુ પુરેપુરું સમર્થન આપે છે.

સંપૂર્ણપણે ખાત્રી છે કે આપના નિર્ણયપત્રમાં જો કોઈ ઠેકાણે આવું કાંઇ પણ લખ્યુ જ નથી એવી ખાત્રી રાખવા પ્રેરાયા છે.

આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ નિર્ણયપત્રમાં નિર્ણયપત્રના લેખકોને પણ ખ્યાલ ન રહે તેવો ફેરફાર તેમની સમ્મતિ કે વગર સહાનુભૂતિએ થયો છે ને ચોક્કસ છે તે વાત ડો. પી. એલ વૈદ્યના પત્રનો ત્રીજો પેરેગ્રાફ જણાવે છે.

ડૉ. પી એલ વૈદ્યે પૂ. પં. કીર્તિમુનિજી મહારાજને પોતાના બીજા-ત્રીજા પેરેગ્રાફમા સજ્જન કે મધ્યસ્થને ન છાજે તેવા આક્ષેપ કર્યા છે કે જે વાંચ્યા પછી દરેક સમજુ માણસને મધ્યસ્થની તટસ્થતા વિષે શંકા આવ્યા વિના રહી શકે તેમ નથી.

આ ડૉ. પી એલ વૈદ્યના પત્રનો પૂજ્ય પંન્યાસજી કીર્તિમુનિજી મહારાજે જે જવાબ આપ્યો તે જવાબ નીચે આપીએ છીએ —

પૂનાવાસ્તવ્ય ડૉ. પી એલ વૈદ્ય.      અમદાવાદ. તા. ૧૦-૯-૪૩

પુના

ધર્મલાભ પૂર્વક જણાવવાનું કે તમારો પત્ર મળ્યો ‘ જૈન જનતા સાવધ રહે ” એ હેન્ડબીલ અમે પ્રગટ કર્યુ છે તે સત્ય છે. પ્રગટ કરેલા હેન્ડબીલના પાંચમા પેરેગ્રાફમા અમે નીચે પ્રમાણેની પંક્તિઓ લખી છે

૧ “ यानि तै शास्त्राण्युपन्यस्तानि तेषां प्रामाण्यमेव वयं न सहामहे ”

[ નિર્ણયપત્ર પૃ ૧૬ પં. ૨૩ ]

૨ “ यानि शास्त्राणि समुपन्यस्तानि तानि शास्त्राभासान्येवेति ”

[ નિર્ણયપત્ર પૃ ૨૦ પં ૬-૭ ]

તે આપે તૈયાર કરેલા મધ્યસ્થ નિર્ણયપત્રના પૃ ૧૬ ની ૨૩ મી પંક્તિ અને બીજી પૃ ૨૦ ની ૬-૭ પંક્તિ છે તે તમે સૂક્ષ્મદૃષ્ટિથી જોશો.

આશ્ચર્ય છે કે—આપના લખેલા નિર્ણયપત્રમા આ પંક્તિ કયા છે તેનો આપને ખ્યાલ નથી એટલુ જ નહિ પણ આ પંક્તિ છે કે કેમ? તેની તપાસનો પણ તમે પરિશ્રમ લીધો નથી, અતિ ઉતાવળ અને મગજના ઉશ્કેરાટથી તમારે લખવું છે

“ **सूर्य प्रज्ञप्ति-निशीथ-दशाश्रुतस्कंन्ध-लोकप्रकाशादिशास्त्राणां प्रामाण्यमेव न सह्यते** ” તેને બદલે તેમા ન લખેલો ભુલી જાઓ છો.

તમારૂં પેરેગ્રાફ ૨-૩ નુ લખાણ મધ્યસ્થ અને સજ્જનને શોભે તેવું નથી વર્તમાનપત્રો જે ‘ તટસ્થ તટસ્થતા જાળવી શકયા નથી ’ એમ જે કહે છે તેને તમારા પત્રનુ લખાણ સમર્થન આપે છે

તમારો મત “ यद्भवतां गीर्वाणवाणीपरिचय अतीव स्वल्पतरः ” તે બરાબર છે. અમે જરૂર તમારી માફક પંડિતાભિમાની નથી. ‘**न च भवतां**...

परिचयः" આ તમારૂ લખવું તેતો આપના મધ્યસ્થ નિર્ણયપત્રની [illegible] હેન્ડબીલમા જણાવેલી પક્તિઓના સ્થળનુ અવલોકન જ આપને જણાવશે કે અમોને સસ્કૃત ભાષા સાથે થોડો પણ પરિચય છે કે નહિ, "येन मन्त्र . प्रकाशयन्ति" તેના માટે જણાવવાનુ કે આપે આપનું મધ્યસ્થ નિર્ણયપત્ર જોવું અને તેમા જણાવેલ પક્તિઓનુ અવગાહન કરવુ અને તે [illegible] આપને જરૂર જણાશે કે અમે લખેલુ અસત્ય નથી પણ સત્ય છે આ [illegible] કદાગ્રહનો ત્યાગ કરી આપેજ જાહેર કરવુ કે–'તમારા હેન્ડબીલનુ [illegible] છે ને મે કરેલા આપ ઉપરના આક્ષેપ અસત્ય છે'. एवं स्थिते नो मति [illegible] ભાષાનો અનુવાદ વાચી પરિચય મેળવવાનો તમારો ઉપદેશ પણ [illegible] છે

અમારે અને તમારે પરિચય મુદ્દલ નથી છતા આપનું અમારી પ્રત્યે લખાયેલ તમારા બીજા પેરાનું લખાણ જ સૂચવે છે કે–તમે [illegible] વાસિત બન્યા છો.

"तस्यानुवादस्य...प्रतिपादितम्" "અનુવાદ બહાર પડયા પછી અને તેના પરિશીલન પછી જણાશે કે અમે સૂર્યપ્રજ્ઞપ્ત્યાદિ શાસ્ત્રોનું અપ્રમાણ્ય કે શાસ્ત્રાભાસ પણું કહ્યુ નથી' તો ઉપરની તમારી પંક્તિઓ જે શાસ્ત્રોના પ્રામાણ્યને તિરસ્કાર કરવાનુ અને શાસ્ત્રાભાસપણુ જણાવે છે તેના સંબધી તમારો શો ખુલાસો છે ? પૂજ્ય સાગરાનદસૂરિ મહારાજે ૪૦ શાસ્ત્રપાઠો રજુ કર્યા છે તે તો પ્રસિદ્ધ છે

"सर्वविरतिव्रतं ..मनसि विचार्यताम्" આ લખીને અમોને જ નહિ પણ સમગ્ર શ્રાવક જનતા ઉપર આક્ષેપ કર્યો છે તમને ઉંડા વિચાર વિના શેઠ શ્રી કસ્તુરભાઇએ તટસ્થ નીમ્યા અને તેનો લાભ લઇ [illegible] ચર્ચાના મૂળ વિષયોને છોડી જૈન આગમ ગ્રન્થો અને પૂ સાગરાનદસૂરિ ઉપર અયોગ્ય આક્ષેપો કર્યા છે

"स्वीयं . प्रकटीक्रियतामित्याशास्यते" અમે મુનિઓ [illegible] અપરાધને પ્રતિદિન ખમાવીએ છીએ અને એવી કોઇ મોટી ભૂલ થઈ હોય તો જાહેર કરવામા પણ વાધો નથી. પરતુ પ્રમાદ અને ભૂલથી [illegible] કર્યા વગર આવા આક્ષેપ કરવાનું સર્વ સજ્જનની નીતિને ઉલ્લઘવાથી [illegible].

અતે જૈનસમાજના મહાન્ દુર્ભાગ્યે ઉંડી [illegible] વિના આપ [illegible] શેઠશ્રી તટસ્થ શોધી લાવ્યા કે જે ચાલુ વિષયને છોડી [illegible] સર્વવિરતિ વ્રત ભંગના આક્ષેપો કરે છે અમારો આપના [illegible] છે કે–"તટસ્થનો ચુકાદો સત્યથી વેગળો સમતોલ વિનાનો [illegible] છે' તેવુ જે આજે જૈન જનતામા પ્રસિદ્ધ છે [illegible] લખાણ પુરેપુરૂ સમર્થન આપે છે.

परिचयः" આ તમારૂ લખવું તેતો આપના મધ્યસ્થ નિર્ણયપત્રની અને સ...રે.
હેન્ડબીલમાં જણાવેલી પંક્તિઓના સ્થળનુ અવલોકન જ આપને ...કે
અમોને સંસ્કૃત ભાષા સાથે થોડો પણ પરિચય છે કે નહિ, "येन भवन्तः .
प्रकाशयन्ति" તેના માટે જણાવવાનુ કે આપે આપનું મધ્યસ્થ નિર્ણયપત્ર
જોવુ અને તેમાં જણાવેલ પંક્તિઓનુ અવગાહન કરવું અને તે કર્યા પછી
આપને જરૂર જણાશે કે અમે લખેલુ અસત્ય નથી પણ સત્ય છે. ... કરી
કદાગ્રહનો ત્યાગ કરી આપેજ જાહેર કરવુ કે–'તમારા હેન્ડબીલનુ ...નુ સત્ય
છે ને મે કરેલા આપ ઉપરના આક્ષેપ અસત્ય છે'. एवं स्थिते नो मति ગુજરાતી
ભાષાનો અનુવાદ વાચી પરિચય મેળવવાનો તમારો ઉપદેશ પણ માન્યો છે

અમારે અને તમારે પરિચય મુદ્દલ નથી છતા આપનુ અમારી પ્રત્યે
લખાયેલ તમારા બીજા પેરાનું લખાણ જ સૂચવે છે કે–તમે કોઈપણ પક્ષથી
વાસિત બન્યા છો.

"तस्यानुवादस्य...प्रतिपादितम्" "અનુવાદ બહાર પડ્યા પછી અને તેના
પરિશીલન પછી જણાશે કે અમે સૂર્યપ્રજ્ઞપ્ત્યાદિ શાસ્ત્રોનુ અપ્રમાણ્ય કે શાસ્ત્ર-
ભાસ પણું કહ્યુ નથી' તો ઉપરની તમારી પંક્તિઓ જે શાસ્ત્રોના પ્રામાણ્યને
તિરસ્કાર કરવાનું અને શાસ્ત્રાભાસપણું જણાવે છે તેના સંબંધી તમારો શો
ખુલાસો છે ? પૂજ્ય સાગરાનંદસૂરિ મહારાજે ૪૦ શાસ્ત્રપાઠો રજુ કર્યા છે
તે તો પ્રસિદ્ધ છે.

"सर्वविरतिव्रतं...मनसि विचार्यताम्" આ લખીને અમોને જ નહિ ...
સમસ્થ શ્રાવક જનના ઉપર આક્ષેપ કર્યો છે તમને ઉંડા વિચાર વિના ...
કસ્તુરભાઈએ તટસ્થ નીમ્યા અને તેનો લાભ લઈ જજમેન્ટમાં ચર્ચાના ...
વિષયોને છોડી જૈન આગમ ગ્રન્થો અને પૂ સાગરાનંદસૂરિ ઉપર ...
આક્ષેપો કર્યા છે

"स्वीयं . प्रकटीक्रियतामित्याशास्यते" અમે મુનિઓ ... ૪૩
પ્રતિદિન ખમાવીએ છીએ અને એવી કોઈ મોટી ભૂલ થઈ ...
કરવામા પણ વાંધો નથી. પરંતુ પ્રમાદ અને ભૂલથી તપાસ ...
આક્ષેપ કરવાનું સર્વ સજ્જનની નીતિને ઉલ્લંઘવાથી બને. ...મારા હેન્ડ-

અંતે જૈનસમાજના મહાન્ દુર્ભાગ્યે ઉંડી તપાસ ... ...મર્થ ચર્ચામા
શેઠશ્રી તટસ્થ શોધી લાવ્યા કે જે ચાલુ વિષયને છોડી ... છે કે કેમ ?
સર્વવિરતિ વ્રત ભંગના આક્ષેપો કરે છે અમારો ... ...વ્ય આદિના
છે કે–"તટસ્થનો ચુકાદો સત્યથી વેગળો સમતોલ વિનાનો ... ...પાય આવ્યો
છે' તેવું જે આજે જૈન જનતામા પ્રસિદ્ધ છે ... ...ની ... લખાણ
લખાણ પુરેપુરૂ સમર્થન આપે છે.

સર્વવિરતિ, દેશવિરતિ કે સમ્યક્ત્વનો મર્મ સમજવો તે તમે ગમે તેટલું ભણેલા કે પંડિતાભિમાની હો તો પણ ધનલુબ્ધ અને ધનથી યદ્વા તદ્વા નાચ નાચનારા તમારા જેવા સંસારીને ખુબ કઠીન છે. અમે તમને વણમાગ્યું એટલું જરૂર જણાવીશું કે-જેવા સ્થાને તમોને શેઠશ્રી કસ્તુરભાઈએ સ્થાપ્યા હતા તેવા સ્થાન માટે તમે જરૂર યોગ્ય નથી.

પત્રનો જુવાબ આપશો ને તટસ્થ સજ્જનને છાજે તેમ રહેશો.

પં. કીર્તિમુનિ. તા. ૧૦-૯-૪૩

તા ક'—અમો પત્ર સંસ્કૃતમાં લખતા. પરંતુ હેન્ડબીલોમાં તમો આટલો રસ લેતા હોઈ પત્ર ગુજરાતીમા લખ્યો છે. પં. કીર્તિમુનિ.

---

## વૈદ્યના પત્ર અને શાસ્ત્રાભાસ અંગે શેઠશ્રી સાથે પૂ. પં. કીર્તિમુનિજીનો થયેલ પત્રવ્યવહાર.

---

અમદાવાદ, તા. ૧૫-૯-૪૩

રાજનગરથી પન્યાસ કીર્તિમુનિ આદિ ઠાણા ૩.

**શ્રી શેઠ કસ્તુરભાઈ લાલભાઈ** યોગ્ય ધર્મલાભ.

વિ. લખવાનુ કે તા. ૨૪-૮-૪૩ના રોજ એક હેન્ડબીલ અમે બહાર પાડયું છે. તે હેન્ડબીલ આ સાથે પાંચમા પેરેગ્રાફ ઉપર નિશાની કરી મોકલ્યું છે

આ પાચમા પેરેગ્રાફને અનુસરીને ડો પી એલ વૈદ્યે એક સસ્કૃતમા અમારા ઉપર કાગળ લખ્યો છે તેની નક્કલ આ સાથે તમને જોવા મોકલી છે. મુલ કોપી જો મગાવશો તો તમને જોવા બીડી આપીશું કે માણસની સાથે મોકલી આપીશું. અમારા હેન્ડબીલમાં લખેલ પહેલી પંકિત (यानि तैः.. सहामहे) તે મધ્યસ્થ નિર્ણયનું પૃષ્ઠ ૧૬ પક્તિ ૨૩ છે અને બીજી પકિત (यानि शास्त्राणि शास्त्राभासन्येवेति) મધ્યસ્થ નિર્ણયપત્રનુ પૃષ્ઠ ૨૦ પક્તિ ૬-૭ છે અમારો તેમની સાથેનો મુદ્દલ પરિચય નથી. છતાં અમારા ઉપર જે તેમનું લખાયેલ પેરા ૨-૩નુ લખાણુ તટસ્થ સજ્જનને શોભે તેવું છે કે કેમ? તેનો આપ યોગ્ય વિચાર કરશો પત્રનો જુવાબ આપશો

---

અમદાવાદ, ૧૮-૯-૪૩

પૂજ્ય પન્યાસજી મહારાજ કીર્તિમુનિજી

આપનો તા ૧૫-૯-૪૩નો પત્ર મળ્યો આપે મોકલેલ કાગળો વાંચી ગયો હુ એટલું તો ચોક્કસ માનું છું કે-એક સસારી કરતા સાધુ ઉપર અનેક ગણી વધારે જવાબદારી રહેલી છે. અને જેમણે પોતાના આત્માની શુદ્ધિ

ખાતર સંસારનો ત્યાગ કર્યો. તેમણે સામા ઉપર આક્ષેપ કરતા પહેલાં ઘણો વિચાર કરવાનો છે. આપની પત્રિકામા આપે બહાર પાડયું છે કે- ડૉ. વૈદ્યે જૈન આગમ ગ્રન્થોને વગોવ્યાં છે તે સદન્તર ખોટું છે. અને તે બાબત જ્યારે ડૉ. વૈદ્ય સુધારી લેવા આપને જણાવે છે ત્યારે આપ માઠું મનવો છો તે વાસ્તવિક નથી.

લી. કસ્તુરભાઇની ૧૦૦૮ વંદણા

---

અમદાવાદ, તા. ૨૨-૯-૪૩

રાજનગરથી પંન્યાસ કીર્તિમુનિ આદિ ઠાણા ૩.

શ્રી શેઠ કસ્તુરભાઇ લાલભાઇ યોગ્ય ધર્મલાભ

તમારો પત્ર મળ્યો સામા ઉપર આક્ષેપ કરતાં ખુબ વિચાર કરવો તે બરાબર છે. પણ જે લખાણથી સમગ્રશાસનના હિતનું નુકશાન થતું હોય તો તે નુકશાનથી ચેતવવા રૂપ સત્યવસ્તુને રજુ કરવી તે તો આક્ષેપ ન ગણાયને ?

જૈન આગમ ગ્રન્થોને શાસ્ત્રાભાસ કે અપ્રમાણ કહેવામાં આવે તે શું આગમ ગ્રન્થોને વગોવ્યા ન ગણાય ? છતાં અમે અમારા હેન્ડબીલમા રજુ કરેલ પક્તિઓ જૈનશાસ્ત્રોને શાસ્ત્રાભાસ કે અપ્રમાણ નથી કહેતી તેવુ તે પંક્તિના અર્થ ઉપરથી કોઈ મધ્યસ્થ ન્યાયવ્યાકરણ કે સાહિત્યના આચાર્ય અર્થ કાઢે તો તે સુધારવામા મને વાધો ન હોય પરંતુ તે પક્તિનો અર્થ જો ઉપરોક્ત યોગ્યતાવાળા વિદ્વાનો શાસ્ત્રોને શાસ્ત્રાભાસ (ખોટાં) કે અપ્રમાણ કહ્યાં છે તેમ કહે તો તમારી તરફથી 'જજમેન્ટ બરાબર નથી' તેમ જાહેરાત કરવાની આશા રાખવી વધુ પડતી નહિ જ ગણાય પત્રનો જુવાબ જરૂર આપજો શાસ્ત્રોને વગોવવા તે સમસ્ત શાસનમાટે શરમજનક છે

---

અમદાવાદ, તા. ૨૫-૯-૪૩

રાજનગરથી પંન્યાસ કીર્તિમુનિ આદિ ઠાણા ૩

શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ યોગ્ય ધર્મલાભ.

તમોને બે દિવસ ઉપર એક પત્ર લખ્યો છે વિશેષમા અમે અમારા હેન્ડબીલમા જે પક્તિઓ રજુ કરી છે તે પક્તિઓનો પૂર્વાપર સગત અર્થ ચર્ચામા રજુ કરવામા આવેલ જૈનશાસ્ત્રોને શાસ્ત્રાભાસ કહ્યા તેવો થાય છે કે કેમ ? અથવા બીજે પ્રકારે થાય છે તેના સંબધી ન્યાય, વ્યાકરણ અને કાવ્ય આદિના આચાર્ય થયેલા વિદ્વાનોનો અભિપ્રાય મેળવ્યો છે તેનો જે અભિપ્રાય આવ્યો છે તે તેમની સહીવાળા પત્રની નક્કલ અને ઘણામાં કેટલાકની સહીઓની નક્કલ આપને આ સાથે બીડી છે. તે વાંચી વિચારશો.

શાસ્ત્રાભાસ એટલે ખોટાં શાસ્ત્ર તે વાત પ્રસિદ્ધ બને. તો આ રીતે ચર્ચામાં રજુ થયેલ શાસ્ત્રોને શાસ્ત્રાભાસ કહેવાં તે વગોવવાં નહિં તો બીજું શું ગણાય?

ડૉ પી એલ. વૈદ્યે પોતાના સંસ્કૃત જજમેન્ટમાં જૈન શાસ્ત્રોને શાસ્ત્રાભાસ કહી વગોવ્યાં છે પત્રનો જુવાબ લખશો

**તા. ક:**—આમ છતાં આપ સ્વતંત્ર પણ તે પંક્તિઓના અર્થની તપાસ કરાવશો.

---

## પૂ. પં. કીર્તિમુનિ મહારાજને પંડિતોએ 'શાસ્ત્રાભાસ' શબ્દ માટે આપેલ અભિપ્રાયની શેઠશ્રીને મોકલી આપેલ મુસદ્દાની નકલ.

---

## ડો. પી. એલ. વૈદ્યના નિર્ણયમાં "શાસ્ત્રાભાસ' શબ્દ જૈનશાસ્ત્રોને ખોટાં કહે છે

મધ્યસ્થ નિર્ણય પત્રમાં ડો પી એલ વૈદ્ય શરૂઆતમાં લખે છે કે-

૧ "उमास्वातिवच प्रघोषत्वेन प्रसिद्धं 'क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा' इति श्लोकार्धमुद्दिश्य आचार्यश्री सागरानंदसूरीणां तथा आचार्यश्रीरामचन्द्रसूरीणां महान् मतभेदः प्रादुरभूत्" ! पृ ५ (प्रवचन अंक पृष्ठ १)

૧ "ઉમાસ્વાતિના વચન તરીકે પ્રસિદ્ધ 'क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा' એ શ્લોકાર્ધ સબંધી તિથિના ક્ષય અને વૃદ્ધિની બાબતમાં આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી અને આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજીની વચ્ચે મહાન્ મતભેદ પડયો."

આથી ડો. વૈદ્ય જણાવે છે કે તે બે આચાર્યો વચ્ચે 'क्षये पूर्वा०' ના શ્લોકાર્ધને લઈ મતભેદ હતો હવે તેજ ડો. વૈદ્ય પોતાના છાપેલા પાના ૨૦ ની ૬-૭ લીટીમાં લખે છે કે—

तदेवमाचार्यश्रीसागरानदसूरिभिरुमास्वातिवचनस्य स्वाभिमतार्थसिद्धये यानि शास्त्राणि समुपन्यस्तानि तानि शास्त्राभासान्येवेति। पृ० २० (प्रवचन अंक पृष्ठ १२ पं. २५-२६)

ઉમાસ્વાતિના વચનનો પોતાનો અભિમત અર્થ સિદ્ધ કરવા આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીએ જે શાસ્ત્રો રજુ કર્યાં છે તે શાસ્ત્રાભાસજ છે (અર્થાત ખોટાં છે)

આ ઉપરથી સ્પષ્ટ છે કે વૈદ્યના મતે આખી ચર્ચા 'क्षये पूर्वा०' ને લઇને છે ને તે આખી ચર્ચામાં રજુ થયેલ તમામ શાસ્ત્રો શાસ્ત્રાભાસ છે તેમ ડો. પી. એલ વૈદ્ય પોતાના શબ્દોમા કહેવા માગે છે

તેમજ આગળ ડો પી. એલ વૈદ્ય લખે છે કે—

एतादृशार्थसमर्थने यानि तै शास्त्राण्युपन्यस्तानि तेषां प्रामाण्यमेव वयं न सहामहे, यश्च तेषां प्रतिपादितोऽर्थ सोऽप्ययुक्तः। पृ० १६ (प्रवचन पृष्ठ १० पंक्ति ३२-३३)

આવા અર્થના સમર્થનમાં તેમણે જે શાસ્ત્રો રજુ કર્યા છે તેનું પ્રામાણ્ય અમે સ્વીકારતા નથી અને તેમણે જે અર્થ પ્રતિપાદિત કર્યો છે તે પણ અયુક્ત છે.

ઉપરની પંક્તિઓનો અર્થ શાસ્ત્રોને શાસ્ત્રાભાસ અર્થાત્ ખોટાં અને શાસ્ત્રોના પ્રામાણ્યને નહિ સ્વીકારવાનું કહે છે તેમ મને લાગે છે

વિદ્વાનોની સહીઓ.

આ. પછી પન્યાસશ્રી કીર્તિમુનિજી મહારાજે પત્રવ્યવહાર છાપવા માટે ડૉ. વૈદ્ય ઉપર ૨૩-૧૦-૪૩ ના રોજ પત્ર લખી મંજુરી મગાવી હતી અને તા. ૩૦-૧૦-૪૩ ના રોજ તેમની મંજુરી આવી હતી

---

૩૦-૧૦-૪૩ 19, Bund Round-POONA. 1

पंन्यास श्रीकीर्तिमुनिषु पराःशताः प्रणतयो विज्ञप्तिश्च

श्रीमतां २३-१०-४२ तमे दिने लिखित पत्रमेकं मयाद्यैवाऽधिगतम् । आवयोः पत्रोत्तरप्रसिद्धिविषयकं भवतामभिप्रायं विदित्वा परां प्रीतिमुपगतोऽस्मि । निर्णयपत्रे मदीया काचित् त्रुटिरद्यावधि मया नैवाऽधिगतेति विदांकुर्वन्तु भवन्तः। अस्य पत्रव्यवहारस्य प्रकाशनं भवतां वैतण्डिकत्वमेव प्रख्यापयेदिति मे मतिः। अहं हि प्रसिद्धिविमुख । भवन्तस्तु येन केन प्रकारेण प्रसिद्धिकांक्षिण तदवश्यमय पत्रव्यवहारो भवद्भिर्यथारुचिः प्रकाशनं नेतव्यः किंतु यद्यस्मदीयः पत्रव्यवहारप्रसिद्धि नेतव्या तदा मदीयं पत्रमधिकृत्य भवद्भि श्रेष्ठी श्री कस्तुरभाइ महोदयेभ्यो यदेकं पत्र लिखितं यच्च तैस्तस्योत्तरं प्रदत्तं तदवश्य प्रसिद्धिमर्हतीति कृपया तदपि प्रकाशतां नेयमिति मे विज्ञप्ति

भवदीयः

वैद्योपाह्वः परशुराम शर्मा

પત્રનો ભાવાર્થ.

ખુશીથી પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરજો પરંતુ કસ્તુરભાઈ શેઠને તમે એક પત્ર લખ્યો હતો અને તેનો ઉત્તર જે શેઠે આપ્યો હતો તે પણ મહેરબાની કરીને પ્રસિદ્ધ કરજો.

---

આ. સવ પત્ર વ્યવહારનું પરિણામ એ આવ્યું કે શેઠશ્રી કસ્તુરભાઇએ પ્રથમ છાપવા આપેલ હોવાથી નિર્ણય પત્રનું ગુજરાતી ભાષાન્તર છપાવા દીધું પરંતુ તે નિર્ણયપત્રની અંદર તેમણે જૈન સમાજને કોઇપણ જાતની ભલામણ કરી પોતાનું નિવેદન કે અભિપ્રાય જણાવ્યો નહિ. કારણકે આ પત્રવ્યવહારને અંતે પંડિતોના અભિપ્રાયથી શેઠશ્રીને પૂર્ણપણે ખાત્રી થઇ ગઈ હતી કે નિર્ણયકારે નિર્ણય આપવામાં ઉતાવળ કરી જૈનજનતાને માન્ય

થાય તેવો નિર્ણય આપ્યો નથી. આ વાત ગુજરાતી અનુવાદવાળો નિર્ણય પત્ર સ્પષ્ટ ખ્યાલ આપે છે કે જેમાં શેઠશ્રીનો નથી તો અભિપ્રાય કે નથી તેમાં કોઈ પણ જાતની પ્રસ્તાવના. આ વસ્તુમાં તે વખતે વીરશાસન અંકમાં 'કેટલીક બાબતોમાં શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના વિચારો અને અમારા વિચારો વચ્ચે મોટું અંતર છે' તેવી મતલબનું આવેલ લખાણ સારૂં અજવાળું પાડે છે

પૂ. પં. કીર્તિમુનિજી મહારાજે 'શાસ્ત્રાભાસ'ની પંક્તિઓને રજુ કરી જૈન જનતાને તિથિનિર્ણય પરત્વે વિમુખ બનાવી જૈન શાસન ઉપર ખુબજ ઉપકાર કર્યો છે તે નિશંક છે.



## પરિશિષ્ટ નં. ૪

### પૂ. પંન્યાસ ભાનુવિજયજી ગણિવરે નિર્ણયપત્રને અનુસરીને ડૉ. પી. એલ. વૈદ્ય પાસે સાત શંકાના માગેલ ખુલાસા.



राजनगरे डहेलाख्योपाश्रये चातुर्मासस्थितवता पंन्यासभानुविजयेन सादरं धर्मलाभपूर्वकं पूण्यपत्तनस्थेषु पी एल वैद्यमहोदयेषु किंचिन्निवेद्यते। भवतो निर्णयपत्र मयाऽवलोकितं। तस्य भाषासौष्ठवं वस्तुप्रतिपादनपद्धतिश्च प्रमोदयति विदूषामपि चेतांसि

"पूर्वाश्रमे ब्राह्मणोऽहमधुना स्वीकृतजैनदीक्षः, जिज्ञासुभावेन निर्णयपत्रोत्थानि शङ्कास्थानानि भवतां पुरतः प्रदर्शयामि तेषा सम्यगुत्तरप्रेषणेन निर्णयपत्रनिशङ्कज्ञानं मत्कृते सरलीकरिष्यत इति

१ उभयेषामप्याचार्याणां पर्वतिथिवृद्धिक्षयनिमित्तक एव मतभेदस्तथापि भवद्भिर्निणयपत्र तिथिवृद्धिक्षयमुद्दिश्य कथं प्रदत्तम्।

२ श्रेष्ठिवर्य कस्तुरभाइ महोदयेन द्वाभ्यामपि सूरिवर्याभ्यां मिलित्वा बहुकाल विचार्य घटित एतत्सबंधी मूलबीजकरूपो लेखो निर्णयपत्रे भवद्भिर्नोद्धृत तस्य किमपि प्रयोजन न वा?

३ सागरानन्दसूरीणां विजयरामचन्द्रसूरीणां च पक्षः प्रतिपक्षश्च कीदृशः स निर्णयपत्रे संक्षेपतो नहि प्रदर्शनस्य विजयरामचन्द्रसूरीणां शब्दै सागरानन्दसूरीणां खण्डनमकृत्वैव स्वकीयशब्दैः खण्डनकरणे च भवतां क आशयः?

४ भवत्प्रदर्शितेषु अथैतादृशस्य दृशसु विवादपदेषु अष्टमे विवादपदे "व्याख्यानस्य प्रामाण्यसिद्धये यानि शास्त्रावचनान्याचार्यश्रीसागरानन्दसूरिभिरुपन्यस्तानि तानि परीक्ष्यन्ते" इति लिखित्वा हीरप्रश्नस्य विजयदेवसूरेश्च पत्रद्वयस्योल्लेखः कृतः, किन्तु सागरानन्दसूरिभिः प्रदर्शितानां 'तत्त्वतरंगिणी' 'आचारप्र-

कल्पचूर्णि' 'प. रूपविजयपत्रम्' 'प दीपविजयपत्रम्' इत्येतेषां यत्किञ्चिदपि खण्डनं जनताविश्वासाय कथं न कृतं ?

५ भवद्भिर्जीताचारत्वेन कथिते चण्डांशुचण्डूपञ्चाङ्गे क्षये पूर्वा० इत्यादि-वाक्ये च स्वप्रदर्शिताश्चत्वार अंशा घटन्ते एतत्स्पष्टीकरणं कथ दूरीकृतम् ?

६ देवसूरसमाचार्यां त्रयोंऽशा न घटन्ते अत्र प्रथमांऽश घटने अन्येऽपि घटन्त एव इति मन्तव्ये खण्डनस्यावश्यकता प्रतिभाति न वा ?

७ एकस्मिन् दिने द्वयोस्तिथ्योः पर्वणो वा व्यपदेशो भवितुमर्हति इत्येतत् प्रतिपादयितुं निर्णयपत्रेऽधिकप्रयासः आवश्यक इति चेत् सन्ति कानिचित् तादृशि येषु तादृशो व्यपदेशः ?

इत्येवमपर्युल्लेखितशंकास्थलस्पष्टीकरणमाशास्यते

वि. सं २००० ज्ञानपञ्चमी भानुविजयेन

---

રાજનગર ડહેલાના ઉપાશ્રયે ચોમાસુ રહેલ પ ભાનુવિજયજીવડે આદર સહિત ધર્મલાભપૂર્વક પૂનાના પી એલ વૈદ્ય મહોદયને કાંઈક જણાવવામાં આવે છે. તમારૂ નિર્ણયપત્ર મે વાચ્યું છે તેની ભાષાની મનોહરતા અને વસ્તુપ્રતિ-પાદન પદ્ધતિ વિદ્વાનોના પણ મનને આનંદ ઉપજાવે તેમ છે.

પૂર્વાશ્રમમાં હું બ્રાહ્મણ હતો અને મેં જૈનદીક્ષા અંગીકાર કરેલ છે જિજ્ઞાસુભાવે નિર્ણયપત્ર વાંચવાથી મને ઉત્પન્ન થયેલ શંકાસ્થલો તમોને જણાવું છું તો તેનો સારી રીતે ઉત્તર આપવાવડે તે નિર્ણયપત્ર મને શંકારહિત સરળ બને તેમ કરશો

૧ બન્ને આચાર્યોને **પર્વવૃદ્ધિ ક્ષય** સંબધી મતભેદ હતો છતાં તમે નિર્ણયપત્ર **તિથિવૃદ્ધિક્ષયનુ** કેમ આપ્યું ?

૨ શ્રેષ્ઠિવર્ય કસ્તુરભાઇ અને બન્ને આચાર્યોએ મળી ઘણા વખત સુધી વિચાર કરી આ ચર્ચાના મૂળ બીજરૂપ લેખ (લવાદનામુ) ઘડ્યું હતું તે નિર્ણયપત્રમાં આપે કેમ ન લીધું ? અને આનુ કાંઈ પણ કારણ છે કે કેમ ?

૩ સાગરનંદસૂરિજી અને વિજયરામચંદ્રસૂરિજીનો પક્ષ પ્રતિપક્ષ કેવા પ્રકારનો છે તે નિર્ણયપત્રમા નહિં દેખાડવાનું, અને વિજયરામચંદ્રસૂરિજીના શબ્દોવડે સાગરનંદસૂરિજીનું ખંડન કર્યા વિના પોતાના શબ્દો વડે ખંડન કરવામાં આપનો શો આશય છે ?

૪ આપે દેખાડેલ દશ વિવાદપદો પૈકી આઠમા વિવાદપદમા 'હવે તે પ્રકારના વ્યાખ્યાનની પ્રમાણ સિદ્ધિમાટે જે શાસ્ત્રવચનોને આચાર્ય સાગરનંદસૂરિજીએ રજુ કર્યા છે તેની પરીક્ષા કરીએ' આ પ્રમાણે લખીને હીરપ્રશ્ન અને વિજયદેવ સૂરિજીના બે પાનાનો ઉલ્લેખ કર્યો પરંતુ સાગરાનંદસૂરિજીએ દેખાડેલ 'तत्त्व-

તરંગીણિ, આચારપ્રકલ્પ ચૂર્ણિ, પં. રૂપવિજયજીનો કાગળ, પં. દીપવિજયજીનો કાગળ એ સર્વનું કાંઇપણ ખંડન જનતાના વિશ્વાસમાટે કેમ ન કર્યું ?

૫ જીતાચારપણે કહેલ ચંડાશુચંડુ પંચાંગ અને ક્ષયેપૂર્વા ઇત્યાદિ વાક્યમાં તમારા દેખાડેલ ચાર અંશ ઘટે છે એનું સ્પષ્ટીકરણ કેમ (નિર્ણયપત્રમાં) કરવામાં નથી આવ્યું ?

૬ દેવસુર સમાચારીમાં ત્રણ અંશ ઘટતા નથી ( તેમ જણાવ્યું પરંતુ ) તે દેવસુરસમાચારીમાં પહેલા અંશની ઘટનામાં બીજા અંશો ઘટેજ છે એ માન્યતામાં ખંડનની આવશ્યકતા તમને લાગે છે કે નહિ ?

૭ એક દીવસે બે તિથિનો કે બે પર્વનો વ્યપદેશ થાય તે પ્રતિપાદન કરવા માટે નિર્ણયપત્રમાં અધિક પ્રયાસની આવશ્યક્તા હતી એક દીવસે બે તિથિ કે બે પર્વનો વ્યપદેશ થાય તેવા કોઇ સ્થળો છે ખરા ?

આ પ્રમાણે ઉપર ઉલ્લેખ કરેલ શંકાસ્થળના સ્પષ્ટીકરણની હું-ભાનુવિજય આશા રાખું છું. જ્ઞાનપંચમી. વિક્રમ સં. ૨૦૦૦

---

Bund Round, **Poona.**
11-11-43

पंन्यास श्रीभानुविजयेषु परःशताः प्रणतयो विज्ञप्तिश्च

भवतां पत्रमधिगतम् । मदीयं निर्णयपत्रमुद्दिश्य ये भवद्भिरिदं प्रथमतया साधुवादाः कृतास्तैः प्रमुदितोऽहम् ।

यदपि सिद्धप्रामाणान्येव मदन्तिके भवदीयानामाशङ्कानामुत्तराणि भवदाशङ्कापनोदक्षमाणि, तथापि मदीयं निर्णयपत्रमधिकृत्य सांप्रतिकमसांप्रतमान्दोलनं प्रेक्ष्य मन्यामहे यदनवसर एव सांप्रतं भवतामाशङ्कापनोदनस्य कियन्तमपि-कालमिति क्षम्यतां मे मौनमित्याशास्ते— भवदीय

वैद्योपाह्व श्री परशुराम शर्मा.

---

તા. ૧૧-૧૧-૪૩ ૧૯ બંદ રાઉન્ડ **પૂના ૧**

પંન્યાસ ભાનુવિજયજીને સેંકડો નમસ્કાર અને વિજ્ઞપ્તિ. તમારો કાગળ મળ્યો મારા નિર્ણયપત્રને ઉદ્દેશીને જે આપે પ્રથમપણે પ્રશંસા કરી તેથી હું આનંદ પામ્યો છું

જો કે આપની શંકાને દુર કરે તેવા આપની શંકાના સિદ્ધ પ્રમાણવાળા મારી પાસે ઉત્તરો છે તોપણ મારા નિર્ણયપત્રને અનુસરીને હાલનું અયોગ્ય વાતાવરણ દેખીને હું માનું છું કે આપની શંકાને દુર કરવાનો હાલ કેટલોક સમય અવસર નથી. માટે મારા મૌનની ક્ષમા આપજો એમ આપનો વૈદ્ય પરશુરામ શર્મા આશા રાખે છે.

નોંધ—પંન્યાસ ભાનુવિજયજી ગણિવરે નિર્ણયપત્ર વાંચ્યા પછી તેમને પુછવાયોગ્ય સાત શંકાસ્થળો સં ૨૦૦૦ના જ્ઞાનપંચમીના દીવસે ડૉ પી એલ. વૈદ્યને પુછયાં અને તેનો ડૉ. પી એલ વૈદ્ય તરફથી ઉત્તર આવ્યો કે હાલ તેનો ઉત્તર આપી શકાય તેવી સ્થિતિ નથી કારણકે મારા નિર્ણયપત્રથી હાલ વાતાવરણ ડોળાયેલ છે આ પછી મહારાજશ્રીએ ડૉ. પી, એલ વૈદ્યને બીજો પત્ર લખ્યો હતો જે આ પ્રમાણે છે

अहमदावाद नगरस्थ ता. २४-११-४३

पंन्यास भानुविजयस्य सादरं धर्मलाभाशीर्वादः

आचार्य परशुराम शर्मणां प्रति.

सम्प्राप्तभवत्पत्रेणालाभि महानानन्दस्तथैव संतोषजनकोत्तरेण पुनरपि जननीयः ।

यादृशं शंकाशल्यमस्माक हृदि तथैवान्येषां मुनिपुङ्गवादीनामपि, तस्योद्धारो यदि न भविष्यति तर्हि निर्णयस्योपरि नानाशंकासमुद्भवेन भवतामन्यायो जनिष्यते ।

मम तु नम्रमेतन्मन्तव्य यत् "निर्णयपत्रमनुसृत्येदानीं यदान्दोलनं तद्भवतां समाधानमन्तरोग्रपरिणामम् "

जैनसमाजे प्रतिकोणं निर्णयविषये समेषां चित्ते दृढशंकाप्रादुर्भावानन्तरं यदि भवतां मौनमोक्षस्तर्हि न प्रकाशयन्तु नाम वर्तमानपत्रेषु समाधानं तथापि विद्वद्भिर्जिज्ञासु प्रति प्रकटनीय तत् इति योग्यं प्रतिभाति। तथापि सबलकारण-तया यद्युत्तरदानमनुचितं तर्हि नाग्रहो ममाऽस्मिन् विषये इति शम् ॥

कृपया दलं प्रेषयिष्यते

---

તા ૨૪-૧૧-૪૩

આચાર્ય પરશુરામ શર્માને અમદાવાદમાં રહેલ પંન્યાસ ભાનુવિજયજીના સાદર ધર્મલાભરૂપ આશીર્વાદ.

તમારો પત્ર મળવાથી ઘણો આનંદ થયો. તેવીજ રીતે ફરી પણ સંતોષ જનક ઉત્તરવડે આપશો

જેવા પ્રકારે શંકા અમારા હૃદયમા છે તેજ પ્રકારે બીજા ઉત્તમ મુનિ-ઓના હૃદયમા પણ છે તેનો ઉદ્ધાર નહિ થાય તો નિર્ણયના અંગે જુદી જુદી શંકાઓ થવાથી આપને અન્યાય થશે

મારૂં તો નમ્ર માનવુ છે જે નિર્ણયપત્રને અનુસરીને હાલનુ જે આંદો-લન છે તે તમારા સમાધાન વિના ઉગ્ર પરિણામને પામ્યુ છે.

જૈનસમાજના ખુણે ખુણે સજ્જનોના હૃદયમા નિર્ણય વિષે દૃઢ શંકા પ્રગટ થયા પછી જો આપ મૌન છોડશો (તો તે ફળદાયક નહિ બને) આપ વર્તમાન-

પત્રોમા ભલે સમાધાન પ્રગટ ન કરો તોપણ આપે જિજ્ઞાસુ પ્રત્યે પ્રગટ કરવું જોઈએ તેમ મને યોગ્ય લાગે છે. આમ છતાં પણ સબળ કારણને લઈ ઉત્તર આપવો આપને ઉચિત ન લાગતો હોય તો એ વિષયમાં મારો આગ્રહ નથી ઇતિ શમ્. કૃપા કરીને પત્ર લખશો.

**નોંધ**—આ પત્રમાં પન્યાસ ભાનુવિજયજીએ જણાવ્યું કે જિજ્ઞાસુ પ્રત્યે શંકાનો ઉત્તર આપવાથી તેનો વિસ્તાર અટકશે અને સાચું સમાધાન થશે તો આપને ન્યાય મળશે. છતાં યોગ્ય લાગે તેમ કરશો અમારો આગ્રહ નથી.

Vadia College, Poona.
27-11-43

पंन्यासश्रीभानुविजयगणिषु वैद्योपाह्वस्य श्री परशुरामशर्मण परः शताः प्रणतयो विज्ञप्तिश्च । भवतां २४-११-४३ दिने लिखितं पत्रं यथासमयमेव मयाऽधिगतम् । यद्यपि भवतां सौजन्ये तथा भवदीयानामाशङ्कानां सद्भावे नास्ति मे कोऽपि संशयावकाशस्तथापि अप्राप्तकालमेवाधुनाऽपि भवदाशंकापनोदस्येति मन्ये ।

मदीयं निर्णयपत्रमधिकृत्य यदान्दोलनमद्यापि प्रचलति तस्य मूलं त्वन्यदेव । प्रतिकूलं निर्णयं ज्ञात्वा प्रकुपितैराचार्यश्रीसागरानन्दसूरिभिः पूर्वप्रदत्तां स्वानुमतिं विस्मृत्य मदुपरि ताटस्थ्यभङ्गारोप कृत सार्वजनीन एव । तदनुसारिभिश्च मुनिश्री हंससागरैः पंन्यास श्री कीर्तिमुनिभिश्च 'धनलुब्धेन मया आचार्यश्री विजयरामचन्द्रसूरिसकाशादुत्कोचं गृहित्वैतादृशो निर्णयो लिखितः" इति निर्ग्रन्थसाधूनां सर्वथैवाऽनुचितया वाण्या बहुशो दोषा आरोपिताः । "जैनागमेष्वन्यतमानां श्रीभगवती—श्रीस्थानाङ्गादिसूत्राणां शास्त्राभासत्वमेव" मया प्रतिपाद्यते इति सर्वथैवाऽसत्यं तैर्बहुधा लिख्यते । यदा च स्वधीतस्वागमा मुनय. स्व महाव्रतं विस्मृत्य मूलसूत्र-दशवैकालिकप्रतिपादित भाषाविवेकं चानादृत्यैवं लिखन्ति तदा का कथा श्रावकाणां कपासीप्रभृतीनाम् । एवंस्थिते प्रस्तुतमसांप्रतमान्दोलनं न निर्णयस्थविषयमूलकं किन्तु स्वमतविरुद्धनिर्णयमूलकमिति स्पष्टमेव ।

जानामि खलु सन्त्येव केचन स्वधीतागमा निर्ग्रन्थगच्छेषु । यद्यपि मदीयो निर्णयस्तेषामनभिमतो भवेत् तथापि "मध्यस्थोपरि तादृशदोषारोपणं तादृशाश्च वाक्प्रयोगा निर्ग्रन्थसाधूनामानुचिताः इति नाद्यावधि केनापि प्रतिपादितं प्रतिपन्नं वा ।

सज्जोऽस्मि खलु स्वीयेनापि धनव्ययेन भवादृशानां पुरत. स्थातुं स्वनिर्णय समर्थनाय तेषां च समुचिताशङ्कापनोदाय च ।

यावत्तु मदुपरि आचार्य श्री सागरानन्दादिभि कृतामिथ्यारोपास्तदवस्था एव यावच्च निर्ग्रन्थसाधव हंससागरादीनां लेखनं सर्वथाऽस्माकमसंमतम् इति प्रकाशं न कथयन्ति यावच्च श्रेष्ठिश्री कस्तुरभाइ महोदयैरस्मिन् कर्मणि अननुज्ञातः तावन्मौनमेव मे प्राप्तकालमिति पुनः क्षन्तव्योऽहम् ।

भवदीय
वैद्योपाह्वः श्री परशुराम शर्मा

यदि भवतां पत्रस्यास्य प्रकाशनेऽभिलाषस्तदा मदीयमनुमोदनं विधत्त एव अहं तु प्रसिद्धिविमुख ।

વાડીયા કોલેજ પુના ૨૭-૧૧-૪૩

પંન્યાસશ્રી ભાનુવિજયજી ગણિવરને વૈદ્ય પરશુરામ શર્માના સેંકડો નમસ્કાર અને વિજ્ઞપ્તિ

આપનો ૨૪-૧૧-૪૩ નો લખેલો પત્ર યોગ્ય સમયે મને મળ્યો. જો કે મને આપની સૌજન્યતામાં કે આપની શંકાના સદ્‌ભાવમાં કોઇપણ જાતની શંકાનો અવકાશ નથી તોપણ આપની શંકાને દુર કરવા માટે પ્રાપ્ત કાળ નથી એમ હું માનુ છું

મારા નિર્ણયપત્રને અનુસરીને જે આંદોલન આજે ચાલે છે તેનું મૂળ બીજુજ છે

પ્રતિકુળ નિર્ણય જાણીને કોપાયમાન થયેલ શ્રી સાગરાનંદસૂરિજીએ પૂર્વે આપેલ પોતાની અનુમતિ વિસરીને મારા ઉપર તટસ્થ ભંગનો આરોપ કર્યો તે સર્વ પ્રસિદ્ધ જ છે અને તેને અનુસરીને મુનિ હંસસાગર, અને પન્યાસ કીર્તિમુનિજીએ **"ધન લોલુપી મેં આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી પાસે લાંચ લઇને આવા પ્રકારનો નિર્ણય લખ્યો છે"** એ પ્રમાણે નિર્ગ્રન્થ સાધુઓને સર્વથા અનુચિત વચનથી ઘણા દોષો આરોપ્યા, તેમજ જૈનાગમો પૈકી શ્રી ભગવતી શ્રી ઠાણાંગાદિ સૂત્રોનું શાસ્ત્રાભાસપણું મારાથી પ્રતિપાદન કરાય છે તેમ સર્વથા અસત્ય તેઓવડે બહુ લખાય છે જો આગમ ગ્રંથોને ભણેલા મુનિઓ પોતાનુ મહાવ્રત વિસરીને અને મૂળસૂત્ર દશવૈકાલિકમાં જણાવેલ ભાષા વિવેકનો અનાદર કરી આ પ્રમાણે લખે છે તો શ્રાવક કપાસી વિગેરેની શી વાત કરવી ? આમ હોવાથી હાલનું અયોગ્ય વાતાવરણ નિર્ણયના વિષયને અનુસરીને નથી પરંતુ નિર્ણય પોતાના મતથી વિરૂદ્ધ આવ્યો તેને લઇને છે એ સ્પષ્ટ જ છે

હુ જાણુ છુ કે નિર્ગ્રન્થગચ્છમાં કેટલાક આગમ ભણેલાઓ છે જો કે તેઓને મારો નિર્ણય અમાન્ય હોય તોપણ મધ્યસ્થ ઉપર તેવા પ્રકારના દોષનુ આરોપણ અને તેવા પ્રકારનો વાક્‌પ્રયોગ અયોગ્ય છે એ પ્રમાણે હજુ સુધી કોઇએ પણ પ્રતિપાદન કર્યું કે સ્વીકાર્યું નથી.

નિશ્ચયે પોતાના ખર્ચે આપ સરખા મુનિઓની સમક્ષ આવીને પોતાના (મારા) નિર્ણયના સમર્થન માટે અને તેઓની (મુનિઓની) યોગ્ય શંકાઓને દુર કરવાને હુ તૈયાર છુ. પરંતુ જ્યાસુધી આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીએ કરેલા મિથ્યારોપો તેમજ રહેલા છે અને જ્યાસુધી નિર્ગ્રન્થસાધુઓ હંસસાગરાદીનુ લખવુ સર્વથા અમોને અસંમત છે એ પ્રમાણે પ્રગટપણે ન કહે અને જ્યાસુધી

શ્રેષ્ઠિશ્રી કસ્તુરભાઈ મહોદય આ કામમાં રસ ન આપે ત્યાં સુધી મારે મૌન રાખવું તે યોગ્ય છે માટે ફરી પણ મને ક્ષમા આપશો.

એજ આપનો **વૈદ્ય પરશુરામ શર્મા.**

તા. ક જો આપની આ પત્રને પ્રગટ કરવાની ઈચ્છા હોય તો મારૂં **અનુમોદન** જ છે હું તો પ્રસિદ્ધિ વિમુખ જ છું

---

આ પછી પંન્યાસ ભાનુવિજયજી ગણિવરે ડો. પી. એલ વૈદ્યને આવવાનું અને તેમના ખર્ચ માટે સઘળી વ્યવસ્થા થઈ રહેશે તે જણાવનારો પત્ર લખ્યો હતો

**નોંધ**—પૂ પંન્યાસ ભાનુવિજયજી ગણિવરે વખેલ તા. ૨૪–૧૧–૪૩ ના પત્રનો જવાબ આપતાં વૈદ્યે પોતાનું હૃદય ઠાલવ્યું છે. ડૉ વૈદ્યે શંકાનો જવાબ આપવા માટેનો અવસર નથી એ ફરી જણાવતા આચાર્ય સાગરાનંદસૂરિજી પં. કીર્તિમુનિજી ગણિવર અને મુનિશ્રી હંસસાગરજી મહારાજ માટે સજ્જનને ન શોભે તેવું વણમાગ્યું જણાવ્યું છે. આ જણાવતાં તા. ૧૧–૧૧–૪૩ ના પત્રમાં 'નિર્ણયને અનુસરીને હાલનુ અયોગ્ય વાતાવરણ ઉભુ થયું છે' તે વિસરી જઈ અહિં અયોગ્ય વાતાવરણનું કારણ બીજુ જણાવ્યું છે.

આ પછી ડો. પી એલ વૈદ્યે જૈનશાસનમાં આગમના અભ્યાસી મુનિઓમાથી કોઈપણ આ સાગરાનંદસૂરિજી પં કીર્તિમુનિજી અને હંસસાગરજી મહારાજની તટસ્થ ભંગ માટેની ઘોષણા અયોગ્ય છે એમ કહેતા નથી તેનો બળાપો કર્યો છે ખરી રીતે આગમના અભ્યાસી અને તટસ્થ નિરૂપક મુનિઓ સૌ સારીરીતે તટસ્થભંગ થયો છે તેમ જાણે છે અને માને છે માટે જ તેઓમાંથી કોઇપણ તે અયોગ્ય છે એમ કહેતું નથી એટલુ જ નહિ **પણ ઘણો મોટો ભાગ તેમને સમર્થન અને પ્રોત્સાહન આપે છે.**

આગળ વૈદ્ય શંકાના સમાધાન માટેના મૌનના કારણોમા બીજા મુનિઓ જ્યાંસુધી આ. સાગરાનંદસૂરિજી અને મુનિશ્રી હંસસાગરજીના મારા ઉપરના આરોપો અયોગ્ય છે તે ન જાહેર કરે ત્યાં સુધી મારાથી કાંઇ કહી શકાય તેવું નથી તેમ જણાવે છે આ પણ તેમનુ કથન વ્યાજબી નથી કારણકે તેમનું સમાધાન યોગ્ય લાગે તોજ બીજાઓ પોતાનો નિર્ણય કરી શકે. **આજે તો સમાજના દરેકે દરેકને સ્પષ્ટપણે લાગે છે કે વૈદ્ય મહાશય તટસ્થ રહ્યા નથી તેમનો નિર્ણય સત્ય નથી તો પછી કઈ રીતે તેઓ પૂ. આ. સાગરાનંદસૂરિજી કે મુનિશ્રી હંસસાગરજીનું લખાણુ વ્યાજબી નથી તેમ કહી શકે ?**

# પરિશિષ્ટ નં. ૫

## પૂ. આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મ. અને ડૉ. પી. એલ. વૈદ્ય

**ડૉ. પી. એલ. વૈદ્યે પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજને આપેલ ધમકી-તમે સંઘ સમક્ષ માફી માગો અને તે સમાચાર વર્તમાનપત્રોમાં પ્રગટ કરો. નહિતર મારે મારી શુદ્ધિ જાહેર કરવા કોર્ટે જવું પડશે. પરંતુ પાછળથી વૈદ્યે કોર્ટે જવાનું આચાર્યમહારાજને જણાવ્યું.**

પૂ. આ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે સેવક, મુંબઇસમાચાર, વંદેમાતરમ્ અને મોહનલાલ સખારામના ઠેર ઠેર થયેલ તાર વિગેરેના સમાચારદ્વારા 'તટસ્થ તટસ્થ રહ્યા નથી' તેવા નિર્ણય ઉપર આવ્યા પછી શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઇને તા. ૧૪-૬-૪૩ ના રોજ "તટસ્થ તટસ્થપણું સાચવી શકયા નથી. માટે મારે તેમનું લખાણ માન્ય નથી" તેવી મતલબનો તાર કર્યો.

તિથિચર્ચાના નિર્ણયમાં ડૉ. પી. એલ વૈદ્ય ઉપર સૌ પ્રથમ પૂ. આ. સાગરાનદસૂરિજી મહારાજે તા. ૨૨-૬-૪૩ ના રોજ કપડવંજથી નીચે મુજબનો તાર કર્યો હતો

22-6-43 8 a. m. ૨૨-૬-૪૩

"What enabled one Mohanlal to spread from Poona news of Tithicharcha decision in favour of Ramsuriji without hearing from sheth Kasturbhai Reply immendiately

ANANDSAGAR.

૨૨-૬-૪૩ ૮-૦ સવારના

"તિથિચર્ચાનો નિર્ણય રામસૂરિની તરફેણમાં આવ્યો છે, એવું શેઠ કસ્તુરભાઈ પાસેથી સાંભળ્યા વિના પુનાથી શ્રી મોહનલાલ એ પ્રમાણેનો પ્રચાર શાથી કરી શકે છે? જલદી જવાબ આપો

આનન્દસાગર"

---

આ તાર અંગે ડૉ. પી. એલ. વૈદ્યે એક પત્ર આ પુસ્તકના સંપાદક ઉપર નીચે મુજબ લખ્યો હતો—

*Dr. P. L. Vaidya.* 19 Bund Round, POONA.
22nd Nov., 1943.

Dear Sir,

I understand from Advertisement in "Jain Vartaman" Dated 20-11-43 that you propose to bring out *Tithicharcha Sahitya* including correspondance, wires etc. between myself and Sagaranandaji. I do not mind your doing so. But please note that the text of the wire *As I Received* it is as given below.

"What enabled *on Mohamed* to spread From Poona news of Tithicharcha decision in favour of Ramasuriji without hearing from Sheth Kasturbhai. Reply Immediately.

If you have any doubt as to the above you may send any Representative of yours to verify the text and if he so desires I shall allow him to have a photo of the same.

This wire is very important and in the name of truth and fairness I want that text should be correctly reproduced.

Yours faithfully,
*P. L. VAIDYA.*

**ડો. પી. એલ. વૈદ્ય** ૧૯, બંડ રાઉન્ડ, પૂના.
૨૨ નવેમ્બર ૧૯૪૩.

વહાલા સાહેબ,

તા. ૨૦–૧૧–૪૩ ના "જૈન વર્તમાન"માં આવેલી તમારી જાહેરાત પરથી મને માલૂમ પડે છે કે તમે તિથિચર્ચાનુ સાહિત્ય–મારી અને સાગરાનંદજી(સૂરિ) વચ્ચેના પત્રવ્યવહાર, તાર, વગેરે સુદ્ધાંનું–બહાર પાડવાનુ ધારો છો. તમને ફાવે તેમ ભલે કરતા હો, પણ મહેરબાની કરીને એટલી નોંધ લેશો કે મને મળેલા તારમાં નીચે મુજબ લખાણુ હતું "તિથિચર્ચાનો નિર્ણય રામસૂરિની તરફેણમા આવ્યો છે, એવું શેઠ કસ્તુરભાઇ પાસેથી સાંભળ્યા વિના, પુનાથી **મહમદ (મોહનલાલ)** એ પ્રમાણેનો પ્રચાર શાથી કરી શકે છે? જલદી જવાબ આપો"

તમને જો એ વિષે કશોય શક હોય તો તમારા કોઇ પણ પ્રતિનિધિને અહીં મોકલી એ લખાણુની ખાતરી કરી શકો છો. અને જો તેની ઇચ્છા થાય તો તેને એનો ફોટો લેવાની પણ હું છૂટ આપીશ

આ તાર ખૂબ અગત્યનો છે, અને સત્ય તેમજ ન્યાયના નામે હુ ઇચ્છુ છુ કે, તેમાનુ લખાણુ યથાર્થ રીતે રજૂ થવું ઘટે.

આપનો વિશ્વાસુ, **પી. એલ. વૈદ્ય**

## પૂ. આ. સાગરાનંદસૂરિજીના તારનો વૈદ્યે આપેલ જવાબ.

Poona. 22-6-43 15-40 23-6-43

*Aanandsagarji,*

Kindly refer to Kasturbhai.

Vaidya.

---

"પૂનાથી મી વૈદ્ય, ૨૨-૬-૪૩ ૧૫-૪૦

તારથી જણાવે છે કે-મહેરબાની કરીને કસ્તુરભાઇને પૂછો"

પૂ આ સાગરાનંદસૂરિજી મહારાજનો ડૉ. પી એલ વૈદ્યને તાર કરવાનો આશય પૂનાથી મોહનલાલ જે તાર વિગેરે કરે છે તે ડૉ પી એલ વૈદ્યની જાણ પૂર્વકનુ છે કે બીજી રીતે છે? જ્યારે વૈદ્યનો ઉડાઉ જવાબવાળો તાર આવ્યો ત્યારે પૂ. આ. સાગરાનંદસૂરિજી મહારાજ વૈદ્યના તટસ્થભંગ પૂર્વકજ આ બધુ થયું છે તેવા દૃઢ નિશ્ચય ઉપર આવ્યા અને ત્યાર પછી તેમણે વૈદ્યના તટસ્થભંગને જાહેર કરતી ચેતવણી નં. ૧ અને નં ૨ બહાર પાડી

---

મફતલાલ ઝવેરચંદ તા. ૨૭-૧૧-૪૩

ઠે ખેતરપાળની પોળ-અમદાવાદ

**ડૉ. પી એલ વૈદ્ય પૂના**

અમદાવાદથી મફતલાલના પ્રણામ.

આપનો પત્ર મળ્યો પત્ર બદલ આભાર. આપ જે તાર માટે લખો છો અને તેમાં જે on Mohamed આ શબ્દ ઉપર લાલ ચિન્હ કર્યું છે તેને બદલે one Mohanlal શબ્દ પૂ૦ આ સાગરાનંદસૂરિજી તરફથી મળેલ અમને કોપીમાં જણાવવામાં આવેલ છે

આપ લખો છો તેને માટે અવિશ્વાસનુ કારણ નથી પરંતુ તાર મુકનારની લખનારની કે તાર ઓફીસની ભુલ થઇ હશે

મારા છપાતા પુસ્તકમા બીજી પણ વસ્તુ આપને જણાવવાની હોય તો જણાવશો આપે કોપી જોવા અને તારનો ફોટો લેવાની રજા આપી તે બદલ આભાર જેમ બને તેમ તેની જલદી વ્યવસ્થા કરી આપને જણાવીશ પત્ર લખશો.

એજ મફતલાલના પ્રણામ

**નોંધ**-આ બાદ અમે પૂર્ણ તપાસ કરી હતી તો કપડવંજની ઓફિસમાં મોહનલાલ શબ્દ જ લખાયો હતો. પૂના તાર ઉતારવામાં ભૂલ થઇ હોય એમ લાગે છે.

આ પછી તા ૨૯-૮-૪૩ ના રોજ ડૉ. પી. એલ. વૈદ્યે પૂ આ. સાગરાનંદસૂરિજી મહારાજ ઉપર કોર્ટે ઘસડવાની ધમકી આપતો પત્ર લખ્યો જે નીચે મુજબ છેઃ—

19, Bund Round, POONA
29th August 1943

कर्पटवाणिज्यवास्तव्येषु आचार्य्यश्री सागरानन्दसूरिषु

वैद्योपाह्व श्रीपरशुरामशर्मण परःसहस्राः प्रणतयो विज्ञप्तिश्च ।

यदत्रभवद्भिस्तिथिचर्चानिर्णयविषये पत्रकद्वयं प्रकटीकृतं यच्च श्रीमतां शिष्येष्वन्यतमैर्मुनिश्रीहंससागरैः शासनसुधाकरादिवृत्तपत्रेषु लिखितं तत्सर्वमस्माभिर्दृष्टचरमेव। मध्यस्थसमक्षं निर्णयस्वीकारे पूर्वप्रदत्तानुमतिं विस्मृत्यैव यदाचार्य्यवर्यैर्लिख्यते, तत्र प्रायोऽनधिकार एव मध्यस्थस्य। किन्तु मध्यस्थे ताटस्थ्यभङ्गाद्यो ये दोषास्तेषामयथार्थत्वं जानानैरपि भवद्भिरारोपितास्ते त्वज्ञानमूलका एवेति । तथा च भवतां वैदुष्ये संविग्नगीतार्थत्वे च परमादरं भजमानैरेवाऽस्माभिरद्य यावदुपेक्षिताः । न च तेऽनवधिकं कालं सोढुं शक्यन्त इति विदांकुर्वन्तु भवन्त । यदत्र तथ्यं तत्सर्वं श्रेष्ठि श्री कस्तुरभाइमहोदयेभ्यो विदिततरमेव, तेभ्य एव चाधिगन्तव्यम्। एव स्थिते यदि आगामिनि सावत्सरिकप्रतिक्रमणावसरे प्रकटायां सभायां मध्यस्थोपरि ताटस्थ्यभङ्गादि दोषाणामज्ञानमूलक एव श्रीमद्भिरारोपः कृत इति सर्वजनसमक्षं नाभ्युपगम्येत, श्रीमता शासनसुधाकरादिवृत्तपत्रेषु च न प्रकटीक्रियेत, तदास्मद्यशोनैर्मल्यार्थमधिकरणाश्रयणमेव, अकामानामप्यस्माकं श्रेय इति विनम्रतया संसूचयामः । इति शम् ।

पुण्यपत्तनाद् वैक्रमीय १९९९ सवत्सरस्य श्रावणकृष्णचतुर्दश्या रविवासरे । } वैद्योपाह्वः श्री परशुराम शर्मा ।

१९ बन्ड राउन्ड पूना २९मी ऑगष्ट १९४३

કપડવંજમા રહેતા આચાર્યશ્રી સાગરાનન્દસૂરીજીને વૈદ્ય પરશુરામ શર્માના હજારો નમસ્કાર અને વિજ્ઞપ્તિ.

જે આપે તિથિચર્ચાના નિર્ણય વિષયમા બે પત્રિકાઓ પ્રગટ કરી અને આપના શિષ્યો પૈકીના એક મુનિશ્રી હંસસાગરે શાસનસુધાકરાદિ વર્તમાનપત્રોમા જે લખ્યું તે સર્વ અમે જોયુ જ છે. મધ્યસ્થસમક્ષ નિર્ણય સ્વીકારમા પૂર્વે આપેલ અનુમતિને વીસરી જઈને જ જે આપ આચાર્યવર્ય લખો તેમા મધ્યસ્થનો અધિકાર નથી જ.

પરંતુ મધ્યસ્થમાં તટસ્થભંગ વિગેરે જે દોષો તેઓનું ખોટાપણુ જાણતા છતાં પણ આપે આરોપણ કર્યા તે અજ્ઞાનમૂલકજ છે તેમજ આપની વિદ્વત્તામા અને સવિગ્નગીતાર્થપણામાં પરમ આદર રાખતા અમે આજસુધી તેની ઉપેક્ષા કરી છે, અને તે ઘણો લાંબો વખત સહન કરી શકાશે નહિ એ આપે (પણ) જાણવુ જોઇએ જે આ બાબતમા સત્ય છે તે સર્વ શ્રેષ્ઠિશ્રી કસ્તુરભાઈ મોહદયને વિદિત જ છે. અને તે તેઓ પાસેથી

જાણવુ જોઈએ, આમ હોવા છતાં પણ જો **આવતા સંવચ્છરી પ્રતિક્રમણ વખતે જાહેરસભામાં મધ્યસ્થ ઉપર તટસ્થભંગ આદિના દોષોનો આરોપ અજ્ઞાન મૂલકજ કરાયો છે એમ જાહેર જનસમક્ષ નહિં સ્વીકારો અને શાસન સુધાકર આદિ પત્રોમાં નહિ પ્રગટ કરાવો. તો અમારા યશને નિર્મળરાખવા અનિચ્છાએ પણ અમારે કોર્ટનો આશ્રય કરવો પડશે** એમ નમ્રપણાએ અમે સુચવીએ છીએ. ઇતિશમ્

પુના વિ. સ. ૧૯૯૯ શ્રા વ. ૧૪ રવિવાર. } **વૈદ્ય શ્રીપરશુરામ શર્મા**

**નોંધ**–પૂ આ સાગરાનદસૂરિજી મહરાજને તો દૃઢ ખાત્રી હતી કે–વૈદ્ય તટસ્થ રહ્યા નથી. એટલુ જ નહિ પણ સજ્જન વિદ્વાન્ કે ન્યાયાસનને માટે અયોગ્ય જ છે અને તે વાત આચાર્ય મહરાજશ્રી સાગરાનદસૂરીશ્વરજી કોર્ટ કે જાહેર સભા સમક્ષ પણ પુરવાર કરી આપવા પૂર્ણ તૈયાર હતા અને આજે પણ તૈયાર જ છે આથી તેમણે ડો પી એલ વૈદ્યને જલદી કોર્ટે જવા માટે ફરી ફરી **"તટસ્થે તટસ્થભગ કર્યો છે"** તેવાં અનેક જાહેર રીતે કારણો આપ્યાં અને તેમને પણ પત્રથી જણાવી કોર્ટે તૂર્તજ જવા માટે ભલામણ કરી

---

**પૂ. આચાર્યશ્રી સાગરનંદસૂરિજી મહારાજે વૈદ્યને કોર્ટે જવા માટેની સ્મૃતિ આપતો પત્ર લખ્યો હતો જે નીચે મુજબ છે.**

**कर्पटवाणिज्यपुरात्** २००० कार्तिकशुक्लाचतुर्दशी

## पुण्यपत्तनस्थान् पर्शुरामानध्यापकान् प्रति

धर्मलाभादनुलिख्यते आनन्दसागरेण यदुताद्यावधि भवद्भिः-पत्रप्रेषणविषयकताटस्थ्यभंगकलंकोत्तारणाय सूचितपूर्वमधिकरणाश्रयणं किं न कृतं ? चित्रमेतत् ! किं च उद्घुष्यते स्पष्टमधुना परं यत् प्राधान्येन तत्पत्रं धर्मबहिष्कृतेन केनचित् नव्यराममतानुगेन गुर्जरगिराऽलेखि तत् तथाविधेन केनचित् संस्कृतं भवद्भिस्तु तादृशैर्भूत्वा केवलं स्वहस्तो दत्त इति चेदिदमभ्याख्यानं कुरुध्वमात्मविशुद्धये झटित्याधिकरणस्थानाश्रयणमिति शम् ।

१ न निर्णयविधिपत्रमवलम्बितम् २ न च प्रेषणनियमो रक्षितः
३ न हि निर्णयहेतवोऽलम्बिताः ४ नैव चोभयपक्षौ चर्चितौ
५ शास्त्राणि प्रमाणानि चोत्थापितानि
५ अपशब्दप्रयोगाश्चाज्ञोचिता लिखिता इत्यवलोक्य पत्रे तावत्

आनन्दसागर

---

આ પછી તા. ૨૯-૮-૪૩ ના રોજ ડૉ. પી. એલ. વૈદ્યે પૂ. આ. સાગરાનંદસૂરિજી મહારાજ ઉપર કોર્ટે ઘસડવાની ધમકી આપતો પત્ર લખ્યો જે નીચે મુજબ છે:—

19, Bund Round, POONA
29th August 1943

कर्पटवाणिज्यवास्तव्येषु आचार्य्यश्री सागरानन्दसूरिषु

वैद्योपाह्व श्रीपरशुरामशर्मण· परःसहस्राः प्रणतयो विज्ञप्तिश्च ।

यदत्रभवद्भिस्तिथिचर्चानिर्णयविषये पत्रकद्वयं प्रकटीकृतं यच्च श्रीमतां शिष्येष्वन्यतमैर्मुनिश्रीहंससागरैः शासनसुधाकरादिवृत्तपत्रेषु लिखितं तत्सर्वमस्माभिर्दृष्टचरमेव। मध्यस्थसमक्षं निर्णयस्वीकारे पूर्वप्रदत्तानुमतिं विस्मृत्यैव यदाचार्य्यवर्यैर्लिख्यते, तत्र प्रायोऽनधिकार एव मध्यस्थस्य। किन्तु मध्यस्थे ताटस्थ्यभङ्गाद्यो ये दोषास्तेषामयथार्थत्वं जानानैरपि भवद्भिरारोपितास्ते त्वज्ञानमूलका एवेति। तथा च भवतां वैदुष्ये संविग्नगीतार्थत्वे च परमादरं भजमानैरेवाऽस्माभिरद्य यावदुपेक्षिताः। न च तेऽनवधिकं कालं सोढुं शक्यन्त इति विदांकुर्वन्तु भवन्त। यदत्र तथ्यं तत्सर्वं श्रेष्ठि श्री कस्तुरभाइमहोदयेभ्यो विदिततरमेव, तेभ्य एव चाधिगन्तव्यम्। एवं स्थिते यदि [1]आगामिनि सांवत्सरिकप्रतिक्रमणावसरे प्रकटायां सभायां मध्यस्थोपरि ताटस्थ्यभङ्गादि दोषाणामज्ञानमूलक एव श्रीमद्भिरारोपः कृत इति सर्वजनसमक्षं नाभ्युपगम्येत, श्रीमता शासनसुधाकरादिवृत्तपत्रेषु च न प्रकटीक्रियेत, तदास्मद्यशोनैर्मल्यार्थमधिकरणाश्रयणमेव, अकामानामप्यस्माकं श्रेय इति विनम्रतया संसूचयामः। इति शम्।

पुण्यपत्तनाद् वैक्रमीय १९९९ संवत्सरस्य
श्रावणकृष्णचतुर्दश्यां रविवासरे। } वैद्योपाह्वः श्री परशुराम शर्मा।

१९ बन्ड राउन्ड पूना २९मी ऑगष्ट १९४३

કપડવંજમા રહેતા આચાર્યશ્રી સાગરાનન્દસૂરીજીને વૈદ્ય પરશુરામ શર્માના હજારો નમસ્કાર અને વિજ્ઞપ્તિ.

જે આપે તિથિચર્ચાના નિર્ણય વિષયમા બે પત્રિકાઓ પ્રગટ કરી અને આપના શિષ્યો પૈકીના એક મુનિશ્રી હંસસાગરે શાસનસુધાકરાદિ વર્તમાનપત્રોમા જે લખ્યું તે સર્વ અમે જોયુ જ છે. મધ્યસ્થસમક્ષ નિર્ણય સ્વીકારમા પૂર્વે આપેલ અનુમતિને વીસરી જઈને જ જે આપ આચાર્યવર્ય લખો તેમા મધ્યસ્થનો અધિકાર નથી જ.

પરંતુ મધ્યસ્થમાં તટસ્થભંગ વિગેરે જે દોષો તેઓનુ ખોટાપણુ જાણતા છતાં પણ આપે આરોપણ કર્યા તે અજ્ઞાનમૂલકજ છે તેમજ આપની વિદ્વત્તામા અને સંવિગ્ન-ગીતાર્થપણામા પરમ આદર રાખતા અમે આજસુધી તેની ઉપેક્ષા કરી છે, અને તે ઘણો લાંબો વખત સહન કરી શકાશે નહિ એ આપે (પણ) જાણવું જોઇએ જે આ બાબતમા સત્ય છે તે સર્વ શ્રેષ્ઠિશ્રી કસ્તુરભાઈ મોહદયને વિદિત જ છે. અને તે તેઓ પાસેથી

જાણવુ જોઈએ, આમ હોવા છતા પણ જો આવતા સંવચ્છરી પ્રતિક્રમણ [illegible] જાહેરસભામાં મધ્યસ્થ ઉપર તટસ્થભંગ આદિના દોષોનો આરોપ [illegible] મૂલકજ કરાયો છે એમ જાહેર જનસમક્ષ નહિં સ્વીકારો અને શાસન [illegible] આદિ પત્રોમાં નહિ પ્રગટ કરાવો તો અમારા યશને નિર્મળરાખવા [illegible] ચ્છાએ પણ અમારે કોર્ટનો આશ્રય કરવો પડશે એમ નમ્રપણાએ [illegible] છીએ. ઇતિશમ્

પુના વિ. સં. ૧૯૯૯ શ્રા વ. ૧૪ રવિવાર. } **વૈદ્ય શ્રીપરશુરામ શાસ્ત્રી**

**નોંધ**—પૂ આ સાગરાનંદસૂરિજી મહરાજને તો દઢ ખાત્રી [illegible] તટસ્થ રહ્યા નથી. એટલુ જ નહિં પણ સજ્જન વિદ્વાન્ કે [illegible] અયોગ્ય જ છે અને તે વાત આચાર્ય મહરાજશ્રી સાગરાનંદસૂરી[illegible] કે જાહેર સભા સમક્ષ પણ પુરવાર કરી આપવા પૂર્ણ તૈયાર હતા [illegible] પણ તૈયાર જ છે આથી તેમણે ડો પી એલ વૈદ્યને જલદી કોર્ટે [illegible] ફરી ફરી **"તટસ્થે તટસ્થભંગ કર્યો છે"** તેવાં અનેક [illegible] આપ્યા અને તેમને પણ પત્રથી જણાવી કોર્ટે તૂર્તજ જવા માટે [illegible]

---

**પૂ. આચાર્યશ્રી સાગરનંદસૂરિજી મહારાજે વૈદ્યને [illegible] માટેની સ્મૃતિ આપતો પત્ર લખ્યો હતો જે નીચે [illegible]**

कर्पटवाणिज्यपुरात् २००० [illegible]

पुण्यपत्तनस्थान् पर्शुरामानध्यापकान् प्रति

धर्मलाभादनुलिख्यते आनन्दसागरेण यदुताद्यावधि [illegible] कताटस्थ्यभंगकलंकोत्तारणाय सूचितपूर्वमधिकरणाश्रयणं [illegible] किं च उद्घुष्यते स्पष्टमधुना परं यत् प्राधान्येन तत्पत्र [illegible] नव्यराममतानुगेन गुर्जरगिराऽलेखि तत् तथाविधेन केनचित् [illegible] ताद्दशैर्भूत्वा केवलं स्वहस्तो दत्त इति चेदिदमभ्याख्या[illegible] झटित्याधिकरणस्थानाश्रयणमिति शम् ।

१ न निर्णयविधिपत्रमवलम्बितम् २ न च [illegible]
३ न हि निर्णयहेतवोऽलम्बिताः ४ नैव [illegible]
५ शास्त्राणि प्रमाणानि चोत्थापितानि
५ अपशब्दप्रयोगाश्चाशोचिता लिखिता इत्य[illegible]

-२४ प्रति तस्या- ।नामन्य श्रीहीर- य कुत्र- विस्मृता ोपोद्भवं

---

કપડવણુજનગરથી ૨૦૦૦ ના કાર્તિક સુદ ચૌદશ

## પુનાનગર મધ્યે પરશુરામ અધ્યાપક પ્રતિ

ધર્મલાભપૂર્વક આનંદસાગર લખે છે કે—આજસુધી તમે પત્ર મોકલવા સબંધી તટસ્થતા ભગતું કલંક (જે તમારે માથે આવ્યું છે તે) ઉતારવા માટે (તમારા) પત્રમાં (તમે) સૂચવ્યા પ્રમાણે કોર્ટમાં જવાનુ કેમ કર્યું નથી? (ખરેખર) એ આશ્ચર્ય છે વળી હમણા બીજી ઉદ્દઘોષણા સ્પષ્ટ રીતે કરાય છે કે—મુખ્યતાએ તે (નિગમન) પત્ર ધર્મથી દૂર રહેલા કોઇક નવા રામમતને અનુસરનારાએ ગુજરાતીમા લખ્યો (હતો) અને તેવાજ કોઇકે તેનુ સંસ્કૃત કર્યું હતુ. તમોએ તો માત્ર તેવા થઇને માત્ર સહીજ કરેલી છે. જો આ (કથન) તમને કલંકરૂપ લાગતુ હોય તો તમારી જાતની શુદ્ધિ માટે જલદી કોર્ટનો આશ્રય લ્યો

(એટલે બેશક શાન્તિ)

૧ તમે (શેઠ કસ્તુરભાઇએ નક્કી કરેલા) મુસદ્દાના પત્રને (તે પત્રમાં) લીધો નથી.

૨ પત્ર મોકલવાનો જે નિયમ, તે પણ તમે સાચવ્યો નથી.

૩ નિર્ણય માટે (બન્ને પક્ષે) કાઢેલા મુસદ્દાઓનુ (મુદ્દલ) અવલંબન લીધુ નથી. (એટલે મુદ્દાઓ પ્રમાણે ચર્ચા કરી જ નથી.)

૪ (તે પત્રમાં) બન્ને પક્ષની (મુદ્દાસર) ચર્ચા કરી નથી (આખા પત્રમા રામચંદ્રસૂરિએ માનેલો અર્થ કે તેના પુરાવા રૂપ શાસ્ત્ર કે વ્યવહાર એકે ચર્ચ્યા જ નથી)

૫ શાસ્ત્રો અને પ્રમાણો (જેને આધારે તિથિ કહેવાનો અને માનવાનો નિર્ણય કરવાનો હતો તે બધાને શાસ્ત્રાભાસ અને પ્રમાણાભાસ કહી દઇને ઉડાવી નાખ્યાં છે.

૬ અજ્ઞાન મનુષ્યને ઉચિત એવા અપશબ્દોના પ્રયોગો તે પત્રમા લખવામાં આવ્યા છે.

આ બધી વસ્તુ તે પત્રમા પહેલાં જોજો

આનન્દસાગર

---

આ પત્ર પછી કોઈ પણ શુદ્ધ માણસ કોર્ટે ગયા વિના નજ રહે. પરંતુ ડા. પી એલ વૈદ્ય કોર્ટે ન ગયા એટલું જ નહિ પણ પૂર્વે પૂજ્ય આ. શ્રી સાગરાનંદસૂરિજી મ ને કોર્ટે જવાની ધમકી આપી હતી તે વીસરી જઈ જેમને અન્યાય થયો હોય તે કોર્ટે જઇ શકે છે તે જણાવતું એક ઇંગ્લીશમાં નિવેદન બહાર પાડયું જેનો અનુવાદ નીચે મુજબ છે.

## નિવેદનનો અનુવાદ

કેટલીક લાગતી વળગતી વ્યક્તિઓ તરફથી તિથિચર્ચાના પ્રશ્નને અંગે મ્હે આપેલા ફેંસલા વિરૂદ્ધમા ગુજરાતી પત્રોમાં વૃથા હેન્ડબીલોમા ચર્ચા અને પ્રોપેગન્ડા કરવામા આવે છે. તે ઉપર મારૂ ધ્યાન ખેચાયુ છે આવી પ્રોપેગન્ડાની કઈ પણ નોંધ લેવી એ લવાદ તરીકે મારૂ કામ નથી તેમજ જે પૈક્ષ વિરૂદ્ધ આ ચુકાદો અપાયો છે તે પક્ષનું પણ મને આવુ સાહિત્ય અંગત રીતે સંબોધવુ તે યોગ્ય નથી જે પક્ષ વિરૂદ્ધ ચુકાદો અપાયો છે તે પક્ષે મારા સામે આરબીટ્રેશન એકટની કલમ ૩૦ (એ) પ્રમાણે કામ લેવુ જોઇએ કે જેથી લવાદ તરીકેની મારી ગેરવર્તણૂંકની તથા લવાદીનું કામ ચલાવવામાં જે કોઈ

અયોગ્ય કરવામાં આવ્યું હોય તે સંબંધી બધા આક્ષેપોની તપાસ થઈ શકે. હારનાર પક્ષે આ કાયદા મુજબ કોરટ મારફતે કાંઈ પણ પગલાં હજુ સુધી લીધાં નથી. તેથી હું માનું છુ કે હારનાર પક્ષના સઘળા આક્ષેપોમાં કાંઈ પણ સત્ય કે વજુદનો પાયો નથી.

આ બાબતમાં શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ તા ૨૮ જુલાઈ ૧૯૪૩ ના રોજ એક જાહેર સ્ટેટમેંટ કર્યું છે તેમાં મારે કંઇ પણ ઉમેરવાપણુ રહેતું નથી.

વાડીયા કોલેજ પુના
૧૧ નવેમ્બર ૧૯૪૩

**પી એલ. વૈદ્ય.**

જૈન સાધુ કદાપિ કોર્ટે જઇ શકતા નથી તેવી પૂરેપૂરી સમજ ધરાવનાર વૈદ્યે પૂ આ. શ્રી સાગરાનંદસૂરિજી મહારાજને કોર્ટે જવાની ભલામણ કરી, પરંતુ નિર્ણય નહિં સ્વીકારેલ હોવાથી અને આ સાગરાનંદસૂરિજીના પક્ષમાંથી કોઇએ પણ તેના ઉપર આધાર નહિં રાખેલ હોવાથી પૂ૦ આ૦ સાગરાનંદસૂરિજી મહારાજને ખાસ કરીને કોર્ટે જવાનુ રહેતું નથી.

ખરીરીતે કોર્ટે જવાનુ તો ડો પી એલ વૈદ્ય શુદ્ધ હોય તો તેમને રહે છે. કારણકે-તેમને માટે આજ સુધીમા પેપરો વિગેરેમા અનેક પ્રકારે કોર્ટે જવા યોગ્ય લખવામાં આવ્યુ છે.

**કોર્ટે જવાની પ્રથમ ધમકી આપનાર વૈદ્ય બે મહિના પછી હું નહિં પણ તમે કોર્ટે જાઓ તેવું નિવેદન રજુ કરવાથી વૈદ્ય શુદ્ધ નથી તે આપોઆપ સિદ્ધ થાય છે.**

પૂ૦ આ૦ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ ડો પી એલ વૈદ્ય જો કોર્ટે જાય તો પૂર્ણપણે "વૈદ્ય તટસ્થ રહ્યા નથી" તેવું સાબીત કરી શકે તેમ હોવાથી ફરી પોષ અને ફાગણ માસમા પણ પત્ર લખી કોર્ટે જવા માટે ઉઘરાણી કરી હતી

સં. ૨૦૦૦ ના પોષ માસમાં વૈદ્ય ઉપર લખેલ પત્ર.—

वेजलपुरात — पोष शुक्लैकादशी ता. ६-१-४४

धर्मलाभोक्तेरनु लिख्यते आनन्दसागरेण पत्तनस्थान् श्रीपर्शुरामाध्यापकान्प्रति

मदीय कार्तिकशुक्लचतुर्दशीलिखितं दलमधिगतं भवद्भिस्तथापि तस्याधावधिर्नोत्तरं प्रेषितं, न च तदुद्दिष्टः पन्था अनुसृत मन्ये भवद्विधानामन्यलिखितापरसंस्कृतस्योपरि स्वहस्तदानपटूनामर्हं भविष्यति, किं च तत्र श्रीहीरप्रश्नपाठस्य 'अत्र यदि पचमो' त्यादिकस्योल्लेखे 'विस्मृतो त्विति' पदद्वय कुत्रत्यादर्शे विद्यते ? यतो मुद्रितामुद्रितेषु तदीयादर्शेषु तु 'त्रयोदश्यां तु विस्मृता विति' क्रमवत् पदत्रयं विद्यते स्वहस्तदानेन चेत् पापं पाठव्यत्ययलोपोद्भवं तर्हि तथा ज्ञापनीयामिति शम् ।

तात्कालिकं-प्रथमपत्रोल्लिखितानां पदार्थानां पण्णां समाधानमपि

न साधितं भवद्भि' किंचित् तदतीवाश्चर्यपदं, वरमपंडितानां मौनं, पंडितानां तु तदेव निग्रहायेति न नूत्नमिति एतदुभयदलगतं न तावन्निर्णयाश्रित, किंतु तत्साधनाश्रितं, तद्वितथत्वे तद्वितथत्वस्याऽक्लेशं सिद्धेः

आनन्दसागर सहीं

વેજલપુર. ફાગણ સુદ ૧૧ તા. ૬-૧-૪૪

પૂનામાં રહેલ શ્રી **પરશુરામ શર્મા** અધ્યાપકને ધર્મલાભ પૂર્વક જણાવવાનુ કે--

મારો કાર્તક શુદ ૧૪ નો લખેલો પત્ર તમને મળ્યો છે. તોપણ તેનો હજુસુધી જવાબ આપ્યો નથી અને તેને ઉદ્દેશીને માર્ગ સ્વીકાર્યો નથી. હું માનુછુ કે બીજાના લખેલા અને બીજાએ સસ્કૃત કરેલા ઉપર મતુ મારવામા કુશળ તમારા સરખાને તે યોગ્ય જ હશે વળી તેમા (તે નિર્ણયમા) શ્રી હીરપ્રશ્નપાઠના **अत्र यदि पञ्चमीत्यादि** ઉલ્લેખમા '**विस्मृतौत्विति**' એ બે પદ ક્યાંની પ્રતિના આદર્શમા છે? કારણકે મુદ્રિત અમુદ્રિત પ્રતિઓના આદર્શોમા તો '**त्रयोदश्यां तु विस्मृताविति**' ક્રમે કરીને ત્રણ પદ છે, પોતાનુ મતુ મારવાવડે કરીને પાઠ ફેરફારી કે પાઠલોપનુ પાપ થયુ હોય તો જલદી જણાવશો.

પહેલા પત્રમાં લખેલ ૭ પદાર્થોનુ સમાધાન પણ તમે કાંઇ કર્યું નથી તે ઘણુંજ આશ્ચર્ય ગણાય. અપંડિતોને મૌન રહેવુ તે સારૂ પણ પંડિતોને તે મૌન નિગ્રહ-પરાભવ માટે થાય છે તે નવીન નથી. આ બન્ને પત્રના લખેલ લખાણ તે નિર્ણયને આશ્રયિને નથી પરંતુ તેના સાધનોને આશ્રયિને છે તેથી, નિર્ણયના સાધનોની અસત્યતામાં નિર્ણયની અસત્યતા ક્લેશ રહિત સિદ્ધ થાય છે.

આનન્દસાગર

## સં. ૨૦૦૦ના ફાગણ માસમાં વૈદ્યઉપર લખેલ પત્ર.

सुरियपुरीओ — फग्गुणसुक्काइक्कारसी सं. २०००

पुण्णपट्टणठिए परसुरामज्झावए पइ अणुधम्मलाभं लिहिज्जइ आनन्दसायरेण जं पुरा लिहियस्स दलजुयलस्स न किंचि तुम्हेहिं पडुत्तरहाणपडुएहिं पच्चुत्तरियं त न जोग्गं तुम्हाणं, किंच मज्झत्थत्तभंगकलंकुत्तारणट्ठ नायालयपरिधाविराणं तुम्हाणं किं जायं जं वुड्ढखीणपव्वतिहिववट्ठावयाणं मयमंगीकाऊण तुम्हाणं वयणे मसीकुच्चयंदलेमाणा अन्ने तुम्हकेरेणाभिहाणेण आराहणापंचंगं पयडंति तहवि तुण्हिक्का ठिया तुम्हे दूसहं [1]ससिदूघन्तविवज्जाससहणं किं हेउयं नेयं?

आनन्दसागर सहीं

पासउ ससिदूघन्त--

१ पृष्टांक ३, २२- अष्टम्यां क्षीणायां पूर्ववर्तिनी सप्तम्येव तदाराधनार्थमष्टमी कर्त्तव्या, एवं चतुर्दशीक्षये पूर्ववर्तिनी त्रयोदश्येव चतुर्दशीत्वेन स्वीकरणीया० । पृष्टांक १७. सप्तम्याः सप्तमीत्व केवलमष्टम्याराधनानिमित्तमेव निराकृत्य तत्राष्ट-मीत्वं स्थाप्यते, एव च लौकिकटिप्पणप्राप्ता औदयिकी सप्तमी अष्टम्याराधना-विषये औदयिक्येव अष्टमी भवति.

पृष्ठांक ३· उत्तरस्यामेवौदयिकीत्वं नियम्यते ।
पृष्ठांक ११. उत्तरस्यामेवौदयिकीत्वं नियम्यते । इत्त्याद्दि०

आ० स०

ફાગણ સુ૦ ૧૧ સં ૨૦૦૦

**સુરતથી પૂનામાં રહેલ પરશુરામ અધ્યાપકને આનંદસાગરના ધર્મલાભ.**

જે પહેલા લખેલા બે પત્રોનો પ્રત્યુત્તર આપવામાં કુશલ તમે કાંઇપણ ઉત્તર આપ્યો નથી તે તમારે માટે યોગ્ય નથી. વળી મધ્યસ્થપણાના ભંગના કલંકને ઉતારવા માટે કોર્ટે દોડનારા તમારૂ શુ થયુ? પર્વતિથિની ક્ષયવૃદ્ધિના વ્યવસ્થાપન મતને સ્વીકારી તમારા વચનમા કાજળનો કુચડો ફેરવનાર તમારા નામવાળા ( રામે–રામચંદ્રસૂરિએ ) બીજુજ આરાધનાનુ પંચાંગ બહાર પાડ્યુ છે તો પણ તમે મુગા રહ્યા છો. નિર્ણયમા સાધેલથી વિપર્યાસ સહન કયા હેતુએ કરીને છે?

આનન્દસાગર

નિર્ણયમા સિદ્ધ કરેલ છે તે આ પ્રમાણે પૃષ્ઠાંક ૩–૨૨ આઠમ ક્ષીણ હોય તો પૂર્વની સાતમજ તેની આરાધના માટે આઠમ કરવી એજ પ્રમાણે ચઉદસના ક્ષયે આગળની તેરસજ ચતુર્દશીપણાએ સ્વીકારવી. પૃષ્ઠાંક ૧૧ સાતમનુ સાતમપણુ કેવળ આઠમની આરાધના નિમિત્તેજ દુર કરીને ત્યા આઠમપણુ સ્થપાય છે. આ પ્રમાણે લૌકિકટિપ્પણુ પ્રાપ્ત ઔદયિકી સાતમ અષ્ટમીના આરાધન વિષયમા ઔદયિકી આઠમ થાય છે. પૃષ્ઠાંક ૩ ઉત્તરતિથિમા જ ઔદયિકપણાનો નિયમ થાય છે પૃષ્ઠાંક ૧૧ ઉત્તરતિથિમાં જ ઔદયિકપણાનો નિયમ થાય છે.

આનંદસાગર

આ રીતે પૂ૦ આચાર્ય શ્રીસાગરાનંદસૂરિજી તરફથી વારે ઘડીએ કોર્ટે જવાનું યાદ કરાવ્યા છતાં મી. વૈદ્ય કોર્ટે ગયા નહિં તેનુ કારણુ તેમને ખાત્રી હતી કે–કોર્ટે તટસ્થ ભંગ સાબીત થશે અને તેમાં સફળ નહિં થવાય

---

આ પછી આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજી મહારાજના હાથમાં આચાર્ય વિજયરામચંદ્રસૂરિ ઉપર પૂનાથી તા ૩–૧–૪૪ ના રોજ* મોહનલાલ સખારામે લખેલ પત્ર આવ્યો અને તેને લઇ આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજીએ ડો. પી એલ વૈદ્ય અને મોહનલાલ સખારામને આવેલ પત્ર માટે કાગળ લખી જણાવ્યું જે કાગળ નીચે મુજબ છે—

**ડો. પી એલ વૈદ્ય અને શ્રી મોહનલાલને પૂ. આ૦ સાગરાનંદ-સૂરીશ્વરજીએ લખેલ પત્ર**

ડો. પી. એલ વૈદ્ય અને મોહનલાલ સખારામ

બુહારી,
સં. ૨૦૦૦ ચૈત્ર વદિ ૮
મુ. પુના,

ધર્મલાભ પૂર્વક જણાવવાનુ કે–છાપ સહી અને ટાઇપ કરેલો શ્રી રામ-વિજયજીવાળો પત્ર મને મળ્યો છે તેથી તમે શેઠ કસ્તુરભાઈ લાલભાઈની

* પરિશિષ્ટ નં. ૬ મા બ્લોક સાથે આપ્યો છે.

ભદ્રિકતાનો લાભ લઇ એક ગુન્હાહિત કરતી ટોળીમાં મળેલ છો એમ સ્પષ્ટ થાય છે. તો તે અને તા. ૮-૬-૪૩ ની પહેલાંથી તેની હયાતીની સાબિતિ મ્હોટા શહેરોમાં જૈન જૈનેતર શિક્ષિત અશિક્ષિતોની સભામાં જાહેર કરૂં તેની પહેલાં તમારે તેની માફી માગવી હોય કે ખુલાસો કરવો હોય તો એક અઠવાડીઆમાં નવસારી આવવાની જરૂર છે

તા. ક.—આની પણ નક્કલ રાખી છે. આનંદસાગર.

---

આ કાગળ પછી નવસારીના સંઘે મોહનલાલના કાગળ સંબંધી આચાર્ય શ્રીવિજયરામચંદ્રસૂરિજી, મોહનલાલ, ભુરાલાલ વિગેરેને લખાયેલ હકીકતથી વાકેફગાર થયા બાદ ડો. પી એલ. વૈદ્યને મોહનલાલ સખારામના કાગળ સંબંધી ખુલાસા માટે તાર કર્યો હતો. જે નીચે મુજબ છે—

Post Office. A. 44

NAVSARI. Navsari 24 Apri. 1944

*To,*

Dr. P. L. VAIDYA

Wadia College, Poona.

or/ Mohanlal C/o P. L. Vaidya

Vadia College, POONA.

Are you comming for apology or explanations Acharya Maharaj is here.

From.—

*Tapagachha Jain Sang*, ***NAVSARI***

**તારનો તરજુમો.**

પો. નવસારી એ ૪૪

નવસારી. ૨૪-૪-૪૪

**ડો. પી. એલ. વદ્ય** વાડીયા કોલેજ, પુના.

અને **મોહનલાલ** C/o પી એલ. વૈદ્ય વાડીયા કોલેજ પુના. તમો માફી માટે અથવા ખુલાસા માટે આવો છો? આચાર્ય મહારાજ અહિંઆં છે.

મોકલનાર-તપાગચ્છ જૈન સંઘ, નવસારી.

ઉપર મુજબ કાગળ અને તાર ગયા પછી ડો. પી એલ વૈદ્ય અકળાયા તેમને મોહનલાલ સખારામના કાગળનો ખુલાસો ન સૂઝયો અને છેવટે સજ્જને ન છાજે તેવો નવસારી સંઘ ઉપર એક ઈંગ્લીશમાં પત્ર લખ્યો હતો.

નવસારી સઘને ડો. પી એલ. વૈદ્યે ઈંગ્લીશમાં પત્ર લખ્યો હતો તે

પત્રમાં પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજી માટે ખુબજ અયોગ્ય અને અણુઘટતું લખ્યું હતું

'Your Acharya Maharaj has clearly gone mad'

'તમારા આચાર્ય મહારાજ ગાંડા થઇ ગયા છે' વિગેરે ઘણા હલકા શબ્દો વાપર્યા છે આ પત્ર અહિ અક્ષરે અક્ષર નહિ આપવાનુ કારણ—કોઇએ પૂજ્ય પુરુષ માટે વાપરેલ હલકા શબ્દોનુ ફરી પુનરાવર્ત્તન કરવું તે યોગ્ય ગણાય નહિ માટે અહિ આપ્યો નથી.

---

આ પછી પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજી મહારાજના હાથમા પાલીતાણાથી આચાર્ય ક્ષમાભદ્રસૂરિજીએ સં ૨૦૦૦ ના ફાગણ સુ ૧૧ ના રોજ મુંબઈ લાલ બાગમાં રહેલ મુનિશ્રી મુક્તિવિજયજી ઉપર એક પત્ર લખ્યો હતો તે આવ્યો આ પત્રમા વૈદ્ય મુક્તિવિજયજીને મળ્યા હતા તેનું સૂચન હતું આથી પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજી મહારાજે તે પત્રના ખુલાસા અંગે ડો. પી એલ. વૈદ્યને એક પત્ર લખ્યો હતો જે નીચે મુજબ છે—

અગાસી, જેઠ સુદિ ૬

આનન્દસાગર.

ડો. પી. એલ. વૈદ્ય યોગ્ય ધર્મલાભ પૂના

૧ તટસ્થતા તુટયાનો આક્ષેપ તમારી ઉપર થયો હતો તેને આજ વર્ષ થવા આવ્યું છે છતા પણ તમોએ ફરીયાદ કરી નથી

૨ કાર્તિક, પોષ અને ફાગણના પત્રોના ખુલાસાની તક તમોએ ખોઇ છે.

૩ ગુન્હાહિત કાર્ય કરનારી ટોળીમાંના તમે એક છો એમ જાહેર થવા છતાં તેના ખુલાસા કે માફી માટે નવસારી આવ્યા નથી

**નોટ**—આ સર્વેનો નોધ લેશો

શ્રી રામવિજયજી પક્ષના એક આચાર્યે તેમના કથનને અનુસરીને પાલીતાણાથી મુંબઇ લખેલ એક કાગળ હાથ આવ્યો છે—તેમા તમોએ મુંબાઈના શેઠ દ્વારા જે નગદ લાભ મેળવ્યો છે એના બદલામાં તમોને નિશ્ચેષ્ટ રહેવા માટે અને શેઠને ડઘાઇ જવા માટે ઓલભો આપેલો છે.

**નોટ**—આ વસ્તુ પણ જાહેર કરવામા આવશે માટે તેની પણ નોંધ લેવી.

તા ક તમારી લવાદ તરીકેની અયોગ્યતા, જૈનશાસ્ત્ર, જ્યોતિષ, ચણ્ડાશુચંડુ આદિના વિરોધ વિગેરે જાહેરમાં ચર્ચાશે તેની પણ નોંધ લેવી.

રવાના—<br>ગોડીજી જૈન ઉપાશ્રય,<br>ઠે. પાયધુની પો ન ૩<br>મુંબાઈ

આનન્દસાગર દઃ પોતે.

આ બધા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, મી. વૈદ્ય આ૦ વિજયરામચંદ્રસૂરિજીના પક્ષ સાથે પહેલેથી સંપર્કમાં હતા તે વાત નક્કીજ છે અને તેમણે નિર્ણય આ. રામચંદ્રસૂરિની ઇચ્છા મુજબ આપ્યો છે.

## પરિશિષ્ટ નં. ૬



શેઠશ્રી કસ્તુરભાઇને નિર્ણય મળે તે પહેલાં વૈદ્યનો નિર્ણય વિજયરામચંદ્રસૂરિજીએ મેળવ્યો હતો તથા વિજયરામચંદ્રસૂરિજીએ વૈદ્યની સાથે સંપર્ક સાધી શુદ્ધ નિર્ણય નથી આવવા દીધો તેના આધારો.

### ૧ તટસ્થભંગ અને ૨ નિર્ણયમાં ઘાલમેલ

#### ૧. તટસ્થભંગ

શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇ દ્વારા નિયુક્ત થયેલ ડો. પી. એલ. વૈદ્યને "પર્વતિથિ નિર્ણય" શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઈ દ્વારા પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજી અને આચાર્ય રામચંદ્રસૂરિ ઉપર જે હસ્તપ્રતિ મોકલી આપવાની હતી પરંતુ તે નિર્ણય શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઈ અને પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજીને મળે તે અગાઉ તે નિર્ણય બીજે પહોંચી ગયેલો જણાવાથી પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજીએ "મધ્યસ્થ નિર્ણય" મધ્યસ્થતા વિનાનો-તટસ્થભંગતાવાળો ગણી શેઠ શ્રી કસ્તુરભાઈને નિર્ણય નહિ સ્વીકારવાનું જણાવતો તાર કર્યો હતો.

**વીરશાસન પત્રના જણાવ્યા મુજબ વૈદ્યનો નિર્ણય શેઠશ્રી કસ્તુરભાઇને ૧૭-૬-૪૩ પહેલાં મળ્યો નથી અને તા. ૨-૭-૪૩ સુધી બહાર પડયો નથી.**

#### તિથિચર્ચાનો નિર્ણય

" તા. ૨૭-૬-૪૩ ના "જૈન" પત્રમા, શેઠશ્રી કસ્તુરભાઇના નામે એવી સત્તાવાર વાત પ્રગટ કરવામા આવી છે કે- "તિથિચર્ચા અંગેનો ફેસલો આ માસની ( જુનની ) આખર સુધીમા આવવા વકી છે" આ ઉપરથી અમારા કાર્યાલય દ્વારા એક પત્ર શેઠશ્રી કસ્તુરભાઈને લખીને મજકુર ફેસલો આવી ગયો હોય અને વર્તમાનપત્રોને પ્રકાશન માટે આપવાનો હોય, તો તેની એક નકલ અમને મોકલી આપવા જણાવેલુ, પણ આજ તા. ૨-૭-૪૩ સુધી મજકુર ફેસલાની નકલ અગર અમારા પત્રનો જવાબ અમને મળેલ નથી આમ છતા, ' જૈન " પત્રની જાહેરાત જોતા, તે ફેસલો નજદિકના ભવિષ્યમા જાહેરને જાણવા મળશે એવુ અમારૂ માનવુ છે " તંત્રી, શ્રી **વીરશાસન**

( વીરશાસન ૨-૭-૪૩ )

**" તિથિચર્ચાના ફેંસલા અંગે જનતામાં જે અફવાઓ ચાલી રહેલ છે. તેને અંગે તપાસ કરવામાં આવતા અમોને શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ તરફથી સત્તાવાર સમાચાર તા. ૬૯-૬-૪૩ના રોજ નીચે પ્રમાણે મળેલ છે.**

## "તિથિચર્ચા અંગેનો ફેંસલો આ માસ આખર સુધીમાં આવવા વકી છે તે જાણજો".

( જૈન ૨૭-૬-૪૩ સં. ૧૯૯૯ જેઠ વદી ૧૦ )

તા ૨-૭-૪૩ ના વીરશાસનનું આ લખાણુ સ્પષ્ટ જણાવે છે કે—તા ૨-૭-૪૩ સુધી નિર્ણય બહાર પડયો નથી, અને જૈન પત્રના લખાણુને પોતાના પત્રમા કબુલ કરી ૧૭-૬-૪૩ ના શેઠ શ્રી કસ્તુરભાઈના કાગળને અનુસરી તે નિર્ણય શેઠશ્રીને જુનની આખર તારીખે મળવા વકી છે તે કબુલ કરેલ છે

## પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરીશ્વરજીને શેઠશ્રી કસ્તુરભાઈએ નિર્ણય ક્યારે મોકલ્યો ?

શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઈએ પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજને વૈદ્યનો નિર્ણય તા. ૫-૭-૪૩ ના રોજ અમદાવાદથી કપડવજ તરફ રવાના કર્યો અને તા. ૬-૭-૪૩ ના રોજ તાર કરવા પૂર્વક તે નિર્ણયનું રજીસ્ટર નહિ સ્વીકારી પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજીએ પાછો મોકલ્યો.

**નિર્ણય પરત કરતાં પૂ. આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીએ કરેલ તાર.**

Kapadvanj. 6-7-43.

**Kasturbhai Lalbhai Sheth**

Pankore Naka-Ahmedabad.

Registered anvelope refused thinking it contained Vaidya's writing if so you aught not to have sent it is I had protested to you already before so if has forced we to publish corres-pondence between, regarding the matter is issue.

*Anandsagarji.*

કપડવંજ, તા. ૬-૭-૪૩

શેઠ કસ્તુરભાઈ લાલભાઇ. પાનકોરનાકા, **અમદાવાદ.**

"રજીસ્ટર કોથળી સ્વીકારી નથી. એવુ વિચારીને કે તેમાં વૈદ્યનુ લખાણુ હશે. જો એમ હોય તો તમારે તે મોકલવું જોઇતુ ન હતુ કારણ કે-મે પહેલેથીજ તેની સ્હામે વાંધો લીધો હતો આ કારણથી ચાલુ બાબત સબંધો આપણી વચ્ચે થયેલો પત્રવ્યવહાર જાહેર કરવાની મને ફરજ પડી છે"

આનન્દસાગર

આ તિથિનિર્ણય પૂ૦ આચાર્ય મ૦ શ્રી સાગરાનંદસૂરિજી અને આચાર્ય વિજયરામચંદ્રસૂરિ વચ્ચેનો હતો અને તે કસ્તુરભાઇ દ્વારા બન્ને આચાર્યોને

મોકલી આપવાનો હતો. તે મોકલવાનું કાર્ય શેઠશ્રી કસ્તુરભાઈએ તા. ૫-૭-૪૩ ના રોજ કરેલ છે એટલે તા. ૫-૭-૪૩ ના રોજ આ નિર્ણય પ્રગટ થયો

**પૂ૦ આચાર્ય મ૦ શ્રી સાગરાનંદસૂરિજી મહારાજે શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇને તટસ્થભંગના કારણે તિથિનિર્ણય આવ્યા અગાઉ તેને નહિં સ્વીકારવાનું જણાવ્યું હતું અને તેનાં કારણો આપ્યાં હતાં.**

પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે "પેપરોમા આવતા સમાચાર" અને આચાર્ય રામચંદ્રસૂરિ પક્ષના "તાર-ટપાલ વ્યવહાર" વિગેરેથી "તટસ્થ તટસ્થપણું સાચવી શકયા નથી" તેવા નિર્ણય ઉપર આવ્યા અને નિર્ણય નહિં માનવાનો નિર્ધાર કરી શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઇને નિર્ણય નહિં માનવાનો તા ૧૪-૬-૪૩ ના રોજ તાર કર્યો (આ નિર્ણય ઉપર આવતા અગાઉ સારા સારા શાણા માણસોએ તેને ખોટો પ્રચાર જાણી ઉવેખવાનું જણાવ્યુ હતું પરંતુ નિર્ણય ગમે તે પક્ષનો હોય તો પણ જે નિર્ણયકાર ગંભીર કે તટસ્થ નથી તેનો નિર્ણય માન્ય ન ગણવો જોઇએ તેવો દૃઢ નિશ્ચય પૂ૦ આચાર્ય શ્રી સાગરાનંદસૂરિજીએ કર્યો.)

## નિર્ણય નહિ સ્વીકારવા માટે શેઠશ્રી કસ્તુરભાઈને ૧૪-૬-૪૩ ના રોજ કરેલ તાર.

**શેઠ કસ્તુરભાઈ લાલભાઇ** પાનકોરનાકા **અમદાવાદ.**

પેપરોના લખાણો અને તે પક્ષના મનુષ્યોના કથનથી વૈદ્ય તટસ્થપણું રાખી શકયા નથી, એમ ચોક્કસ થાય છે, માટે તેમનુ લખાણ માન્ય નથી"

**આ તારના સમર્થનમાં પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજીએ શેઠ શ્રી કસ્તુર ભાઇને નિર્ણય નહિ માનવાની સ્પષ્ટતા માટે નીચેના પત્રો લખ્યા હતા.**

(૧)

કપડવંજ, તા. ૨૦-૬-૪૩ રવિવાર.

**આનંદસાગર**

દેવગુરૂ ભક્તિકારક સુ શ્રાવક કસ્તુરભાઈ લાલભાઈ યોગ્ય ધર્મલાભ પૂર્વક લખવાનુ કે-તમોને ૧૪-૬-૪૩ શે નીચે પ્રમાણે તાર કર્યો હતો "શેઠ કસ્તુરભાઇ લાલભાઈ, પાનકોર નાકા અમદાવાદ "પેપરોના લખાણો અને તે પક્ષના મનુષ્યોના કથનથી વૈદ્ય તટસ્થપણું રાખી શકયા નથી એમ ચોક્કસ થાય છે, માટે તેમનું લખાણુ માન્ય નથી." **આનંદસાગર**

તેના ઉત્તરમા તમારી તરફથી નીચે મુજબ ઉત્તર આવ્યો કે "આપનો તાર મળ્યો હું તાત્પર્ય સમજી શકયો નથી."

આના ઉત્તરમા જણાવવાનું કે તમારી રજા, જાહેરાત કે સમતિ સિવાય પેપર ટેલીગ્રાફ અને જોખમદાર તે પક્ષના નેતા ગૃહસ્થ અને ત્યાગી તરફના જે લખાણ વિગેરે

નિર્ણય આવ્યાનું જાહેર કરે તથા પાનાની સંખ્યા જાહેર કરે અને વિષય જાહેર કરે એ બધુ વૈદ્યની તટસ્થતા તુટી હોય તો જ બને અને તમારા મોભાને અવગણવાથી જ બને.

અને તેથી જ વૈદ્યનું લખાણુ માન્ય ન રાખવા તારથી જણાવ્યું હતુ. વૈદ્ય અહિં ખુલાસો કરવા તૈયાર થાય અથવા તેની ઉપર ચર્ચાની છુટ રહે તો વૈદ્યનું લખાણ કાર્ય-દશાને ફરશે અગર અન્ય તટસ્થ પંડિત કે પડિતો પાસે એકી બેઠકે ફેર તપાસાવી નિર્ણય કરાવાય.

તમારા માનસિક બોજામા વધારો થાય છે એમ જાણવા છતા આ કરવુ જરૂરી ગણી લખ્યુ છે

**આનન્દસાગર.**

**તા ક:** ૧ સ્હામા પક્ષવાળાએ આ પક્ષને પદર દિવસ સુધી પંચાવન પ્રશ્નો પૂછીને ઉત્તરો લીધા છતાં ઉત્તરો આપવાની તમારા સમક્ષ ના પાડી છતાં તમે સમતોલ-પણુ જાળવ્યું

૨ સામાપક્ષે પોતાનું 'હોલસોલપણું' જણાવ્યા છતાં પોતાના તરફથી ત્રણ આચાર્યોને લાવવાની વાત મૂકી તે પણુ તમે કબુલ કરી.

૩ અરસ-પરસ સહી થઈ અને કોલકરાર થયા પછી સ્હામા પક્ષે બીજા આચાર્યોની સમતિની વાત ઉભી કરી તેનો પણુ તમે રસ્તો કાઢ્યો

૪ તટસ્થને પાલીતાણા લાવ્યા ત્યાં સુધી તેનુ નામ તમારા કુટુમ્બીઓને પણુ ન જણાવતાં બરાબર ગુપ્તતા જાળવી.

૫ પાલીતાણા લાવવામાં, ખુલાસાનું સ્થાન ગોઠવવામાં અને ખુલાસો કરાવવામાં ખરેખર દૂરન્દેશીથી કામ લીધુ છે.

આ વિગેરે તમારા બુદ્ધિ અને તટસ્થતાનાં કાર્યો તો અનુમોદના કરવા લાયક છે જ સર્વે કુટુબને ધર્મલાભ

**આનન્દસાગર,**

(૨)

**કપડવંજ જેઠ વદી ૧૨ તા. ૨૯-૬-૪૩**

**આનંદસાગર**

અમદાવાદ મધ્યે દેવગુરૂભક્તિકારક, સુશ્રાવક કસ્તુરભાઇ લાલભાઇ યોગ્ય ધર્મલાભ-પૂર્વક લખવાનુ કે-તમે આ કામ શાન્તિની ઇચ્છાએ હાથ ધર્યું છે એ ખરૂ છે. હુ માત્ર છાપાના લખાણથી આ નિર્ણય ઉપર આવ્યો નથી પણ આ નિર્ણય ઉપર આવવાનાં અનેક કારણો છે. આ કામની ગંભીરતા તમો સમજ્યા છો. પણુ તટસ્થ મુદ્દલ સમજી શકયા નથી. જો સમજી શકયા હોત તો આવા પ્રચારની ગધ પણુ ન હોત.

જો તટસ્થતા ન ચુકાઇ હોત તો તમને સોપાય તે પહેલાં તમારી આજ્ઞા સંમતિ કે જાહેરાત વિના આટલા પાનાનુ, અમુક વ્યક્તિ તરફનુ, ને અમુક પ્રકારનું આવી આવી વસ્તુ બહાર આવી જ કેમ?

નિર્ણય આવ્યા પહેલા પેપરો, તાર, ટપાલ, અને તે પક્ષના ગણાતા મનુષ્યોનાં કથન વગેરે જે થયા તે ઉપરથી તટસ્થની તટસ્થતા તુટી જ છે. એ કથન મ્હે વસ્તુરૂપે જણાવેલ છે પણુ આક્ષેપ રૂપે જણાવેલ નથી

નિર્ણય વાંચ્યા પછી તટસ્થની તટસ્થતા રહી નથી વિગેરે કથન થાત તો તે જરૂર અસ્થાને લાગત, એટલું નહિ પણ મ્હારે તે સંબંધી તે વખતે કાંઈ પણ કહેવું તે શોભાસ્પદ ન ગણાય

પ્રથમ પત્રમા જણાવેલ ચોક્કસ કારણોથી તટસ્થની તટસ્થતા તુટી છે એ નક્કી જણાવ્યુ તો એ જાણ્યા પછી જો મ્હારૂ તેથી છુટાપણુ ન જણાવું તો હુ મને અને મ્હને અનુસરનારાઓને ગફલતનો ભોગ બનાવનાર ગણાઉં.

તટસ્થતાથી નિર્ણય આવે તેને માન્ય કરવામાં વાધો લઇ શકાય જ નહિ. આમાં તટસ્થતા સચવાઈ નથી, માટે જ ખુલાસા અને ટીકા ચર્ચાને અવકાશ છે.

એકપક્ષીય શાસન સુધાકર જેવા પેપરમા વિગત જણાવાઇ તેના ઉપર ચુકાદો આપી શકાય તો મુબાઈ સમાચાર જેવા જાહેર પેપરમાં આવેલા નિર્ણયવાળા વિપરીત કે લાયક લેખોને લક્ષમાં કેમ ન લેવાય ?

જ્યારે તટસ્થે મોકલાવેલો નિર્ણય અમો બંનેને તમારે જ મોકલવાનો હતો. ત્યારે આ તાર, પેપર અને મનુષ્યોનાં કથનથી આવો પ્રચાર કેમ થયો ?

શું આ પ્રચાર કલ્પના માફક વજુદ વિનાનો છે ?

તટસ્થની તટસ્થતા તુટી જ છે એમ માનુ છુ માટે આ તટસ્થ અને તેનું લખાણ મ્હારે માન્ય નથી એમ કહ્યુ છે ને કહું છુ. સર્વને ધર્મલાભ જણાવવા. **આનંદસાગર**

(૩)

જેઠ વદ ૧૨ તા. ૨૯–૬–૪૩

**અંગત**

દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઈ યોગ્ય ધર્મલાભપૂર્વક જણાવવાનું કે–પુનાના વૈદ્ય સાથેનો તાર વ્યવહાર અને એક (પત્ર) કાગળ જાણવા માટે મોકલ્યો છે તે વાંચવા યોગ્ય છે, સર્વેને ધર્મલાભ જણાવવા. **આનંદસાગર**

(૪)

કપડવંજ અષાડ કૃષ્ણ ૭, તા. ૨૩–૭–૪૩

**આનંદસાગર**

દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઇ યોગ્ય ધર્મલાભપૂર્વક લખવાનું કે તમારો તા. ૧૮–૭–૪૩ નો પત્ર મળ્યો. તા. ૨૯–૬–૪૩ ના રોજ તમારા ઉપર બે પત્રો લખ્યા અને તા. ૬–૭–૪૩ ના રોજ કરેલ તારની પહોંચ નથી તે લખવાની જરૂર હતી

તટસ્થતા તુટયાથી તે લખાણનું રજીષ્ટર પાછું મોકલ્યું છે અને મ્હને શાસ્ત્ર તથા તદનુસારી પરંપરા આધારે અનુસરનારાઓ મ્હારે અંગે માર્ગ ન ભૂલે માટે જાહેર કર્યું છે. ચર્ચા કરાય તો તે લખાણ લેવામાં હજુએ અડચણ નથી તે પક્ષના પુનાવાસીને લખાણ કેમ મળ્યું અને તા. ૧ લી જુનથી તાર અને પેપરો દ્વારા જાહેરાત કેમ થઈ ? એની તમોએ તપાસ કરી હોય કે તેનું પરીણામ કઇ આવ્યું હોય એનો તમારા પત્રથી ઇસારો પણ નથી જણાતો.

તમો કૌટુમ્બિક, વ્યવહારિક, અને રાજકીય કાર્યોથી ગુંથાયેલા હોવાથી તમને તે કરવું ન પરવડે એ અસંભવિત નથી.

મ્હેં કરેલ તાર અને તેનો તટસ્થ તરફથી આવેલ ઉડાઉ ઉત્તર તમને જણાવેલજ છે.

તા. ૬ —પુના મનુષ્ય ગયો હતો, તેણે 'પુનાના શા. મોહનલાલે તટસ્થ સાથે ધાલમેલ કરી છે તથા લખાણુ તટસ્થે તેને જ પહેલા આપ્યું છે' એમ જાણ્યુ છે અને **ત્યાંના ઉંચા અધિકારીઓએ 'તટસ્થ નીમનાર શેઠજીથી તે બાબત પગલાં ભરી શકાય'** એમ જણાવ્યું છે, એટલે મૌન કરી સ્વસ્થાને પાછો આવ્યો છે.

સર્વે કુટુંબને ધર્મલાભ જણાવવા. **લી. આનંદસાગર**

(૫)

**અષાડ કૃષ્ણ દ્વિતીય ત્રયોદશી કપડવંજ** તા. ૩૦–૭–૪૩

**આનંદસાગર**

દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઈ યોગ્ય ધર્મલાભપૂર્વક લખવાનુ કે તા. ૨૭–૭–૪૩નો તમારો પત્ર મળ્યો તા. ૬ ઠ્ઠીના તારનો ખુલાસો કર્યો **પરંતુ તા. ૨૭–૬–૪૩ ના બે પત્રોનો ખુલાસો મુદ્દલ નથી.**

૧ શરૂઆતમાં તટસ્થની તટસ્થતા તુટવાની શંકાના કારણો જ્યારે તમોને જણાવ્યાં **ત્યારે તમે જણાવેલ કે–આ વિષયમાં તેઓ લખ્ખોપતિ સાથે પણ વાત નહિ કરે અને લાખોથી પણ લોભાશે નહિ.** આવી તમારી ખાત્રીથી વગર ચર્ચાએ ચુકાદો માનવાનુ નક્કી કર્યું હતુ પણ પુનાવાળા શા મોહનલાલ વિગેરેની હકીકતથી તમારી વાત છેવટે અમારે ભદ્રિકપણાની માનવી પડી, મુકેલ ભરોંસામા નિશ્ચિત વિપરીતતા આવેલ જણાતા ચુકાદામાં ખુલાસા અને ચર્ચાને સ્થાન આપવાનુ જે કહેવાય તે ન્યાયની રીતે પણ ખોટુ નથી જ.

૨ મુસદ્દા પ્રમાણે તટસ્થે તમારી દ્વારા બન્ને પર પોતાનુ લખાણુ મોકલવાનુ હતું તેને બદલે તા ૧ લી જુને કે પહેલા ચુકાદાનુ લખાણુ પુનાવાળા શા મોહનલાલને મળે છે તો તે તટસ્થનુ લખાણુ કેવા પ્રકારની તટસ્થતાવાળુ હશે? છાપાના લખાણુથી આજે દુનિયામાત્ર ઉપર અસર થાય છે ને માને છે તેને વજુદ વિનાનુ કેમ મનાય? તા. ૧ લી જુન વિગેરેના "સેવક" "મુબઈસમાચાર" આદિના પેપરોના લખાણુને વજુદ વિના ગણી ઉપેક્ષા કરાય નો પછી તમો અખબારોમા નિવેદન બહાર પાડો છો તે કેમ શોભે?

૩ પુનામાં થએલ ગડબડનો ખુલાસો પુનાના તટસ્થને પુછાય તે યુક્ત જ છે છતાં તમોને પણ તે વાત તથા પુનાના આવેલ કાગળોની વસ્તુ અઠવાડીઆઓ અગાઉ જણાવેલ છે. આની તપાસ કરી તમે યોગ્ય ખુલાસો ન કરો અને તુટેલી તટસ્થાથી થએલ લખાણુને સ્વીકારવા માટે તમારા ઉપરના વિશ્વાસના આધારે કરેલ લખાણુને વળગી રહેવાનુ સૂચવો તે શું વ્યાજબી છે?

૪ તટસ્થતા તુટવાના તમને રજુ કરેલા કારણોનો વિચાર અને ખુલાસા વિના તમારુ રજુ કરાયેલ નિવેદન સમજપૂર્વકનુ નથી. આથી લખાણુ બહાર પડશે ત્યારે આ

ચર્ચા નિર્ણયની ભૂમિકા અને નિર્ણયના લખાણ સમજાવાના સ્ફોટ વખતે તેનું પણ સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

૫ તમારા નિવેદનમાં અને કાગળમાં આક્ષેપ અને તે ખોટા હોવાની વાત રજુ કરો છો તે ત્યારે જ શોભે કે અમે જણાવેલા વસ્તુ સ્વરૂપનું તમે કાંઈ પણ સમાધાન આપ્યું હોત ?

૬ પુનાના ઉચ્ચ અધિકારીના અભિપ્રાય પ્રમાણે તમારાથી પગલાં લઈ શકાય એમ છે એ વાત અમોએ તમોને જણાવેલ છે. છતાં તે સંબંધીમા તમે કામકાજ કર્યું હોય તેનો ખુલાસો પણ કર્યો નથી

૭ તટસ્થતા તુટયાના અંગોએ જણાવેલાં કારણો નિવેદનમા તમારે જણાવવા જરૂરી હતાં છતાં મર્યાદાની ખાતર આ ઉત્તર લખવામા આવ્યો છે

આનંદસાગરના ધર્મલાભ

**આ બધી હકીકતથી વાંચકને સ્પષ્ટ માલુમ પડશે કે-નિર્ણય તા. ૬ ઠ્ઠી જુલાઇએ આવ્યો છે જ્યારે તેને નહિ માનવાની વાત તો તા. ૧૪ મી જુનથી શેઠશ્રી કસ્તુરભાઈને કરવામાં આવી છે.**

---

## નિર્ણય બહાર પડયા પહેલાં પેપરોમાં નિર્ણય અંગેનાં આવેલ લખાણ તટસ્થભંગને જણાવે છે.

### "જૈનોની તિથિચર્ચા અંગેનો જાહેર થનારો નિર્ણય.

શેઠ કસ્તુરભાઈ પર રવાના થયેલો લવાદનો હેવાલ.

[ સેવકના ખાસ બાતમીદાર તરફથી ]

**પાલીતાણા,** મંગળવાર તા. ૧ જુન ૧૯૪૩.

જૈનોમાં તિથિચર્ચાના પ્રશ્ને જગાવેલી ઉગ્રતા પછી હવે એને લગતો આખરી ફેસલો આવી જવાની તૈયારીમા છે એકબાજુ સાગરાનંદસૂરિ અને બીજી બાજુ રામચંદ્રસુરી વચ્ચે જૈન તીથીઓ અંગે ભારે મતભેદ ઉભો થયો હતો અને એ મતભેદને પરિણામે જૈનોમા ભયંકર કલહ વ્યાપી ગયો હતો દિવસે દિવસે એ મતભેદ વધતો જ ગયો અને છેવટે જૈન સમાજ બે પક્ષોમાં વહેંચાઈ ગયો. આ સ્થિતિનો અંત લાવવા અને જૈન સમાજમાં ફેલાએલો કલહ ઓછો થાય એ માટે બન્ને પક્ષને શાસ્ત્રાર્થદ્વારા આ ચર્ચાનો આખરી નિકાલ લાવવા માટે આગેવાન જૈનોએ વિનંતિ કરતા પાલીતાણા મુકામે પુનાના વાડિયા કૉલેજના પ્રોફેસર શ્રી પી. એલ. વૈદ્યને લવાદ નીમીને શ્રી સાગરાનંદસૂરી અને રામચંદ્રસરી વચ્ચે શાસ્ત્રાર્થ યોજાયો હતો આ શાસ્ત્રાર્થ પછી લવાદનો હેવાલ શેઠ કસ્તુરભાઇ તરફ રવાના થઈ ગયો છે. કહે છે કે– આ હેવાલ લગભગ ૬૦ પાનાનો છે. આ હેવાલમા પોતાનો ચુકાદો જાહેર કરવામા આવ્યો છે. આ ચુકાદો થોડા દિવસમા શેઠ કસ્તુરભાઇ જાહેર કરશે"

( સેવક, તા. ૨જી જુન ૧૯૪૩ પાનુ ૩ )

## "તિથિચર્ચાનો નિર્ણય ટુંક સમયમાં જાહેર થશે.

( એક ખબરપત્રી તરફથી )

અમદાવાદ, તા. ૧લી જુન.

જૈન સમાજમા બહુ ગવાયેલ અને વીખવાદના વાદળો જેના ઓઠા નીચે ઉભા થયા તે તિથિચર્ચાના પ્રશ્નનો લવાદનો ચુકાદો શેઠ કસ્તુરભાઇ લાલભાઇ પાસે પુનાથી આવી ગયાના સમાચાર પ્રાપ્ત થયા છે શેઠશ્રી કસ્તુરભાઇ હવે થોડાજ દિવસોમા એની જાહેરાત જૈન સમાજ સમક્ષ કરશે જેથી ભવિષ્યમા ઝઘડાનો અંત આવી જાય"

( મુંબઈ સમાચાર, શુક્ર તા ૪-૬-૪૩ જેઠ શુદ ૨ પાનુ ૫ )

---

## "તિથિચર્ચાના ઝઘડાને લગતો આવી ગયેલો ફેંસલો.

**અમદાવાદ,** શનિવાર ( અમારા ખબરપત્રી તરફથી )

જૈનોમા તિથિચર્ચાના પ્રશ્ન અંગે જાગેલી ઉગ્રતાનો આખરી ફેંસલો આવી જનાર છે. પાલીતાણા મુકામે શ્રી સાગરાનંદ અને રામચંદ્રસૂરિ વચ્ચે આ વિષયને લગતો એક શાસ્ત્રાર્થ પુનાની વાડિયા કોલેજના અધ્યાપક શ્રી પી. એલ વૈદ્યની મધ્યસ્થતા હેઠળ ગોઠવાયો હતો શ્રી વૈદ્યનો લવાદ તરીકેનો ચુકાદો અમદાવાદના આગેવાન મિલમાલેક અને જૈન અગ્રેસર શેઠ કસ્તુરભાઇ ઉપર પહોંચી ગયો છે એ ચુકાદો શેઠશ્રી કસ્તુરભાઈ તરફથી જાહેર થનાર છે.

( ટપાલની આવૃત્તિ – **વંદેમાતરમ્**–જેઠ શુદ ૩ જુન તા. ૬-૬-૧૯૪૩ પા. ૭)

---

## "તિથિચર્ચાનો નિર્ણય

### આચાર્ય રામચન્દ્રસૂરીશ્વરજીની તરફેણમાં આવેલો ચુકાદો.

જૈન સમાજમાં જેના અંગે ભારે કલુષિત વાતાવરણ પ્રસરેલુ છે અને જેથી સમાજ ભાગલા અને વાડામા વહેચાઈ ગયો છે તે પ્રશ્નના નિકાલની મંગળ ઘડીઓ ગણાઈ રહી છે. જનતા સારી રીતે જાણે છે કે–તિથિ દીન અને પર્વાગધન અંગે જૈન સાધુ સંસ્થામા વિક્ષેપો ઉભા થયા હતા અને સમાજમા આંતરવિગ્રહ જેવી પરિસ્થિતિ ઉપસ્થિત થઇ હતી. આ પરીસ્થિતિનો અંત લાવવા તેમજ સમાજને શાસનના પ્રગતી-રથના રાગદ્વેષમા ખુંચી ગયેલા પૈડાને કોઇ પણ રીતે બહાર કાઢવાની કાળજી સઉ કોઈની હતી એમા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના માનનીય પ્રમુખ શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ દરમ્યાનગીરી કરી. બન્ને પક્ષોવતી આચાર્ય મહારાજાઓ બન્નેના અરસપરસ ખંડનમંડન અને પુરાવાઓ સંમતિ પૂર્વકના લવાદને સુપ્રત થયા હતા લવાદ મી વૈદ્ય વધુ જાણવાની જીજ્ઞાસાથી એકજ સ્થાનમા બન્ને પક્ષના પ્રતિનિધિઓ આચાર્ય સાગરાનંદસુરીશ્વરજી અને પૂજ્ય આ વિજયરામચંદ્રસૂરીશ્વરજીને એકત્ર કરી વધુ ખુલાસાઓ મેળવ્યા હતા અને ત્રણ માસની અંદર નિર્ણય આપવા જણાવી દીધુ હતુ બરાબર સમયસર એ નિર્ણય શેઠશ્રી કસ્તુરભાઈ પર આવી ગયાના અને ટુંક સમયમાં તેની જાહેરાત કરવાના સમાચાર વર્તમાન પત્રોદ્વારા પ્રસિદ્ધ થયેલ છે. અમારી ખબર મુજબ લવાદનો ચુકાદો પૂ આ વિજયરામચંદ્ર-સૂરિની તરફેણમા આવ્યો છે" ( **મુંબઇ સમાચાર,** શુક્રવાર તા. ૧૮ જુન ૧૯૪૩ )

'નિરાસક્તી અને સમજુ માણસો ચુકાદો શું આવશે તેની ચિંતામાં રોકાય નહિ'
(તા ૧૧-૬-૪૩ વીરશાસન)

આ લેખો આ. વિજયરામચંદ્રસૂરિ પક્ષ તરફથી જ પેપરોમા અપાયા છે કારણકે વિજયરામચંદ્રસૂરિ આગળ 'પૂજ્ય' શબ્દ વાપર્યો છે અને આચાર્ય સાગરાનંદસૂરિજી મહારાજના નામ આગળ એ શબ્દ વાપર્યો નથી તેમજ 'તિથિદિન અને પર્વારાધન' એ શબ્દ વિજયરામચંદ્રસૂરિજી તિથિચર્ચામાં મુખ્યત્વે વાપરે છે તે વાપર્યો છે આ ઉપરાંત બીજાં પણ ઘણા કારણો છે. અને આ લેખ લખવા પાછળ શેઠને ચુકાદો મળે કે-તુર્તજ બહાર પાડી દેવરાવવાનો આશય છે. કારણ કે-રખે! ચુકાદાની વિરૂદ્ધમા વાતાવરણ ન જાગે

## આ લેખોથી જનતાના હૃદયમાં નિર્ણય અને નિર્ણયકાર માટે થયેલ શંકા.

સેવક, મુંબઈ સમાચાર વિગેરેમા આ પ્રકારના નિર્ણયના સમાચાર પ્રગટ થતા જાણીને જનતાના હૃદયમાં તે વખતે નિર્ણય અને નિર્ણયકાર સંબંધી શંકા જાગૃત થઈ હતી અને તેને લઈ જુદા જુદા ઠેકાણેથી સંદેશ, સેવક, જૈન, જન્મભૂમિ, વંદેમાતરમ્ વિગેરેમા "કેમ એક પક્ષે હસ્તક્ષેપ નહિ કર્યો હોય?" તેમ જણાવવામાં આવ્યું હતું

## જૈન ધર્મ પ્રભાવક સમાજનું સંદેશમાં પ્રગટ થયેલ નિવેદન.
## "વાતાવરણને શુદ્ધ રાખો

તિથિચર્ચાના વિષયનું જ્ઞાન હોય કે ન હોય છતા પણ દરેક જણ શાસનની શાંન્તિ ઈચ્છનાર તેમાં રસ લઇ રહ્યો છે. સૌની જ ખના છે કે-શાંન્તિ ભર્યો તિથિચર્ચાનો ઉકેલ આવી જાય.

આ વિષય પાંચ પાચ વર્ષ ડોળાયા પછી તેના ઉકેલનુ કામ સમર્થ અને જૈન શાસનમાં અપૂર્વ લાગવગ ધરાવનાર શેઠ કસ્તુરભાઈ લાલભાઇને બન્ને પક્ષે સોંપ્યું.

શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઇએ તે કામ અપૂર્વ શક્તિથી આરંભ્યું બંન્ને પક્ષોના પ્રશ્નો અને ઉત્તરોનું લખાણ અપાયા પછી મહિનાઓ સુધી શિરપંચ કોણ તે પણ જાણી શકાયું નહિ તેવી ગુપ્તતા જાળવવામાં આવી પાલીતાણા સ્ટેશને શિરપંચ આવ્યા ત્યારે જ જનતાને તેમના નામની ખબર પડી કે શિરપંચનું નામ અમુક છે

આજસુધીના ચર્ચાના કોઇપણ પ્રશ્નકરતાં તિથિચર્ચાનો ઉકેલ લાવવામાં સમાજે પણ ખુબજ સારો સાથ આપ્યો છે

તિથિચર્ચાનુ પરિણામ હવે બહુજ થોડા દિવસમાં આવશે સમાજમા શાંતિ થશે. તેવી લોકોમાં આશા છે તેવા સમયના શુદ્ધ વાતાવરણને ડોળવાનો પ્રયત્ન કરનાર સમાજની શાન્તિ તેમને ખપતી નથી તે જણાવવા મથી રહ્યો છે.

આજે લોકોના હૃદયમાં એટલી જ શંકા ઉત્પન્ન થાય છે કે શિરપચનું નામપણ બહાર ન આવે તેટલી શેઠશ્રીએ તકેદારી રાખી તે શેઠશ્રી દ્વારા જરા પણ વાત બહાર આવે તેમ કોઇ માની શકે તેમ નથી છતાં ખુબજ છુટથી એક પક્ષના જવાબદાર ગણાતા માણસ સાઠ પાનાનુ જજમેન્ટ છે. અમારા રામચન્દ્રસૂરિના લાભનુ છે તે કહેવું કે જુદીજુદી રીતે પેપરોમા તે વાતને પ્રગટ કરવી તે સમાજમાં અશાંતિને શંકા ઉત્પન્ન કરાવનારૂ છે.

સમાજને આજે અનેક તરહની શકા કરવાનું કારણ મળે છે કે શેઠશ્રી દ્વારા કોઇપણ જાતની વાત પ્રગટ નથી થઈ છતા આ મતનો પ્રચાર આ માણસો કયા આધારે કરતા હશે. શેઠશ્રીને આની ઉંડી ગવેષણાની વિનંતિ કરે છે એજ **શ્રી જૈનધર્મ પ્રભાવક સમાજ.**

(તા. ૨૦-૬-૪૩ સદેશ પાનુ ૨)

આ પછી 'તિથિચર્ચાનુ વાવાઝોડુ' એ હેડીંગતળે સેવક વિગેરેમાં પણ નિર્ણયકારસાથે એકપક્ષે કેમ હસ્તપ્રક્ષેપ નહિ કર્યો હોય તેવુ સૂચવવામા આવ્યુ હતું. તથા રાધનપુરથી એક મુનિમહારાજે શેઠશ્રી કસ્તુરભાઈને પત્ર લખ્યો હતો તેમજ જૈન, મુબઇ સમાચાર વિગેરેમાં આચાર્ય વિજયરામચદ્રસૂરિ તરફથી નિર્ણયમાં હસ્તપ્રક્ષેપ કેમ નહિ થયો હોય તેમ જણાવવામાં આવ્યુ હતું.

## ઘ

## આ. વિજયરામચંદ્રસૂરિજીનો પક્ષ નિર્ણયબહાર પડયા અગાઉ નિર્ણયથી વાકેફગાર હતો તેના આધારો

આ પેપરોના સમાચારો ઉપરાંત બીજા પણ અનેક ચોક્કસ પુરાવાઓ મળે છે કે-વિજયરામચંદ્રસૂરિજીએ અને તેમના ભક્તોએ નિર્ણય શેઠ શ્રી કસ્તુરભાઇને મળે તે અગાઉ નિર્ણયના સમાચાર અને નિર્ણય મેળવ્યો હતો, અને તે મેળવેલ સમાચારથી સ્પષ્ટ થાય છે કે-નિર્ણયકાર વૈદ્ય સાથે પોતાના પક્ષે નિર્ણય લાવવા આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ સંપર્ક સાધ્યો હતો જે સ્પષ્ટ તટસ્થભગ સૂચવે છે

### ( ૧ )

### તા. ૧૦-૬-૪૩ના રોજ મોહનલાલે કરેલો તાર

આ નીચે આપેલ તાર વિજયરામચદ્રસૂરિના ભક્ત મોહનલાલ સખારામે તા ૧૦-૬-૪૩ ના રોજ ભાખરીયા પર મુકેલ છે. તે તારમા નિર્ણય વિજય-રામચંદ્રસૂરિજીના લાભમા છે તેમ જણાવ્યુ છે. જ્યારે શેઠશ્રીને તા. ૧૭-૬-૪૩ સુધી નિર્ણય મળ્યો નથી તેમ જૈન પત્રના કાગળમા સુચવાયેલ છે **આથી સ્પષ્ટ છે કે વૈદ્ય તટસ્થ રહ્યા નથી.**

અમદાવાદ શાહપુરના રહેવાશી શ્રી ઉમેદભાઈ ભુરાભાઇએ તા. ૧૧-૬-૪૩ ના રોજ પં. સુમતિવિજયજી ઉપર રાધનપુર આ પત્ર લખ્યો છે તેમાં પણ તિથિચર્ચાના વૈદ્યના નિર્ણયનો ઉલ્લેખ છે. જેનો બ્લોક ઉપર આપવામાં આવ્યો છે.

તા. ૧૧-૬-૪૩ ના રોજ લખેલો આ પત્ર શાહપુરમાં રહેતા શ્રી ઉમેદ-ભાઈ ભુરાભાઈ નો છે શ્રી ઉમેદભાઇ આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીના પરમરાગી ભક્ત છે, તેમજ પૂ૦ આચાર્ય વિજયભક્તિસૂરિજીના ભક્ત છે. તેમણે પૂ૦ આ૦ વિજયભક્તિસૂરિજી શાસ્ત્રાનુલક્ષી પરપરા પ્રમાણે પર્વારાધન કરે છે તેમને ફેરવવા માટે આજ અગાઉ ઘણો પ્રયાસ કરેલો પણ કારગત નીવડ્યો નથી આ કાગળમાં તિથિનિર્ણય જાણ્યા પછી આચાર્ય ભક્તિસૂરિજીના શિષ્ય પં સુમતિવિજયજીને (કે જેઓ રામસૂરિ તરફ રાગવાળા હતા) તેમને કાગળ લખીને મ૦શ્રીને (ભક્તિસૂરિજીને) લવાદના નિર્ણય પ્રમાણે તિથિ મનાવવા ભલામણ કરી છે અને પૂ મહારાજશ્રી ભક્તિસૂરિજી પાસે તે અંગે સમી જવાનુ જણાવ્યું છે આ કાગળ પણ સ્પષ્ટ જણાવે છે કે-વૈદ્યના નિર્ણયની જાણ શેઠ કસ્તુ-રભાઈ લાલભાઇ પહેલાં શ્રી ઉમેદભાઇ ભુરાભાઈને થઇ હતી જેથી સ્પષ્ટ છે કે-આ૦ વિજયરામચંદ્રસૂરિ તરફથી વૈદ્યનો તટસ્થભંગ

કરાયો હોવાથી જ તેમના શ્રાવકોને નિર્ણયની પ્રથમ ખબર પડેલ છે.

( ૩ )

આ૦ વિજયરામચંદ્રસૂરિજીના પરમભક્ત શ્રી શેઠ જીવાભાઇએ પણ આ તિથિચર્ચાનો નિર્ણય આ૦ સાગરાનંદસૂરિજી અને આ૦ વિજયરામચંદ્રસૂરિજીને તા. ૫–૭–૪૩ ના રોજ શેઠ કસ્તુરભાઇએ મોકલ્યો તે અગાઉ આ તિથિનિર્ણયના સમાચાર મેળવ્યા હતા તે નક્કી છે. કારણ કે–શ્રી. શેઠ જીવાભાઈ એ તે અંગે પૂ૦ પં૦ સુમતિવિજયજી ઉપર તા. ૨૪–૬–૪૩ અને તા. ૨૬–૬–૪૩ ના રોજ પત્ર લખ્યો હતો તે નીચે મુજબ છે

## તા. ૨૪–૬–૪૩ ના રોજ શેઠ શ્રી જીવાભાઇએ લખેલ પત્ર.

ટેલીફોન:–
૨૩૨૨૯,–૨૨૨૧૯
૨૨૦૬૫
૨૪૪૨૧,–૨૦૪૭૫
૩૧૫૭૭ (રહેઠાણ)

JIVATLAL PURTAPSHI
જીવતલાલ પરતાપસી.

તારનું સરનામું:
"GUMBRUSH"
"JEPIDALAL"

૧

કુસીયન ઓસચેન્જ બીલ્ડીંગ,
મુંબઇ, તા ૨૪ ૬ ૧૯૪૩

[illegible]

તિથી ચર્ચાનો નિર્ણય તો આવી [illegible]
[illegible]
થોડા સમયમા પ્રસિદ્ધ થશે
[illegible]

આ કાગળ તા. ૨૪–૬–૪૩ ના રોજ શેઠ શ્રી જીવાભાઇએ પં૦ સુમતિવિજયજી ઉપર લખેલ છે તેમાં—૧ તિથિચર્ચાનો નિર્ણય આવ્યો છે, ૨. થોડા સમયમાં પ્રગટ થશે ૩ સમજુઓ (અર્થાત્ પોતાનો પક્ષ) કબુલ કરશે ૪ સહી આપનાર કબુલ નથી કરતા તેનું દુઃખ છે. આ પત્ર સ્પષ્ટ રીતે જણાવે છે કે નિર્ણયના બહાર પડયા અગાઉ શેઠશ્રી જીવાભાઇ તિથિનિર્ણય અને તેના ભવિષ્યથી પૂર્ણ વાકેફગાર હતા.

**પં. સુમતિવિજયજી ઉપર તા. ૨૬–૬–૪૩ ના રોજ શેઠ શ્રી જીવાભાઇએ લખેલ પત્રનો કવર સાથેનો બ્લોક.**



તા. ૨૬-૬-૪૩ ના રોજ શેઠ શ્રી જીવાભાઇનો લખેલ આ પત્ર છે—આમાં ૧ તિથિચર્ચાનું પરિણામ આવ્યું છે. ૨ શાસ્ત્ર અનુસાર આવ્યું છે. ૩ હવે સાગરજી મહારાજ ખસી જાય છે, એમ ત્રણ વાત જણાવી છે અર્થાત્ પરિણામ આવ્યું છે, કેવું અને કઇ રીતે આવ્યુ છે તેની ખબર સાથે સાગરાનંદસૂરિજીએ તે નથી સ્વીકાર્યું તેની પણ તેમને ખબર છે. આથી સ્પષ્ટ છે કે-ચર્ચાના મુખ્ય આચાર્યને નિર્ણય મળે તે અગાઉ નિર્ણય સંબંધીની તમામ હકીકતથી શ્રી શેઠ જીવાભાઈ વાકેફગાર છે, નહિતર શાસ્ત્રને અનુસારે આવ્યું છે તેવું લખત નહિ. શેઠશ્રી જીવાભાઇને થયેલ **આ સમાચારની જાણ વૈદ્યના તટસ્થભંગ વિના બની શકે તેમ નથી.**

પૂ૦ પં. સુમતિવિજયજી મહારાજ શાસ્ત્રાનુલક્ષી પરંપરાને ટરનાર પૂ૦આ૦ વિજયલબ્ધિસૂરીશ્વરજીના શિષ્ય હતા, છતાં આ. વિજયરામચંદ્રસૂરિજી પ્રત્યે રાગ- વાળા છે તેવી ખાત્રી શેઠશ્રી જીવાભાઇને હતી તેને લઇનેજ શ્રી. શેઠ જીવાભાઇએ પ૦ સુમતિવિજય ઉપર આ પત્રો લખ્યા હતા અને તે લખવામાં તેમનો આશય ભદ્રિક પરિણામી આ૦ વિજયલબ્ધિસૂરીશ્વરજીને ફેરવી શકાય તો ફેરવવાનો હતો.

---

## પં૦ સુમતિવિજયજીને આ૦ વિજયરામચંદ્રસૂરિજી સાથે સંપર્ક હતો તેને જણાવનારો શેઠ શ્રી જીવાભાઈનો પત્ર.

ટેલીફોન—
[illegible]

**JIVATLAL PURTAPSHI**

**જીવતલાલ પરતાપસી.**

તારનું સરનામું
"GUMBRUSH"
"JEFIDALAL"

[illegible]

મુંબઇ, તા ૨૮ ૬ ૧૯૪૩

[illegible]

આ પત્ર શેઠ શ્રી જીવાભાઈએ પં૦ સુમતિવિજયજી-મહારાજ ઉપર તા. ૧૮-૬-૪૩ ના રોજ લખેલ છે તેમાં જણાવ્યું છે કે 'આપ પાલીતાણાથી વિહાર કરતા દરમિયાન આચાર્ય રામચંદ્રસૂરિજી સાથે થયેલ મિલાપની હકીકત જાણી સંતોષ' આ લખાણ જણાવે છે કે-શેઠ શ્રી જીવાભાઈને પં૦ સુમતિવિજયજી આચાર્ય વિજયરામચંદ્રસૂરિ સાથે સંપર્કવાળા હતા તેથી તે વિશ્વાસનું ભાજન હતા આથીજ શેઠ શ્રી જીવાભાઈએ પં૦ સુમતિવિજયજી ઉપર ખુબજ ખાનગી તિથિચર્ચાની વાત લખી હતી

**આથી સ્પષ્ટ છે કે-શેઠ શ્રી જીવાભાઈ નિર્ણયની ખબર અને પ્રચાર શેઠ શ્રી કસ્તુરભાઈ બંને આચાર્યોને નિર્ણય મોકલે તે પહેલાં કરતા હતા તે વૈદ્યના તટસ્થભંગના પ્રતાપે છે.**

(૪)

આ૦ વિજયરામચંદ્રસૂરિજીના શિષ્ય મુનિ શ્રી કનકવિજયજીના શિષ્ય મહિમાવિજયજીએ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ બંને આચાર્યોને નિર્ણય મોકલે તે પહેલાં તો નિર્ણયની ચોપડીઓ બંધાવી મંગાવી હતી. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-**શેઠ શ્રી કસ્તુરભાઈ વૈદ્યનો નિર્ણય બે આચાર્યોને મોકલે તે પહેલાં તો તે નિર્ણયનાં પુસ્તકો રામચંદ્રસૂરિને ત્યાં હરતાં ફરતાં થઇ ગયાં હતાં. આ બધું તટસ્થભંગ વિના સંભવતું નથી.**

## મુનિ શ્રી મહિમાવિજયજીએ નિર્ણયની ચોપડીઓ બંધાવી મંગાવવાનો પ્રવચનના માણસ કેશવલાલ ધારશીભાઈ ઉપર લખેલ પત્ર.

Shantilal Manilal Shroff

Amer - Nivas,
CAMBAY

194

[illegible]

આ પત્ર તા. ૩૦–૬–૪૩ ના રોજ મહેસાણાથી મુનિ શ્રી મહિમાવિજયજીએ પ્રવચનના માણસ કેશવલાલ ઉપર લખ્યો છે તેમાં નિર્ણયની ચોપડીઓ બંધાઇને આવી ગઇ હોય તો મોકલી આપવાનું જણાવ્યું છે અર્થાત **નિર્ણય શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ આ૦ સાગરાનંદસૂરિજીને મોકલે તે પહેલાં તો છુટે હાથે તે નિર્ણય આ૦ વિજયરામચંદ્રસૂરિજીના સમુદાયમાં ફરતો થઈ ગયો હતો.**

આ પત્ર કોઈક દ્વારા પકડાઈ પૂ૦ મુનિશ્રી હંસસાગરજી મ૦ના હાથમાં સં. ૧૯૯૯ માં તળાજા ચાતુર્માસ હતા ત્યારે આવ્યો. તેમણે મહિમાવિજયજીએ જેના ઉપર પત્ર લખ્યો હતો તે પ્રવચનના માણસ કેશવલાલ ઉપર નિ૦ ચોપડીઓ સંબંધી પત્ર લખી પુછાવ્યું કે–આમાં શું છે?

## પૂ૦ મુનિશ્રી હંસસાગરજી મહારાજે પ્રવચનના માણસ કેશવલાલ ધારશીભાઈને લખેલ પત્ર

"સ્થલ તલાજા, સ. ૧૯૯૯ ના અશાડ શુદ ૧ શનિવાર

**સુશ્રાવક કેશવલાલ ધારશીભાઈ યોગ્ય ધર્મલાભ**

તમો જૈન પ્રવચનમાંથી છુટા થયા, બીમાર છો, વિશાલ કુટુંબના નિર્વાહમાં ચિંતાયુક્ત છો વિગેરે કારણોને લઇને કોઈ સ્થાનની તમોને તાબડતોબ આવશ્યકતા હોવાથી કોઇ તેવા સ્થળે તમારી ગોઠવણ કરાવી દેવાની મને ત્યાંના તમારી પ્રતિ લાગણી ધરાવતા એક સજ્જનની અત્રે ખાસ ભલામણ છે, હું પણ તમોને ગૃહસ્થીપણેથીજ પ્રમાણિક તરીકે જાણું છું, બનતું ધ્યાન આપીશ, આપત્તિમાં હિંમત હારવી નહિ, તમોને અન્યાય આપનારનુ પણ શુભ ચિતવશો.

વિશેષમાં તમો જાણતાજ હશો કે–દૈનિક પત્રોમાં તાજેતરમાં તિથિચર્ચાનો નિર્ણય શ્રી રામચંદ્રસૂરિજીની ફેવરમાં આવ્યો હોવાનો પ્રચાર થઇ રહ્યો છે. પુનાવાળા ડો. પી એલ વૈદ્યને હારતોરા પણ એ ખુશાલીમાં પહેરાવ્યા અને મોહન સખારામે સુરત, જુનાગઢ, અમદાવાદ અને મુંબઇ વિગેરે સ્થળે તારો પણ તા. ૧૦–૬–૪૩ ને તા ૧૧–૬–૪૩ ના રોજે કર્યા છે અને કાગળો પણ લખ્યા છે એ નિર્ણયકારને ફોડયોજ હોવાના કાગળો પણ શ્રી રામસૂરિજીના ભક્તોના લખેલા પકડાયા છે.

એજ રીતે આ સાલ મહેસાણે ચાતુર્માસ કરેલ કનકવિજયજીના શિષ્ય મહિમાવિ૦એ તમારા ઉપર પણ તા. ૩૦–૬–૪૩ નો લખેલો પત્ર અમોને કોઇ એક શાસનભક્ત દ્વારા આજે અમદાવાદથી મળ્યો છે તે કાગળમાં તમારા દ્વારા મહિમાવિ૦ 'નિ૦ ચોપડીઓ' એમ કાગળમા લખીને પી. એલ. વૈદ્યના નિર્ણયની જ એ ચોપડીઓ બંધાવીને મંગાવે છે એમ સાફ સમજાય છે

આશ્ચર્ય થાય છે કે-'શેઠ કસ્તુરભાઇ તો જાહેર કરે છે કે-તા. ૧૭ જુન સુધી મને નિર્ણય મળ્યો નથી અને જુનની ૩૦ મી એ આવવા સંભવ છે તો પછી તે અગાઉ આ લોકો પાસે એ નિર્ણય ક્યાંથી આવી ચડયો ? કેવા શાસન દ્રોહી ? એ બધું પ્રમાણિકતાથી વિચારશો. મહિમાવિજયજીએ મંગાવેલ છે તે નિર્ણયનીજ ચોપડીઓ છે ને ? શાસનહિત ખાતર સત્ય જણાવશો તો તેવીજ પ્રમાણિકતા લેખીશ. હંસસાગરના ધર્મલાભ"

આ પછી કેશવલાલ ધારશીભાઇનો જવાબ આવ્યો તે નીચે મુજબ છે

## શ્રી કેશવલાલ ધારશીભાઈએ પૂ૦ મુનિશ્રી હંસસાગરજી મ૦ ઉપર લખેલો જવાબ.

અમદાવાદ તા ૬-૬-૩૭

પૂ. મુનિરાજ શ્રી હંસસાગરજી મ૦

વંદના

આપનો પત્ર મળ્યો છે મહેસાણાના જે કાગળ સંબંધમાં આપ નિર્ણય પૂછાવો છો તે કાગળ આપની પાસે ક્યાંથી મળ્યો ! તેજ મને આશ્ચર્ય થાય છે. મારા [illegible] કાગળો ગેરવલ્લે ગયેલા છે તેમાં તે પત્ર ગયો હોય તેમ હવે જણાયું છે તેની નિર્ણય સંબંધમાં આપ જે ધારો છો તે બરાબર છે અને એવી તેમાં સ્થાન છે, પરંતુ મારી આપને વિનંતિ છે કે તે કાગળ વ્યાજબી રીતે મને આપે પાછો મોકલી દેવો જોઈએ કેમકે આ પત્ર મારા ઉપર તે મુનિનો અંગત વિશ્વાસ હોવાથીજ લખેલ છે અને વિશ્વાસુ-ની વિશ્વાસ ભંગ ન થાય એ આપે પણ હું તે પત્ર તેમને પાછો મોકલી આપું તોજ મોકલના [illegible] અને તેમાંજ મારી પ્રમાણિકતા અને ખાનદાની છે તો કૃપા કરી મને તે પત્ર તુરત પાછો મોકલી દેશો

[illegible] છુટા થયા, વિગેરેની હકીકત સાચી છે, પરંતુ હાલ તે સંબંધમાં હું ઉતરવા માગતો નથી

લી. સેવક કેશવલાલના વંદન

આ પત્રમા શ્રી કેશવલાલભાઈ જણાવે છે કે-નિ૦ ચોપડીઓ એટલે નિર્ણયની ચોપડીઓ છે આ પછી શ્રી કેશવલાલે મહિમાવિજયજીનો પત્ર પાછો મંગાવવા પૂ૦ મુનિશ્રી હંસસાગરજી મહારાજને પત્ર લખ્યો હતો જે નીચે મુજબ છે.

"અમદાવાદ, તા. ૧૫-૭-૪૨

પૂ. મુનિરાજ શ્રી હંસસાગરજી મ. મુ તલાજા."

આપશ્રીને લગભગ અઠવાડીયા અગાઉ પત્ર લખીને પૂ મુનિશ્રી મહિમાવિજયજીનો પત્ર મને પાછો મોકલી આપવા જણાવ્યું હતું પરંતુ આજ સુધી તે પત્ર મને પાછો મળ્યો નથી એટલે પાછો મોકલવાની આપની ફરજ આપ ચૂકયા છો એવું મને લાગે છે

આપે તે પત્ર પાછો મોકલ્યો નથી તેથી શકાને સ્થાન મળે છે કે-આપ તે બાબતમાં કાંઈ પણ પગલા લ્યો તે પહેલાં હું આપને એટલું લખી જણાવું છું કે-નિર્ણયની એ બન્ને ચોપડીઓ જેવી મારી પાસે બંધાવા તે મુનીરાજે મોકલી હતી તેવીજ બંધાવીને મેં તેમને પાછી મોકલી આપી છે. એ શિવાય ચાલી રહેલી નિર્ણયની ગરબડમાં કોઇપણ જાતનો સીધો કે આડકતરો સંબધ મારો નથી જ તેની નોંધ લેશો.

વધુમાં આપ મારામાટે નોકરીની પણ તપાસમા છો જો આ વાત સત્ય હોય તો આપને લખી જણાવું છું કે આપ તે બાબતમાં બીલકુલ તસ્દી લેશો નહિં. હું સ્વતંત્ર રીતે ગમે ત્યાં મારું સ્થાન મેળવી લઇશ. હાલ એજ.

લી. સેવક કેશવલાલની વંદના."

શ્રી કેશવલાલ સ્પષ્ટ જણાવે છે કે-નિર્ણયની ચોપડીઓ બંધાવી મોકલી આપી છે પણ નિર્ણયમાં બીજી ધાલમેલ સંબંધી હું કાંઈ પણ જાણતો નથી. **આથી સ્પષ્ટ થાય છે કે આ૦ રામચંદ્રસૂરિજીને ત્યાં નિર્ણયની ચોપડીઓ શેઠશ્રીને મળે તે અગાઉ આવી ગઈ હતી અને તેમાં ધાલમેલ થઇ હતી.**



પૂ૦ આ૦ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી ઉપર પુનાના કોઈક શાસનહિતલક્ષી પુરૂષે પુનાથી એક પત્ર પુનાની વિગત દર્શાવતો લખ્યો હતો. જે નીચે મુજબ છે.

### પુનાથી આવેલો કાગળ.

કપડવંજ.

તત્ર સાગરાનંદસૂરિ મ૦ યોગ્ય વદણા. પુનાથી લી૦ આપનો નમ્ર સેવક-અત્રે તિથિચર્ચાને અંગે સોંપાયેલ લવાદ તરફથી એટલે વૈદ્ય તરફથી લગભગ જાહેર જેવુંજ થઇ ચૂકયું છે આખો ચુકાદો ઘણાને વાંચવા મળ્યો છે, રામચંદ્રસૂરિના મંતવ્ય મુજબનો જ છે, તેમની તરફેણનો જ છે.

અત્રે રામચંદ્રસૂરિના ભક્તો તરફથી જાહેર પણ થઇ ચૂકયું છે કે અમારો ફેવરમાં છે. અમારો જય છે.

પુનાલશ્કરવાળાઓ તથા થોડા શહેરવાળા તરફથી વૈદ્યને માન પણ અપાયુ, હારતોરા પણ વૈદ્યના મુકામ ઉપર થયા છે.

તેમજ અત્રેથી વેરાવળ, યંગમેન્સ જૈન સોસાયટી, અમદાવાદ, તથા મુંબઇ રામચંદ્રસૂરિજીના અમુક સાધુઓ ઉપર વિજયના તાર પણ થયા છે

એમ અનેક ધમાલો થઇ રહી છે, આ મધ્યસ્થ કેવા? આ લવાદ કેમ માન્ય રખાય? જ્યાં લાગવગ કે બીજી અનેક શકાઓના કારણો મળે છે તે આપના જાણવામાં તો હશેજ છતા જાણ માટે લખુ છું.

આખો ચૂકાદો અત્રે ઘણાને વાંચવા પણ મળ્યો છે. બધો રામચંદ્રસૂરીના તરફેણનો છે પ્રસગે પ્રસગે આપની ટીકા પણ કરી છે જેને જેને વાંચવા મળ્યો છે તે કહે છે કે જ્યા સુધી શેઠ કસ્તુરભાઇ તરફથી બહાર પડે નહિ ત્યાં સુધી વૈદ્યથી બીજાને વાંચવા કેમ અપાય અગર માનપાન પણ કેમ સ્વીકારાય આ બધો આપ વિચાર કરજો. ખરેખર આખી ઘટના કાંઈ જુદી જ લાગે છે.

સાંભળવા પ્રમાણે હવે આખો ચૂકાદો છપાવી થોડા વખતમાં બહાર પડશે

પરંતુ સર્વ માન્ય થવામાં મોટો વાંધો આવશે. હવે આપને આ વિષે યોગ્ય લાગે તે કરવાનુ રહે છે

શેઠ કસ્તુરભાઇ સત્તાવાર જાહેર ન કરે ત્યાસુધી વૈદ્યથી ખાનગીમાં આમ કેમ થઇ શકે? તેમજ સત્કારનો સ્વીકાર પણ કેમ થાય? રામચંદ્રસૂરિના ભક્તો તાર-હારતોરા પણ કેમ કરી શકે? એ સમજાતુ નથી એજ.

લી આપનો નમ્ર સેવક.

તા. ક. ખાસ બનેલા પ્રસગો જાણવામાટે આ કાગળ લખ્યો છે

આ પત્રની નક્કલ શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઈને પૂ૦ આ૦ સાગરાનંદ-સૂરિજી મહારાજે તા ૨૯-૬-૪૩ ના રોજ નીચે મુજબનો પત્ર લખી મોકલી આપી હતી

[ અગત ] જેઠ વદી-૧૨, તા. ૨૯-૬-૪૩

દેવગુરૂ ભક્તિકારક સુશ્રાવક કસ્તુરભાઈ લાલભાઇ યોગ્ય ધર્મલાભ પૂર્વક જણાવવાનુ કે-પૂનાનો વૈદ્ય સાથેનો તારવ્યવહાર અને એક પત્ર-કાગળ જાણવા માટે મોકલ્યો છે તે વાચવા યોગ્ય છે સર્વને ધર્મલાભ જણાવવા આનદસાગર

**આ રીતે શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઈ વૈદ્યનો નિર્ણય પૂ૦ આચાર્ય સાગરાનંદસૂરિજી અને વિજયરામચદ્રસૂરિને મોકલી આપે તે અગાઉ વર્તમાનપત્રોમાં સમાચાર પ્રગટ થાય એટલું જ નહિં પણ આ૦ રામચંદ્રસૂરિના સમૂદાયમાં નિર્ણયની નકલો બંધાઇ હેરફેર થાય, તેમના આગેવાન શ્રાવકો, જેવા કે-શ્રી જીવાભાઇ અને શ્રી ઉમેદભાઇ જેવા બીજા આચાર્યોને નિર્ણય મનાવવાની ભલામણ**

કરતા કાગળો લખે અને નિર્ણયકાર નિર્ણય બહાર પાડયા અગાઉ એક પક્ષના માનપત્ર અને હાર-તોરાઓ પણ સ્વીકારી લે છે. તે સર્વે તટસ્થતા ન સચવાઈ હોય તો જ બને. કારણકે-કોઈ કોર્ટનો જજ કોઇપણ પક્ષનું માન સન્માન સ્વીકારી શકતો નથી અને જો માન સન્માન સ્વીકારે તો કોર્ટ તરફથી તે બરતરફ થાય છે.

ડૉ. પી. એલ. વૈદ્ય નિર્ણય આપ્યા અગાઉ આ૦ વિજયરામચંદ્રસૂરિ સાથે સંપૂર્ણ સંપર્કમાં હતા અને તેમનો આપેલો નિર્ણય તટસ્થતા વિનાનો હતો તે આ બધા સાધનો ખુબજ ચોક્કસપણે જણાવે છે.

## નિર્ણયમાં ઘાલમેલ

(૨)

સં. ૧૯૯૯ના ફાગણ સુ ૧ના રોજ પાલીતાણા ડૉ. પી એલ. વૈદ્ય મૌખિક પૃચ્છા અર્થે આવ્યા ત્યારે જ જૈનજનતાને મધ્યસ્થના નામની જાણ થઇ. મૌખિક પૃચ્છા બાદ ડૉ પી. એલ. વૈદ્યે બે ત્રણ મહિનાની નિર્ણય આપવા માટેની મુદતની માગણી કરી ત્યારે પૂ આ. સાગરાનદસૂરિજીમહારાજે તેમાં વિલંબ થાય તે સારૂં નથી તેમ જણાવ્યું પણ શેઠશ્રીના વિશ્વાસે વિશ્વાસ રાખ્યો. પરંતુ પાલીતાણાથી ડૉ પી એલ વૈદ્ય ગયા પછી તુર્તજ તેમની સાથે આ. વિજયરામચંદ્રસૂરિજી તરફથી ગુફ્તેગો, સંપર્ક અને ઘાલમેલની શરૂઆત થઇ છે. તેનાં સાધનો આજે ઘણાં ઉપલબ્ધ થાય છે.

નિર્ણયમાં ઘાલમેલ કરવામાં આવી છે તેના આધારો.

(૧)

મુનિશ્રી ચારિત્રવિજયજીનો કાગળ અને તેનું શીરનામું

ગીરધરભાઈ પરશોતમદાસ

ધર્મલાભ

હળવદ તા ૧૦-૪-૪૩

અમદાવાદ

દેવગુરૂભક્તિકારક સુશ્રાવક ગીરધરલાલ પરશોતમદાસ
યોગ ધર્મલાભ સાથે લખવાનુ કે
તમારા ત્યાં મુકેલા પુસ્તકો ના પોટકામાં
કનકવિજયજીના નામનુ તથા પાછળથી
એટલે કે પાલીતાણાથી વિહાર કર્યાં
બાદ મોકલાવેલ પુસ્તકના પોટકા
તથા સીવેલી પન્યાસજી ક. મહારાજ નાનામ
ની લેબલ વૈદ્યની પેટી વિગેરે વસ્તુ
જલદી બાપાલાલ કે કોઇ આવનાર
માણસની સાથે હળવદ આવે તેવી
ગોઠવણ કરશો એજ ધર્મધ્યાનમાં
ઉદ્યમ કરશો કાગળ પાછો મોકલો

લી.

ચારિત્રવિજયના
ધર્મલાભ

હળવદ તા ૧૦-૪-૪૩. **અમદાવાદ.**

દેવગુરૂ ભક્તિકારક, સુશ્રાવક, ગીરધરલાલ પરશોત્તમદાસ યોગ ધર્મલાભ સાથે લખવાનુ કે તમારા ત્યા મુકેલા પુસ્તકોના પોટકામાં **કનકવિજયજી**ના નામનુ તથા પાછળથી એટલે કે **પાલીતાણા**થી વિહાર કર્યાબાદ મોકલાવેલ **પુસ્તકના પોટકા** તથા **સીવેલી પન્યાસજી** ક. મહારાજના નામની **લેબલ વૈદ્યની પેટી** વિગેરે વસ્તુ જલદી બાપાલાલ કે કોઇ આવનાર માણસની સાથે હળવદ આવે તેવી ગોઠવણ કરશો. એજ ધર્મધ્યાનમાં ઉદ્યમ કરશો. કાગળ પાછો મોકલશો. લી **ચારિત્રવિજય**ના ધર્મલાભ

આ કાગળ પૂ. આ. વિજયરામચંદ્રસૂરિજીની આજ્ઞાથી તેમના અતિ વિશ્વાસુ ગણાતા શિષ્ય મુનિશ્રી ચારિત્રવિજયજીએ આ. વિજયરામચંદ્રસૂરિજીના પ્રસિદ્ધ ભક્ત ગીરધરભાઇ પુરૂષોત્તમદાસ ઉપર હળવદથી લખેલો છે. આ કાગળની વિગત ઉપર વિશેષ વિચાર કરવાનું કાર્ય વાંચકવર્ગ ઉપર છોડી દઇએ છીએ.

આ કાગળ વાંચીને પાછો મોકલી આપવાનું મુનિશ્રી ચારિત્રવિજયજી જણાવે છે એટલું જ નહિ પણ કવર ઉપર શીરનામાની નીચે 'કાગળ તરતજ પહોંચાડવો' તેમ આ. વિજયરામચંદ્રસૂરિજી સ્વહસ્તે લખે છે. તેથી સિદ્ધ થાય છે કે આ કાગળ વિજયરામચંદ્રસૂરિજીએ લખાવ્યો છે તેમજ આ કાગળમાં જણાવેલ વિગત ખુબજ ગુપ્ત રાખવા જેવી અને આ કાગળ કોઈના હાથમાં ન જાય તેની તકેદારી રાખવાની હોવાથી આ. વિજયરામચંદ્રસૂરિજીએ તે પાછો મંગાવ્યો છે.

જો વૈદ્યને મોકલી આપેલ **લખાણની કોપીની પેટી** કે બીજી કોઈ જાતની પેટી હોય તો તે પેટી સાચવીને મોકલાય તેની સૂચના ભલે હોય પણ તે પેટી મંગાવવાની વિગતવાળા કાગળને પણ સાચવી રાખી પાછો મંગાવવામાં આવે છે તે સ્પષ્ટ જણાવે છે કે તે પેટી વૈદ્યની સાથે થયેલ પરસ્પરના વ્યવહારની પેટીની છે અને આથી સિદ્ધ થાય છે કે **આ. વિજયરામચંદ્રસૂરિજી વૈદ્યની સાથે નિર્ણય તૈયાર થયા અગાઉ શેઠશ્રી કસ્તુરભાઇની જાણ બહાર પત્રવ્યવહાર અને લખાણોની આપલે કરતા હતા અને આને ઘાલમેલ ન કહેવાય તો બીજુ શું કહેવાય?** આ કાગળ વૈદ્યે નિર્ણય આપ્યો તે અગાઉ લગભગ બે મહીના પહેલાં લખાયો છે.

( ૨ )

### શ્રી લક્ષ્મીચંદ હીરજીનો શ્રીકાંત ઉપર લખાયેલ કાગળ

**ભાઇ શ્રીકાંત** BOMBAY, ૫-૪-૧૯૪૩

તમારો પત્ર મળ્યો વીગત જાણી તમો પુનાનુ ઠેકાણુ લખવું ભૂલી ગયા છો તો તુર્ત જણાવશો જેથી ત્યા જઇ મળી આવુ અને જે બંધ બેસે તે અને ઘટતું કરી આવુ એજ પૂ. આચાર્ય મહારાજસાહેબને ખબર આપશો

લી. લખમીચંદના પ્રણામ.

Lakhmichand Hirji & Co.

Oil & General Merchant

224, NARBI NATHA STREET

Tele Add
Telephone 34478 Resi.

Bombay, 5 . 4 . 1943
No 9

[illegible]

તા ૫-૪-૪૩ ના રોજ આ પત્ર વિજયરામચંદ્રસૂરિજીના કુશળ કાર્યકર શ્રી લક્ષ્મીચંદે આ પત્ર વિજયરામચંદ્રસૂરિજીના ઘણા વર્ષના વિશ્વાસુ સેવક શ્રીકાંત ઉપર લખ્યો છે તેમા પૂનાનુ શીરનામું મગાવ્યુ છે અને ત્યા જઈ પોતે ઘટતું કરી આવશે તેમ જણાવ્યુ છે આ પત્રમાં ગર્ભિત રીતે ડા. પી એલ. વૈદ્ય સાથે શુ કરવુ વિગેરે બધી બાબતો તમે જણાવી છે પણ પુનાનુ ઠેકાણું લખવું જે જરૂરી છે તે ભૂલી ગયા છો તેનો તેમાં નિર્દેશ કર્યો છે.

( અનુસંધાન ૭૯ પૃષ્ઠ ૫૨ )

આ પત્ર તા. ૯-૪-૪૩ના રોજ મુંબઇથી શ્રી લક્ષ્મીચંદે વિજયરામચંદ્રસૂરિજી ઉપર હળવદ લખ્યો છે. તા ૫-૪-૪૩ના રોજ કાગળ લખી શ્રીકાંત પાસેથી પુનાનું શીરનામુ મંગાવ્યું તે શીરનામું આવી ગયા બાદ આ પત્ર લખાયો હોય તેમ લાગે છે.

## શ્રી લક્ષ્મીચંદના કાગળમાંથી નીકળતા મુદ્દા.

૧ આપ શ્રી હાલ તુરત વિહારમાં હોવાથી મે પણ પત્ર લખ્યો નથી.

૨ 'આવતા શનીવારે પુના જવાનોછું' પત્ર તા ૯-૪-૪૩ ને શુક્રવારે સં. ૧૯૯૯ના ચૈત્ર સુ ૫ ના રોજ લખ્યો છે તેથી તા ૧૦-૪-૪૩ ના શનિવારે નહિ પણ આવતા તા. ૧૭-૪-૪૩ના શનિવારે પુના જવાનો છું.

૩ પૂના ગયા બાદ ત્યા જે વાતચિત થાય તેથી વાકેફ કરીશ માટે હવે આપશ્રીને કયાં પત્ર લખવો. કારણકે મને કદાચ વધુ દીવસ લાગે અને આપ હળવદથી વિહાર કરવાના હો તો કયાં પત્ર લખુ ?

૪ શેઠ સાહેબને પણ વાકેફ કરીશ.

આ પત્ર ઉપરથી સ્પષ્ટ છે કે શ્રી લખમીચંદ સ્વયંભક્તિભાવમાત્રથી પ્રયત્ન નહોતા કરતા પરતુ મહારાજશ્રી વિજયરામચંદ્રસૂરિજીની સૂચના મુજબ જ

---

( ૭૭ પૃષ્ઠનુ અનુસંધાન )

આ કાગળ ઉપરથી એપણ સ્પષ્ટ છે થાય છે કે ૫-૪-૪૩ તારીખ અગાઉ શ્રીકાંત દ્વારા વિજયરામચદ્રસૂરિજીએ વૈદ્ય સાથે સંપર્ક સાધેલો હતો પણ ઘટતું કરી આવવામાટે ગૃહસ્થને મોકલવાની અપેક્ષા હતી તે તા. ૫-૪-૪૩ સુધી થઇ શકયુ નહોતું તેથી શ્રી લખમીચદ વૈદ્ય સાથેની પૂર્વ ઘટનાથી વાકેફગાર બની શ્રીકાંત પાસે પૂનાનુ શીરનામું મગાવે છે આ શ્રી [1]લક્ષ્મીચંદ અને શ્રીકાંત સબધી શકાની સૂચના તા ૨૦-૮-૪૩ના જૈન પર્યુષણ અકમાં થઇ હતી તે શકા આ પત્રથી નિર્ણય સ્વરૂપ બને છે **આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે તા ૫-૪-૪૩ પછી શ્રી લક્ષ્મીચંદ અને તે પહેલાંથી શ્રીકાંત વિજયરામચંદ્રસૂરિની આજ્ઞાનુસાર વૈદ્યના સંપર્કમા અને ઘટતું કરવામાં હતા જયારે નિર્ણય ૫-૭-૪૩ના રોજ બહાર પડે છે અને તે નિર્ણય ઉપર વૈદ્યની સહી ૩-૬-૪૩ના રોજની છે. આ પણ નિર્ણયમાં ઘાલમેલ નહિં તો બીજું શું કહેવાય ?**

---

૧ વીરશાસનના ભેદી તત્રી અને પાલીતાણામા પંકાયેલા પેલા કચ્છી લક્ષ્મીચંદને મુબઇ, પુના અને અમદાવાદ વચ્ચે દોડધામ કેટલી થઇ હતી ?

( ૨૦-૮-૪૩ જૈન પર્યુષણા અંક )

પ્રયત્ન કરતા હતા અને તેથી મહારાજ વિજયરામચંદ્રસૂરિજી અને મુંબાઇના શેઠ વાકેફગાર રહેતા હતા અને લખમીચંદના કાર્યથી વાકેફગાર રહી તેમને સૂચના સલાહ અને સાધન આપતા હતા.

આ. તા ૯-૪-૪૩નો પત્ર રામચદ્રસૂરિજીને તા ૧૦-૪-૪૩ના રોજ સાંજે હળવદ મળ્યો છે કે તુર્તજ વૈદ્યની પેટી મગાવવા તા ૧૦-૪-૪૩ના રોજ શ્રી ગીરધરભાઇ પુરૂષોત્તમદાસ ઉપર મુનિશ્રી ચારિત્રવિજયજીના હાથે કાગળ લખાવ્યો છે કારણ કે લક્ષ્મીચદ આવતા શનીવારે ૧૭-૪-૪૩ના રોજ પૂના જવાના છે આ બધું ઘાલમેલ નહિ તો બીજું શું ?

**નિર્ણય ઉપર વૈદ્યની સહી તા. ૩-૬-૪૩ના રોજ કરવામાં આવી છે તે અગાઉ બે મહિના પહેલાં વિજયરામચદ્રસૂરિજી તેમના ભક્તો દ્વારા પૂના ઘટતું કરવાની ગડમથલમાં હતા એથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ખુદ વિજયરામચંદ્રસૂરિજીએજ આ નિર્ણયમાં ઘાલમેલ કરી છે તેમ જે કહેવાય છે તે સંપૂર્ણ સત્યજ છે.**

( ૪-૫-૬ )

## પૂનાના મોહનલાલ સખારામ ઉપર વિજયરામચંદ્રસૂરિજીએ લખેલા ત્રણ પત્રો.

"મુ. જેતપુર, શુદિ ૧૩

સુ શ્રાવક **મોહનભાઈ** યોગ્ય ધર્મલાભ.

પત્ર મલ્યો સઘલાય સમાચાર જાણ્યા. આપણે સઘલુંય લખ્યું છે. છતાં જે જરૂરી જણાવે તે પુરૂં પાડવાની તૈયારી છે. માટે એ વિષયમા જરા પણ ચિંતા કરવા જેવું નથી. બાકી તો સદાય શાસનજયવતુ છે સત્યનો પ્રભાવજ એવો છે કે-તે વખતે પ્રગટ થયા વિના રહેતું જ નથી

સુનિ શ્રીભદ્રકરવિજયજી આદિને અનુવદના સાથે સુખશાતા જણાવશો. ધર્મની આરાધનામાં અવિરત ઉજમાલ રહો. એજ એક અભિલાષા."

---

"મુ. જુનાગઢ, વદ ૫

ઠે દેવચદ લખમીચંદની પેઢી (શ્રીજૈન શ્વે.મૂ કારખાનુંબજારમાં) (કાઠીયાવાડ)

ધર્મલાભ તમારો વિસ્તારથી લખેલ હકીકતવાળો પત્ર મલ્યો તેનો જુવાબ પણ લખી દીધો હતો. આણદજી કલ્યાણજીની પેઢી પાસે પુરાવા મગાવવાની વાત શા માટે ? જો કે પેઢી તરફથી ખાસ કંઇ મળે એમ લાગતું નથી પણ મળે તો તેઓએ મને જણાવવું જોઇએ. આ વિષયમા "તમો આ પક્ષના છો અને તમે બધુ મને જણાવ્યુ છે તથા મારા પૂછાવાથી તમો જાણવા માગોછો" આમાંની અથવા બીજી કોઇપણ શકા ન થાય એ રીતીએ એ

વાત જાણી શકાય તો જાણવા જેવી ખરી. આ સંબન્ધમાં જરાય તમને તેઓની સાથે સંબંધ છે. એવું કોઈનીય જાણવામાં ન આવે એની ખાસ કાળજી રાખવાની ભલામણ છે કઇ કઇ સાલમાં શુ બન્યું છે. તે તકરારની સાક્ષી બાબતમાં આપણે પરમ્પરાના ખંડનમાં લખ્યું છે. વધારે માહિતી તેઓ માગે તો આપણી પાસે જેટલી હશે તેટલી ખુશીથી મોકલી આપીશુ એજ.

ધર્મની આરાધનામાં ઉજવલ રહો એજ એક અભિલાષા ૧૧ સુધી અહીં સ્થિરતા છે. જેઠ સુદ ૩ના વેરાવલ પહોંચવા ભાવ છે"

---

"મુ **મજેવડી,** વદ ૧૨

દેવગુરૂ ભક્તિકારક સુ શ્રાવક મોહનલાલ ચાહવાલા યોગ્ય ધર્મલાભ

પત્ર મલ્યો, સમાચાર જાણી આનન્દ પેઢી આદિના ખુલાસાની વાત જાણી. પંચાગ બાબતની વાત પણ જાણી. ટાઇપ પાનાં ૩૦ તમે વાંચ્યા છે. એટલે લાભમાંજ છે એ વાત નિશ્ચિત લાગે છે તમે સાવધછો એ જાણી આનંદ મલે તો સાથે લેતા આવવાના છો એ પણ સારું ૨-૬-૪૩ ના તેઓ જેમને સોપવા જવાના છે. તેમની સાથે જે વાત થશે તે પણ જાણવા મળશે એટલે તમો આવશો ત્યારે સઘલાજ સમાચાર મળશે એમ લાગે છે એજ આરાધનામાં અવિરત ઉજ્વલ રહો એજ એક અભિલાષા, તમારા ઘરમાં સૌ તરફથી ધર્મલાભ જણાવશો અને સાથે ધર્મની આરાધનામાં ઉજમાલ રહેવા પણ જણાવશો."

---

૪ જેતપુરથી શુદિ ૧૩ ના રોજ (૧૭-૫-૪૩) આ પત્ર વિજયરામચંદ્રસૂરિજીએ પુનાવાળા મોહનલાલ સખારામ ઉપર લખેલ છે એટલે શ્રી લખમીચંદ ઘટતું કરી આવ્યા બાદ વિજયરામચંદ્રસૂરિ આદિની સંમતિ પૂર્વક પૂનાના મોહનલાલ સક્રિય રીતે વિજયરામચંદ્રસૂરિજીના ઘાલમેલના કાર્યમા નિયુક્ત થયા છે જેને લઈ વિજયરામચંદ્રસૂરિજીએ આ પત્ર લખ્યો છે **આથી સ્પષ્ટ છે કે વિજયરામચંદ્રસૂરિજીએ નિર્ણય માટે ઘાલમેલ કરી છે.**

૫ જુનાગઢથી વૈ વ ૫ ના રોજ (તા ૨૪-૫-૪૩) આ પત્ર વિજયરામચંદ્રસૂરિજીએ પૂનાના મોહનલાલ સખારામ ઉપર લખ્યો છે. આ પણ સ્પષ્ટ જણાવે છે કે વિજયરામચંદ્રસૂરિજી વૈદ્યની પ્રત્યેક પ્રવૃત્તિ ઉપર ધ્યાન ગખતા હતા એટલુંજ નહિ પણ **'મને જણાવવું જોઇએ'** લખી વૈદ્યને હવે કોઇ જાતનો વિચાર કરવાની જરૂરજ નથી, કારણકે તે હવે આપણા તરફથી રોકાયેલા છે

---

૬ મજવડી, વદ ૧૨ ના રોજ (તા. ૩૦-૫-૪૩) આ પત્ર વિજયરામચંદ્રસૂરિજીએ પૂનાના મોહનલાલ સખારામ ઉપર લખ્યો છે. આ પત્રમાં—

(૧) જુનાગઢના કાગળની વાતનો ખુલાસો આવ્યો તેની પહોંચ છે. પેઢી આદિના ખુલાસાની વાત જાણી, પંચાંગની બાબતની વાત પણ જાણી.

(૨) ટાઈપ પાનાં ૩૦ તમે વાંચ્યાં છે.

(૩) ૨-૬-૪૩ ના રોજ તેઓ જેમને સોંપવા જવાના છે, તેમની સાથે જે વાત થશે તે પણ જાણવા મળશે

**આ બધી વસ્તુ સ્પષ્ટ કરે છે કે નિર્ણય શેઠ શ્રી કસ્તુરભાઈને આપવા ગયા પહેલાં આ. વિજયરામચંદ્રસૂરિજીએ પોતાના ભક્ત મોહનલાલ દ્વારા નિર્ણય આપણી તરફ આપવાનું નક્કી થયું છે તે મુજબ અને જે નિર્ણય આપવાનો છે તેજ નિર્ણય છે કે કેમ ? તે વંચાવી ખાત્રી કરી છે, રખે છેલ્લી ઘડીએ વૈદ્ય પલટાઈ ન જાય તેની આમાં ચોકસાઈ છે.**

**આ બધી વસ્તુઓ સ્પષ્ટપણે જણાવે છે કે નિર્ણયમાં પોતાના ભક્ત દ્વારા વિજયરામચંદ્રસૂરિજીએ સ્વયં ઘાલમેલ કરી કરાવી છે.**

---

(૭-૮)

આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીના પોતાના હસ્તે લખાયેલ +ઘણી ચિઠ્ઠીઓ પૈકીની કેટલીક ચિઠ્ઠીઓ અહિં મુકવામાં આવે છે આ ચિઠ્ઠીઓમાં નિર્ણયમા ઘાલમેલ કરવાની વિગત સમાયેલ છે પરતુ વિજયરામચંદ્રસૂરિજીએ તેમાં પોતાની સહી, તારીખ કે ગામ જણાવેલ નથી છતા તે રામચંદ્રસૂરિજીના હસ્તાક્ષરનીજ છે તેથી સ્પષ્ટ થાય છે કે આ ચિઠ્ઠીઓ ડો. પી. એલ. વૈદ્યના નિર્ણયમાં ઘાલમેલ કરવાના કાવત્રારૂપ છે

**નામ-ઠામ તારીખ વિનાની વિજયરામચંદ્રસુરિજીના હાથે લખાયેલી ભેદી ચિઠ્ઠીઓ.**

ધર્મલાભ

આ સાથે [illegible] ગોઠવણી મોકલી છે. [illegible] મળ્યું હશે. નિર્ણયનો [illegible] આપ્યું હશે અને એની [illegible] જેમ ગોઠવવું એ સમજાવ્યું હશે. તેમજ નિર્ણયનો [illegible] નિર્ણય વંચાવ્યો હશે.

---

+ વિજયરામચંદ્રસૂરિજીના સ્વહસ્તે લખેલ ઘણી ચિઠ્ઠીઓ અને બીજાં તારીખવાર સાથેનાં ઘણાં સાધનો પકડાયેલાં છે પણ સમાજના આગેવાન પુરૂષોનો અભિપ્રાય તેને માટે ઘટતું કરવાનો હોઇ હાલ પ્રગટ કરવાની તેમની ઇચ્છા ન હોવાથી પ્રગટ કરેલ નથી. આથી અમારી ઇચ્છા બધાજ સાધનોને પ્રગટ કરવાની હોવા છતાં અહિં પ્રગટ કરતા નથી.

આ ચિઠ્ઠી મોહનલાલ સખારામ ઉપર રામચંદ્રસૂરિએ લખી છે અને તેમાં જણાવ્યું છે કે–"આ ચિઠ્ઠી સાથે મને મોકલેલ બધી ગેલીઓ મોકલી છે અને મેં-તમને કાલે મોકલેલ મેટર મળી ગયું હશે. તમે મેટરથી અનભિજ્ઞ હોવાથી શ્રીકાન્તને આપવાનું હોઇ આપ્યુ હશે અને એની પાસે આપણને ઉપયોગી થાય તે માટે કેમ ગોઠવવું તે સમજી લઇ પછી કંપોઝ કરાવશો. શ્રીકાંતને મારા લખેલ પત્રમાંની હકીકત વચાવી હશે કારણકે તેથી તેને કામમા સવલત રહે"

આ ચિઠ્ઠી વિજયરામચંદ્રસૂરિજીએજ લખી છે અને તે મોહનલાલ સખારામ ઉપર પૂના લખેલ છે. વૈદ્ય સાથે મોહનલાલનો સીધો સંપર્ક છે તે પ્રેસ લાઈનથી અનુભવી ન હોવાથી શ્રીકાંતને પૂનામા રોકવામાં આવ્યા છે અને શ્રીકાંત મહારાજ વિજયરામચંદ્રસૂરિજીની સૂચના પ્રમાણે મોહનલાલ દ્વારા નિર્ણયમાં ઘટતી ઘાલમેલ કરવા રોકાયેલા છે તે સર્વ વાત આ ચિઠ્ઠીથી પુરવાર થાય છે.

કીકાભાની ઈચ્છાનુસાર સર્વે કહેવું કે- તમારે |
ખબર લેવી કે તરત [illegible] આજ જવું

આ ચિઠ્ઠી કડીયા ઉપર તાબડતોબ આવવા માટે વિજયરામચંદ્રસૂરિજીએ તિથિચર્ચાના ગુપ્ત કાર્ય માટે લખી છે

**આ પણ સિદ્ધ કરે છે કે નિર્ણયની ઘાલમેલમાં શ્રી કડીયા દોડાદોડ કરતા હતા.**

ડો પી. એલ વૈદ્ય વિજયરામચદ્રસૂરિજીના સાધુઓને જાતે મળતા હતા, મત્રણાઓ કરતા હતા તે જણાવનાર વિજયક્ષમાભદ્રસૂરિજીનો કાગળ—

આ૦ ક્ષમાભદ્રસૂરિજીએ આ કાગળ સં ૨૦૦૦ ના ફા શુદ ૧૧ ના રોજ પાલીતાણાથી મુંબઇ મુક્તિવિજયજી ઉપર લખેલ છે આ કાગળમાં જણાવ્યું છે કે "નિર્ણયકાર વૈદ્ય તમને મળ્યા હતા તો શી વાતચીત થઇ તથા તે એકદમ નિશ્ચેષ્ટ કેમ બેસી રહ્યા છે, શેઠ કેમ ડગાઈ ગયા છે તે વિગતવાર જણાવશો" આ લખાણમાં—

'નિર્ણયકાર વૈદ્ય તમને મળ્યા હતા' વિગેરે લખાણ સ્પષ્ટ કહે છે કે–વૈદ્ય વિજયરામચદ્રસૂરિજીના પક્ષને મળતા હતા હરેક જાતની વિચારણા અને મત્રણા કરતા હતા **આથી સ્પષ્ટ થાય છે કે ડો, પી. એલ. વૈદ્યનો નિર્ણય આ. વિજયરામચંદ્રસૂરિજીને મનફાવતો તેમની ઇચ્છા અને દોરવણી મુજબ વૈદ્ય દ્વારા થયો હતો. તેથી વૈદ્યનો નિર્ણય ઘાલમેલવાળો જુઠો અને જૈન સંઘને નહિ માનવા યોગ્ય આજે જૈન સમાસમાજમાં કહેવાય છે તે તદ્દન સત્યજ છે.**

**વૈદ્યનો નિર્ણય કેવળ ઘાલમેલવાળો અને અસત્ય છે તેમ આ સર્વ સાધનો સ્પષ્ટ જણાવે છે જેમા સુદ્દલ શંકાને સ્થાન નથી**

# શ્રી વૈદ્ય, મોહનલાલ અને આ. વિજયરામચંદ્રસૂરિજીના સંપર્ક અને ગુફતેગોને સૂચવતો પત્ર.

આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ પોતાના ભક્તો સાથે લાંબો વખત વાટાઘાટ કરી એક કાવત્રારૂપ મોહનલાલ સખારામની સહી પૂર્વકનો કાગળ તૈયાર કરાવી તેમની દ્વારા પૂ. આ. સાગરાનંદસૂરિજી મ. ઉપર બીડી આપ્યો, આ કાગળ પાછળ આ. વિજય રામચંદ્રસૂરિએ એવી ગોઠવણ કરી હતી કે જનતા સમક્ષ પૂ આ. સાગરાનંદસૂરિજીને હલકા પાડી શકાય પરંતુ દૈવયોગે તે આખું કાવત્રું પકડાઇ ગયું અને તેમાં તેઓ નિષ્ફળ નિવડયા.

**Vardhaman & Co.**
Wholesale & Retail Tea Merchants.
179 Budhwar, Near Belbag Poona 2

वर्धमान आणि कंपनी
होलसेल ॲन्ड रिटेल टी मर्चंटस्
१७९ बुधवार, बेलबागेजवळ, पुना सिटी



To,

No. ______ Date 3-9-1948.

પરમ પૂજ્ય પ્રાત સ્મરણીય આચાર્ય મહારાજ
શ્રી વિજય રામચંદ્ર સુરીશ્વરજી મહારાજ સાહેબ-
ની પવિત્ર સેવા કમળમાં--

મુ. [illegible]

પુનાથી લિ. શાહ મોહનલાલ સખારામના [illegible]
અતિ પ્રેમપૂર્વક ૧૦૦૮ વંદના [illegible]
[illegible]

આ કાગળ સ્પષ્ટ કરે છે કે વૈદ્યની તટસ્થતા તુટી જ છે. કારણ કે ૧ કોને કેમ કાગળ લખવા તેમાં વૈદ્યની સલાહ લેવામાં આવે છે. ૨ વૈદ્ય પોતાની ટપાલ આ. વિજયરામચંદ્રસૂરિ નિયુક્ત શ્રી મોહનલાલને બતાવે છે અને મોહનલાલ દ્વારા આ. રામચંદ્રસૂરિ વાકેફગાર રહે છે ૩ કયા માણસને કેમ હલાલ કરવો તે નક્કી કરી તેમા વૈદ્યને ભેળવવામા આવે છે અને શ્રી વૈદ્ય તેમાં ભળે છે.

# શ્રી વૈદ્ય, મોહનલાલ અને આ. વિજયરામચંદ્રસૂરિજીના સંપર્ક અને ગુફતેગોને સૂચવતો પત્ર.

આચાર્ય વિજયરામચંદ્રસૂરિજીએ પોતાના ભક્તો સાથે લાંબો વખત વાટાઘાટ કરી એક કાવત્રારૂપ મોહનલાલ સખારામની સહી પૂર્વકનો કાગળ તૈયાર કરાવી તેમની દ્વારા પૂ. આ. સાગરાનંદસૂરિજી મ. ઉપર બીડી આપ્યો, આ કાગળ પાછળ આ. વિજય રામચંદ્રસૂરિએ એવી ગોઠવણ કરી હતી કે જનતા સમક્ષ પૂ. આ. સાગરાનંદસૂરિજીને હલકા પાડી શકાય પરંતુ દૈવયોગે તે આખું કાવત્રું પકડાઇ ગયું. અને તેમાં તેઓ નિષ્ફળ નિવડયા.



Vardhaman & Co.
Wholesale & Retail Tea Merchants
179 Budhwar, Near Belbag Poona 2

वर्धमान आणि कंपनी
होलसेल ॲन्ड रिटेल टी मर्चंटस्
१७९ बुधवार, बेलबागेजवळ, पुना सिटी

To,

No. ______ Dt. 3-9- 1954.

પરમ પૂજ્ય પ્રાત સ્મરણીય આચાર્ય મહારાજ શ્રી વિજય રામચંદ્ર સુરીશ્વરજી મહારાજ સાહેબ- ની પવિત્ર સેવા કમળમા--

મુ. જામનગર

પુનાથી લી. શીષ્ય મોહનલાલ સખારામના અતિ પ્રેમપૂર્વક ૧૦૦૮ વંદના [illegible]

[illegible]

આ કાગળ સ્પષ્ટ કરે છે કે વૈદ્યની તટસ્થતા તુટી જ છે. કારણ કે ૧ કોને કેમ કાગળ લખવા તેમાં વૈદ્યની સલાહ લેવામાં આવે છે. ૨ વૈદ્ય પોતાની ટપાલ આ. વિજયરામચંદ્રસૂરિ નિયુક્ત શ્રી મોહનલાલને બતાવે છે અને મોહનલાલ દ્વારા આ રામચંદ્રસૂરિ વાકેફગાર રહે છે. ૩ કયા માણસને કેમ હલાલ કરવો તે નક્કી કરી તેમા વૈદ્યને ભેળવવામાં આવે છે અને શ્રી વૈદ્ય તેમાં ભળે છે.

આથી સહજ પણ સમજ ધરાવનાર મનુષ્ય સહેજે સમજી શકશે કે તિથિચર્ચાના લવાદ વૈદ્ય રામસૂરિજી અને તેમના ભક્તોના ભેદી હાથોમાં રમી જઈ આ નિર્ણય આ. રામસૂરિજીએ લખી આપ્યા મુજબજ તેમણે બહાર પાડયો છે. આ વસ્તુની વધુ ખાત્રી માટે આ. વિજયરામચંદ્રસૂરિજીએ વૈદ્યના પ્રુફો સુધાર્યાં છે, પ્રેસમાં જતા પહેલાં મેટર સુધાર્યું છે. નિવેદન વિગેરે ઇચ્છા મુજબ તૈયાર કરાવ્યું છે અને નિર્ણયનું લખાણ તેમની દરમ્યાનગિરિ પૂર્વક થયું છે. તેને સૂચવતા તેમના હસ્તાક્ષરના પત્રો આપવામાં આવ્યા છે.

**Vardhaman & Co.**
Wholesale & Retail Tea Merchants.
*174 Budhwar Near Belbag Poona 2*

वर्धमान आणि कंपनी.
होलसेल ॲन्ड रिटेल टी मर्चंटस्
१७४ बुधवार, बेलबागेजवळ, पुना सिटी

*To,*

No ______  Date ______ 194

– 2 –

[illegible]

આ. વિજયરામચંદ્રસૂરિજીએ પોતાના હસ્તાક્ષરે લખેલ નામ, ઠામ, તારીખ અને સહી વિનાની ભેદી કાવત્રારૂપ કેટલાક પત્રો.

[illegible]

# ચિ....ત્ર સૂ....ચિ



પૃષ્ઠ

પૂ. બન્ને આચાર્યવર્યો સમક્ષ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇએ ઘડેલા મુસદ્દાને અનુસરી નિર્ણય માટે તેમને મોકલી આપેલ સ્વપક્ષ સ્થાપન અને પરપક્ષ નિરસનરૂપ

# પર્વવ્યપદેશ મંતવ્યભેદ.

[ ટિપ્પણામાં પર્વ કે પર્વાન્તર પર્વના ક્ષયવૃદ્ધિ પ્રસંગે કઈ તિથિને પર્વ તરીકે માનવી અને કહેવી ]



## પૂ. આ. શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ

[વર્તમાન દેવસૂર તપાગચ્છમાં જે રીતે પર્વવ્યપદેશ અને પર્વારાધન થાય છે તે રીતિ જૈનશાસ્ત્ર અને સમાચારીથી સિદ્ધ છે]



## પૂ. આ. શ્રીવિજયરામચંદ્રસૂરિજી મહારાજ

[ વર્તમાન તપાગચ્છમાં જે રીતે પર્વવ્યપદેશ અને પર્વારાધન થાય છે તે રીતિ જૈનશાસ્ત્રથી સિદ્ધ નથી ]

  

# ચર્ચાનો મુળભૂત મુસદ્દો (લવાદનામુ)

તા. ૬-૧૨-૪૨ પાલીતાણા.

પૂ. બન્ને આચાર્યવર્યોને જે મુસદ્દાને અનુસરી પોતાનું લખાણ રજુ કરી નિર્ણય લેવાનો હતો અને નિર્ણયકારને જે મુસદ્દાને અનુસરીને નિર્ણય આપવાનો હતો તે. પૂ. બન્ને આચાર્યોની હાજરીમાં સર્વસંમતિપૂર્વક શેઠ શ્રી કસ્તુરભાઇ લાલભાઇએ ઘડેલ પોતાના હસ્તાક્ષરનો મુસદ્દો.



પર્વ તિથિની આરાધનાને અંગે ચંડાશુચંડુ પંચાંગમાં જયારે પર્વ કે પર્વાનંતર પર્વની તિથિનો ક્ષય હોય કે વૃદ્ધિ હોય ત્યારે પર્વની તિથિનો કે પર્વાનંતર પર્વની તિથિનો ક્ષય કે વૃદ્ધિ બાબતમાં જૈનશાસ્ત્રના આધારે કઇ તિથિને પર્વ તિથિ તરીકે કહેવી અને માનવી.

પૂ. બન્ને આચાર્યવર્યો સમક્ષ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇએ ઘડેલ મુસદ્દાને અનુસરી નિર્ણય માટે તેમને મોકલી આપેલ સ્વપક્ષ સ્થાપન અને પરપક્ષ નિરસનરૂપ-

# પર્વવ્યપદેશ મંતવ્યભેદ.

## સ્વપક્ષ સ્થાપન ૧

### આચાર્યશ્રી સાગરાનંદસૂરીશ્વરજીએ કરેલ સ્વપક્ષ સ્થાપન.

### ૧ મૂળ મુદ્દાઓ.

**મુ. શ્રા. શેઠ કસ્તુરભાઇએ તૈયાર કરેલા મુસદ્દાનુસાર લૌકિક પંચાંગમાં પર્વ કે પર્વાનંતર પર્વ તિથિની હાની વૃદ્ધિ હોય ત્યારે પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિની હાનિ વૃદ્ધિ કરવાને લગતાં મૂળ મુદ્દાઓ.**

૧ ટીપ્પણામાં પર્વતિથિની હાની કે વૃદ્ધિ હોય તો પણ આપણામાં (શ્રી દેવસૂરતપાગચ્છમા) તે હાની-વૃદ્ધિ પ્રસંગે તેનાથી પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિનીજ હાની-વૃદ્ધિ થતી આવે છે તે જીતવ્યવહાર ગણાય કે નહિ ? અને જો ગણાય તો તે જૈનાગમના વચનની માફક પાળવા લાયક ખરો કે નહિં ?

૨ જૈનશાસ્ત્રમા એક દિવસે બે સામાન્ય તિથિ કે બે પર્વતિથિ માનવાનું વિધાન છે કે કેમ ?

૩ ટીપ્પણામાં પર્વતિથિનો ક્ષય જણાવ્યો હોય ત્યારે તેનાથી પૂર્વની તિથિનુ નામ ન લેવું પણ તે પૂર્વ અપર્વતિથિના દિવસે તે ક્ષય પામેલી પર્વતિથિના નામેજ વ્યવહાર કરવો તેવો શાસ્ત્રીય નિયમ છે કે નહિં ?

૪ ચતુર્દશી વિગેરે પર્વતિથિઓથી આગળની પૂર્ણિમા વિગેરે પર્વતિતિથિઓ-કે જે પર્વાનન્તર પર્વતિથિઓ ગણાય છે, તેનો ટીપ્પણામાં ક્ષય કે વૃદ્ધિ હોય ત્યારે પણ તે ચતુર્દશી-પૂર્ણિમા આદિ બન્ને પર્વતિથિઓ કાયમજ ઉભી રાખવી જોઈએ કે કેમ ? અને તે બે પર્વતિથિઓનું અનન્તરપણું પણ કાયમજ રાખવું જોઇએ કે કેમ ?

૫. જૈનશાસ્ત્રમા તિથિ કે પર્વતિથિની શરૂઆત કયારથી ગણવામાં આવે છે અને સમાપ્તિ કયારે ગણવામા આવે છે, તેમજ પર્વ કે પર્વાનન્તર પર્વતિથિનો

"अत एव लौकिकलोकोत्तरे च टिप्पनकव्यवहारप्रवृत्तिरपि प्रतिपदादितिथिक्रमेणैव व्युच्छिन्नेऽपि जैनटिप्पनके संप्रतिटिप्पनकप्रवृत्तिरेव तत्साक्षिणी । [श्रीप्रवचन प० पृ. १९०]

१०९ "यत्तु जैनटिप्पनकानुसारेण श्रावणभाद्रपदवृद्धावपि आषाढवृद्धिरेव गण्यन्ते इति तन्न युक्तं, जैनटिप्पनकस्य व्युच्छिन्नत्वात् संप्रति शैवटिप्पनकेनैव व्यवहारप्रवृत्ति तदनङ्गीकारे दीक्षाप्रतिष्ठादिमुहूर्तपरिज्ञानं दूरे, मासवृद्धिरपि कथं ज्ञायते? तस्माच्छ्रावणभाद्रपदवृद्धिर्नाषाढतया व्यवहर्त्तव्या, किन्तु श्रावणादितयैवेति ।" [श्रीप्रवचनपरीक्षा मु प्र० पृ. ४४१]

---

પાઠ ૩૧/૧ अ

अत एव लौकिके लोकोत्तरे च टिप्पनकव्यवहारप्रवृत्तिरपि प्रतिपदादितिथिक्रमेणैव व्युच्छिन्नेऽपि जैनटिप्पनके संप्रति टिप्पनकप्रवृतिरेव तत्साक्षिणी (श्री प्रवचन परीक्षा पृ १९०)

પાઠ ૩૧/૧ નો શુદ્ધ અર્થ ब

આથીજ લૌકિક અને લોકોત્તરમાં ટિપ્પણાના વ્યવહારની પ્રવૃત્તિ પણ પડવા આદિ તિથિના ક્રમેજ થાય છે. જૈનશાસ્ત્રનુ ટિપ્પણું વિચ્છેદ થયા છતાં પણ વર્તમાનકાળની ટિપ્પણાની પ્રવૃત્તિ તેની સાક્ષી છે.

## એ વર્ગના પાઠના અર્થનું શુદ્ધ સ્પષ્ટીકરણ

### પાઠ ૩૧ क

પડવા આદિ તિથિનો ક્રમ જે ન માનતા હોય તેની સામોજ આ પાઠ કામ લાગે એવો છે, પરંતુ સંસ્કાર કરવા માટે લૌકિક ટિપ્પણાનો ઉપયોગ કરનારા માટે આ અંશે પણ વિરોધ કરનારો નથી.

પાઠ ૩૧/૨ अ

यत्तु जैनटिप्पनकानुसारेण श्रावणभाद्रपदवृद्धावपि आषाढवृद्धिरेव गण्यन्ते इति तन्न युक्तं, जैनटिप्पनकस्य व्युच्छिन्नत्वात्, संप्रति शैवटिप्पनकेनैव व्यवहारप्रवृत्तिः, तदनङ्गीकारे दीक्षा-प्रतिष्ठादिमुहूर्त्तपरिज्ञानं दूरे, मासवृद्धिरपि कथं ज्ञायते ? तस्माच्छ्रावणभाद्रपदवृद्धिर्नाषा-

પાઠ ૩૧/૨ નો શુદ્ધ અર્થ ब

જૈન ટિપ્પણાને અનુસારે શ્રાવણ અને ભાદરવાની વૃદ્ધિ છતાં પણ આષાડની જ વૃદ્ધિ કરવી એવું જો કોઈ કરે તો તે યોગ્ય નથી; કારણકે જૈન ટિપ્પણાનો વિચ્છેદ હોવાથી વર્તમાનમાં શૈવટિપ્પણાને આધારે વ્યવહારની પ્રવૃત્તિ છે અને જો તે ન લેવામાં આવે તો દીક્ષા, પ્રતિષ્ઠા આદિ મુહુર્તોનું જ્ઞાન તો દૂર રહે, પણ માસ વૃદ્ધિ પણ કેમ જણાવાય ? તેટલા માટે શ્રાવણ ભાદરવાની

૧૧૦ "તિથિદિન' અને "પર્વારાધન" સબંધી મન્તવ્ય ભેદનેઅંગેના નિર્ણયને માટે તારવવામાં આવેલા ૨૫ મુદ્દાઓમાંનો ચોવીસમો મુદ્દો નીચે મુજબનો છે—

**(૨૪) પૂર્ણિમા અને અમાવાસ્યા કરતાં ચતુર્દશી અને ભા. શુ. ૫ના કરતાં ભા. શુ. ૪ એ પ્રધાન પર્વતિથિ છે કે નહિ?**

૧૧૧ આ મુદ્દાના સબંધમાં અમારૂં મન્તવ્ય એવું છે કે—પૂર્ણિમા અને અમાવાસ્યા કરતાં ચતુર્દશી અને ભા શુ ૫ ના કરતા ભા શુ ૪ કેઇ ગુણી રીતિએ પ્રધાન પર્વતિથિ છે કારણ એ છે કે-ચતુર્દશી એ પાક્ષિક અને ચાતુર્માસિક પર્વની તિથિ છે વળી ચતુર્દશીએ આયુષ્યબંધની જેવી સભાવના છે તેવી સભાવના પૂનમ અમાસે નથી. ભા શુ. ૪ ના શ્રી સંવત્સરી પર્વ હોવાના કારણે એ તો સારાય વર્ષની પર્વતિથિઓમાં પ્રધાનતા ભોગવે છે એટલે ભા શુ. ૫ કરતાં એની પ્રધાનતા હોય તે સ્વાભાવિક છે. આ મુદ્દો ખાસ કરીને એટલા માટેજ ઉપસ્થિત કરવામાં આવ્યો છે કે આચાર્યશ્રી સાગરાનન્દસૂરિજી પૂનમ અમાસ અને ભા શુ. ૫ ને ઉભી રાખવાના તથા તે ત્રણને એક એકજ દિવસે રાખવાના નામે પખ્ખી તથા ચોમાસીની ચૌદશની અને સાંવત્સરિક પર્વતિથિની વિરાધના આદિ દોષોની પાત્રતાને ઉભી કરતાં પણ અટકતા નથી

ढतया व्यवहर्त्तव्या किन्तु श्रावणादित-यैवेति" ।

(श्री प्रवचनपरीक्षा मु. पृ. ४४१.)

વૃદ્ધિનો વ્યવહાર કરવો. અર્થાત્-શ્રાવણ ભાદરવાની વૃદ્ધિ હોય તો અષાઢપણે વ્યવહાર ન કરવો. કિન્તુ શ્રાવણ આદિ (ભાદરવા) પણેજ વ્યવહાર કરવો.

## એ વર્ગના પાઠના અર્થનું શુદ્ધ સ્પષ્ટીકરણ

### પાઠ ૩૧ क

**આ પાઠ તો તેઓનેજ બાધક છે કે ઓ શ્રાવણ ભાદરવો વધ્યો હોય છતાં બે અષાડ માનતા હોય અને તેમાં જૈન શાસ્ત્રના કારણને આગળ કરતા હોય. પરંતુ क्षये पूर्वा૦ના સંસ્કારથી શ્રી દેવસૂર** તપાગચ્છવાળાઓ, જે પર્વ કે પર્વાનન્તર અપર્વ તિથિની હાનિ વૃદ્ધિ વખતે પૂર્વ કે પૂર્વતર અપર્વ તિથિની હાનિ વૃદ્ધિ માનીને પર્વતિથિનો વ્યપદેશ કરે, માને અને આરાધે છે, તેને તો અંશ માત્ર પણ આ પાઠ બાધાકારક નથી.

તત્ત્વમાં કહેવું જોઈએ કે क्षये पूर्वा૦ના પ્રઘોષને આધારે અષ્ટમી આદિ તિથિની હાનિ વખતે સપ્તમી આદિ ન માનતાં અષ્ટમી આદિ માનીનેજ આરાધના કરાય તેમજ અષ્ટમી આદિની વૃદ્ધિની વખતે બેય સપ્તમી વિગેરે માનીનેજ બીજે દિવસે અષ્ટમીની આરાધના કરાય એ શાસ્ત્ર અને પરંપરાથી સંગત થવા સાથે ન્યાય અને યુક્તિથી સંગતજ છે. અને તેવીજ રીતે

૧૧૨ "તિથિદિન" અને પર્વારાધન સબંધી મન્તવ્ય ભેદને અંગેના નિર્ણયને માટે તારવવામા આવેલા ૨૫ મુદ્દાઓ પૈકીનો ૨૫ મો મુદ્દો નીચે મુજબ છે

"(૨૫)" કાર્તિક પૂર્ણિમાના ક્ષયે કાર્તિક પૂર્ણિમાની યાત્રા ચતુર્દશીના ઉદયવાળા દિવસે થાય કે અન્ય કોઈ દિવસે થાય?

૧૧૩ આ મુદ્દાના સબધી અમારૂ મન્તવ્ય એવું છે કે-પૂર્ણિમાના ક્ષયે ચતુર્દશીએજ ચતુર્દશી અને પૂર્ણિમા વિદ્યમાન હોય છે એટલે તે એકજ દિવસે બન્નેના આરાધક બનાય પૂર્ણિમાની યાત્રા તે દિવસે કરવી એ વ્યાજબી ગણાય.

વિ સ. ૧૯૯૯ના માગશર શુ ૬ રવિ<br>શ્રી જૈન સાહિત્ય મંદિર પાલીતાણા } વિજયરામચંદ્રસૂરિ—

આ પ્રમાણે પર્વવ્યપદેશ મન્તવ્યભેદની લિખિત ચર્ચામાં<br>પૂ. આ. વિજયરામચંદ્રસૂરિજીએ રજુ કરેલ<br>સ્વપક્ષ સ્થાપન સંપૂર્ણ

---

પૂર્ણિમા કે અમાવાસ્યા કે ભાદરવા શુદ પાંચમ જેવી તિથિ કે જે પર્વાનન્તર પર્વની તિથિ છે, તેની હાનિ વૃદ્ધિ વખતે તેનાથી પૂર્વતર એટલે તેરશ કે ત્રીજની હાનિ-વૃદ્ધિ કરીને પર્વતિથિ કહેવી, માનવી અને આરાધવી એ પરંપરા-શાસ્ત્રસંમત અને યુક્તિયુક્તજ છે.

એટલે આ નવા વર્ગને એવું જ્ઞાન ઝળકે અને સત્ય માર્ગમાં આવે એવો રસ્તો તેઓને મળે. એમ ઈચ્છવું સર્વ પ્રકારે યોગ્ય છે.

આ પ્રમાણે પર્વવ્યપદેશ મંતવ્યભેદની લિખિત ચર્ચામાં પૂ આ<br>સાગરાનંદસૂરીશ્વરજીએ રજુ કરેલ આચાર્ય રામચંદ્રસૂરિજીના<br>૧ પાઠ ૨ તેનો ગુજરાતી શુદ્ધ અર્થ. ૩ તેનું સ્પષ્ટીકરણ.<br>૪ અને આ. રામચંદ્રસૂરિજીના ભાવાર્થરૂપ<br>ચાર કોલમવાળું લખાણ સંપૂર્ણ.



# [1]પચ્ચીસ મુદ્દાનો સાર

## યાને

## આ. વિજયરામચંદ્રસૂરિજી મહારાજના મૂળ મુદ્દાઓ સંબંધી તેમની માન્યતા

### આ. રામચંદ્રસૂરિજીએ પોતાના નિરૂપણમાં આ. સાગરાનંદસૂરિજી અને તેમના મંતવ્યભેદની રજુ કરેલ વિગત તેમના શબ્દોમાં

### ૧ પર્વ ક્ષય વૃદ્ધિ પ્રસંગની માન્યતા—

આ સાગરાનંદસૂરિજીની માન્યતા.

આઠમના ક્ષયના બદલામાં સાતમનો ક્ષય કરવો તે દીવસે જે સાતમપણુ છે તેને ઉડાવી દઈને માત્ર આઠમપણું કાયમ કરવું ને તે પછીજ તે દીવસે અષ્ટમીની આરાધના કરવી (આ. રા. પૃ ૩૮)

પર્વતિથિની વૃદ્ધિને બદલે પૂર્વની અપર્વતિથિની વૃદ્ધિ કરવી. પૂર્વની અપર્વ તિથિની તથા વૃદ્ધા પર્વતિથિની સંજ્ઞા પણ આવો ફેરફાર કરીને કરવી અને તે પછીજ વૃદ્ધા પર્વતિથિના બીજા દીવસે પર્વારાધન કરવું અર્થાત્ બે આઠમ આવી હોય તો તેને બદલે બે સાતમ કરવી એટલે કે પહેલી આઠમની પણ બીજી સાતમ એવી સંજ્ઞા કરવી અને તે પછી બીજી આઠમના દીવસ માત્રનેજ આઠમ કહીને આઠમની આરાધના કરવી

(આ રા. પૃ ૩૮)

—પોતાની માન્યતા—

આઠમના ક્ષયના પ્રસંગમાં ક્ષીણાષ્ટમી યુક્ત સપ્તમીમાં ક્ષીણાષ્ટમીની આરાધના કરવાનું તથા એ દીવસે સપ્તમી અષ્ટમી બન્નેનો ગૌણ મુખ્યભેદે વ્યપદેશ કરવાનું અને સાતમના સૂર્યોદયને સાતમનો સૂર્યોદય માનવા સાથે અષ્ટમીનો પણ સમાપ્તિસૂચક સૂર્યોદય માનવાનુ અમારૂં મંતવ્ય છે. (આ રા પૃ ૩૮)

જે પર્વતિથિની પૂર્વની તિથિ અપર્વ તિથિ હોય એવી પર્વતિથિની જ્યારે વૃદ્ધિ આવી હોય ત્યારે અમો વૃદ્ધાતિથિના પ્રથમ અવયવ સ્વરૂપ પ્રથમાતિથિને પર્વારાધનને અંગે અવગણવાનુ અને વૃદ્ધાતિથિના બીજા અવયવસ્વરૂપ દ્વિતીયાતિથિએ પર્વારાધન કરવાનુ અને સંજ્ઞાતો તેની જે હોય તેજ કાયમ રાખવાનું માનીએ છીએ માનો કે સાતમ એ અપર્વતિથિ છે અને તેની પછીની પર્વતિથિ સ્વરૂપ આઠમ વૃદ્ધિને પામેલી છે આવા પ્રસંગમા અમો પ્રથમા અષ્ટમી અને દ્વિતીયા

---

૧ આ લખાણ આ. રામચંદ્રસૂરિજી મહારાજના પ્રશ્નાર્થ પચ્ચીસ મૂળમુદ્દા સંબંધી તેમને સંમત હકારાત્મક શું છે તે સમજવા મુકેલ છે.

અષ્ટમી એવી સંજ્ઞાને કાયમ રાખીનેજ પર્વારાધનને અંગે પ્રથમાષ્ટમીને અવગણવાનું અને દ્વિતીયાષ્ટમીએ અષ્ટમીનું આરાધન કરવાનું માનીએ છીએ.
(આ રા પૃ ૩૮)

ઉપરના બન્ને મંતવ્યો દૃષ્ટિએ ફેર છતાં પર્વતિથિના ક્ષય અને વૃદ્ધિ પ્રસંગે પર્વતિથિની આરાધના અમારે બન્નેને એકજ દીવસે થાય છે જે દિવસે પર્વારાધન થાય છે તે દીવસે આરાધનાની પર્વતિથિનુ હોવાપણુ છે એમ પણ અમો બન્ને માનીએ છીએ

## પર્વાન્તર પર્વ ક્ષયવૃદ્ધિ પ્રસંગની માન્યતા

પૂનમના ક્ષયને પ્રસંગે ચૌદશે ચૌદશ–પૂનમ એ બન્નેય પર્વતિથિઓના આરાધક પણ બની શકાય નહિ. અને તે બન્ને પર્વતિથિઓની તે એક દીવસે સંજ્ઞા પણ થઈ શકે નહિ, પૂનમના ક્ષયે પૂનમના ક્ષયના બદલામાં તેરશનોજ ક્ષય કરવો જોઇએ પૂનમના ક્ષયના બદલે તેરશનો ક્ષય કરીને ઉદયતિથિરૂપે પ્રાપ્ત થયેલી ચતુર્દશીમાં ફેરફાર કરવો જોઇએ એટલે કે તેરશે ચૌદશ માનવી જોઇએ અને ઉદયતિથિ ચૌદશે માત્ર ક્ષીણપૂર્ણિમાનેજ ઉદયતિથિરૂપ બનાવીને માનવી જોઇએ આવુ અમાસના ક્ષયે તથા ભા. સુ. ૫ ક્ષયે પણ સમજી લેવાનું છે

પૂનમના ક્ષયના પ્રસંગે ચૌદશેજ ચૌદશના અને પૂનમના એમ બન્નેય પર્વતિથિઓના એકજ દીવસે આરાધક બની શકાય છે અને જરૂર મુજબ મુખ્ય ગૌણ રીતિએ તે દીવસે ચૌદશની તથા પૂનમની પણ સંજ્ઞા થઈ શકે છે પૂનમે તપ કરવાનો હોય તેવા પ્રસંગમાં પૂનમે કરવાનો તપ તેરસે અને તેરસે રહી જવા પામે તો વદ એકમે પણ થઇ શકે છે. આવું અમારૂં મંતવ્ય છે (આ. રા પૃ. ૩૯)

પૂનમની વૃદ્ધિના પ્રસંગે પ્રથમા પૂર્ણિમા અને દ્વિતીયા પૂર્ણિમા એવી સંજ્ઞા થઈ શકેજ નહિ પૂનમની વૃદ્ધિના બદલે તેરસની વૃદ્ધિ કરવી જોઇએ અને તેમ કરીને ઉદયતિથિરૂપે પ્રાપ્ત થયેલી ચૌદશને બીજી તેરસ બનાવી પ્રથમા પૂર્ણિમાએ ચૌદશ બનાવી પ્રથમા પૂર્ણિ-

પૂનમની વૃદ્ધિના પ્રસંગે પ્રથમા પૂર્ણિમા અને દ્વિતીયા પૂર્ણિમા એવી સંજ્ઞા કાયમ રાખીને પર્વારાધનને અંગે પ્રથમા પૂર્ણિમાની અવગણના કરીને દ્વિતીયા પૂર્ણિમાએ અને પૂર્ણિમાનુ પર્વારાધન કરવુ જોઇએ
( આ રા પૃ. ૩૯)

માએ ચૌદશની અને દ્વિતીયા પૂર્ણિમાએ પૂનમની આરાધના કરવી જોઇએ.
( આ. રા પૃ ૩૯)

## કલ્યાણક પર્વતિથિના ક્ષય વૃદ્ધિ પ્રસંગની માન્યતા

કલ્યાણક પર્વતિથિઓને પર્વતિથિ તરીકે માનીને કલ્યાણક પર્વતિથિનો ક્ષય આવ્યો હોય તો પૂર્વની તિથિએ અને કલ્યાણક પર્વતિથિની વૃદ્ધિ આવી હોય તો પર્વારાધનને અંગે પ્રથમાને અવગણીને દ્વિતીયા (ઉત્તરા)તિથિએ પર્વારાધનને માને છે (આ. રા. પૃષ્ઠ ૪૦)

કલ્યાણક પર્વતિથિઓને પણ અપર્વતિથિ કહેવાય મનાયજ નહિં. તેમજ ઉદય, ક્ષય, તથા વૃદ્ધિસંબંધીના નિયમો જેમ ચતુષ્પર્વી પંચપર્વી ષટ્પર્વી અને વાર્ષિકપર્વ ભા સુ. ૪ ને લાગુ પડે છે તેમજ કલ્યાણક પર્વતિથિઓને પણ લાગુ પડે છે.

( આ. રા. પૃષ્ઠ ૪૦ )

---

મુદ્દો ૧ પર્વતિથિઓની આરાધના માટે મળે ત્યાં સુધી ઉદય તિથિનેજ ગ્રહણ કરવાની જૈન શાસ્ત્રકાર પરમર્ષિઓની આજ્ઞા છે (પૃ ૪૧)

શ્રાદ્ધવિધિ અને ધર્મસંગ્રહનો 'તિથિશ્ચ'વાળો પાઠ તેના સમર્થન માટે આપવામાં આવ્યો છે.

મુદ્દો ૨ જે દીવસે જે પર્વતિથિ ઉદયતિથિરૂપે પ્રાપ્ત થતી હોય તે દીવસે તે પર્વતિથિ માનવી. તેમજ તે પર્વતિથિ એવા દીવસે ન મનાય કે જે દીવસે તે પર્વતિથિના ભોગવટાનો અંશજ ન હોય અગર ભોગવટાનો ભાગ હોય તો પણ તે સૂર્યોદય સ્પર્શ પૂર્વેનો ભોગવટો હોય છતા તે દીવસે પર્વતિથિ માનવામા આવે તો આરોપ, પર્વલોપ, મૃષાવાદ આજ્ઞાભંગાદિ દોષોના પાત્ર બનાય

તત્ત્વતરંગિણીના પાઠની ખરતરગચ્છની ચર્ચામાંથી જે ફલિતાર્થ નીકળે છે તેથી ઉપરની વસ્તુ સાબિત થઈ શકે છે તેવી માન્યતાથી પૃ ૩-૬ નો કેટલોક ભાગ આપવામા આવ્યો છે.

મુદ્દો ૩ 'પૂર્વની-તિથિને પછીની તિથિના દીવસે માનવામાં આવે તો તેથી વિનષ્ટ કાર્યનુ ભાવિકરણ માન્યાનો દોષ પણ લાગે. (પૃષ્ઠ ૭૬)

આના સમર્થનમાં તત્ત્વતરંગિણીની ગા ૧૦ અને ગા. ૧૧ ટીકા સાથે રજુ કરવામા આવી છે

મુદ્દો. ૪ **ક્ષયે પૂર્વા તિથિઃ કાર્યા** અગર **ક્ષયે પૂર્વા તિથિર્ગ્રાહ્યા** એ આજ્ઞા જે પર્વતિથિ ઉદયતિથિરૂપે પ્રાપ્ત થતીજ ન હોય તેવી પર્વતિથિની માન્યતા અને આરાધનાનો દીવસ નક્કી કરવાને માટેજ છે પણ ક્ષીણ પર્વતિથિના ક્ષયના

બદલામાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વે જે કોઇપણ પહેલી અપર્વતિથિ આવતી હોય તેનો ક્ષય કરવાને માટે નથી જ (પૃષ્ઠ ૭૯)

આના સમર્થનમાં તત્ત્વતરંગિણી ગા ૪ અને તેની કેટલીક ટીકા રજુ કરવામાં આવી છે.

મુદ્દો ૫ **वृद्धौ कार्या तथोत्तरा** અગર **वृद्धौ ग्राह्या तथोत्तरा** એ આજ્ઞા જે પર્વતિથિ બે સૂર્યોદયોને સ્પર્શનારી બનીને બીજા સૂર્યોદયવાળા દીવસે સમાપ્તિને પામેલી હોય તે પર્વતિથિની આરાધના તે પર્વતિથિના બીજા સૂર્યોદયવાળા દિવસે નક્કી કરવાને માટેજ છે પણ વૃદ્ધા પર્વતિથિના બદલામાં તે વૃદ્ધા પર્વતિથિની પૂર્વે જે કોઇપણ પહેલી અપર્વતિથિ આવતી હોય તેની વૃદ્ધિ કરવાને માટે નથીજ (પૃ ૮૯)

તત્ત્વતરંગિણી ગા. ૧૭ અને તેની ટીકા આ વસ્તુના સમર્થન માટે આપવામાં આવી છે

મુદ્દો ૬ તિથિક્ષય એટલે તિથિનાશ અને તિથિવૃદ્ધિ એટલે બે અવયવોવાળી એકજ તિથિ નહિ પણ એકમ બીજની જેમ એક બીજાથી ભિન્ન એવી બે તિથિઓ એવો અર્થ થતોજ નથી (પૃ ૯૫) અર્થાત્ 'તિથિક્ષય' એટલે તિથિનાશ નહિ અને તિથિવૃદ્ધિ એટલે બે તિથિઓ નહિ આના સમર્થનમાં પ્રવચન પરીક્ષાના પૃષ્ઠ ૪૦૮ ની બે પંક્તિઓ આપવામાં આવી છે.

મુદ્દો. ૭ માસવૃદ્ધિ અને તિથિવૃદ્ધિને અંગે આરાધનાના નિયમમાં સમાનતા છે (પૃ ૯૭).

મુદ્દો. ૮ વૃદ્ધિના પ્રથમ માસને તથા પ્રથમ તિથિને નપુસક કહેવાય

મુદ્દો ૯ જે નપુસક તિથિ પોતાનું ફળ નિપજાવી શકવાને પણ અસમર્થ હોય તે નપુંસક તિથિ મહાપર્વના કાર્યને નિપજાવવાને સમર્થ બને એ સર્વથા અસંભવિત વસ્તુ છે (પૃ ૧૦૩)

પ્રવચન પરીક્ષાની ૨૦૮ મી ગાથા ટીકા સાથે આ ત્રણ ૭-૮-૯ મુદ્દાના સમર્થનમા આપવામાં આવી છે

મુદ્દો ૧૦ પક્ષના ૧૫ ચાતુર્માસના ૧૨૦ અને વર્ષના ૩૬૦ રાત્રિ દીવસ ગણાય છે તે તથા પર્યુષણાને અંગે વીસ રાત્રિ સહિત માસ અને સિત્તેર રાત્રિ દીવસ ગણાય છે, તે તિથિ અને માસની અપેક્ષાએજ ગણાય છે (પૃ ૧૦૫)

મુદ્દો ૧૧ દિનગણનામા જેમ એક ઉદયતિથિનો એક રાત્રિ દીવસ ગણાય છે તેમ એક ક્ષીણતિથિનો એક રાત્રિ દિવસ અને એક વૃદ્ધાતિથિનો પણ એક રાત્રિ દિવસ ગણાય છે

પ્રવચન પરીક્ષા પૃ ૪૧૦-૧૧ નો પાઠ આ વસ્તુના સમર્થનમા આપવામા આવ્યો છે.

મુદ્દો. ૧૨ બીજ પાંચમ આઠમ અગિઆરસ ચૌદસ પૂનમ અમાસ ભા સુ ૪ અને કલ્યાણુક તિથિઓ પૈકી જે કોઈપણ પર્વતિથિની વૃદ્ધિ હોય તેને માટે બે બીજ આદિ મનાય લખાય અને બોલાય તો તેથી વિરાધનાને પાત્ર ન થવાય. પરંતુ તેમ માનવા આદિને બદલે બે એકમ આદિરૂપે મનાય બોલાય અને લખાય તો મૃષવાદ આદિ દોષોપાત્ર બનાય

મુદ્દા ૭-૮-૯ના સમર્થનમા આપેલ પાઠ આના સમર્થનમાં પણ સમજવો.

મુદ્દો. ૧૩ જે પર્વતીથિનો ક્ષય આવ્યો હોય તે પર્વતિથિની પૂર્વની તિથિ અપર્વતિથિ હોય તો પણ તે અપર્વતિથિના એકજ દીવસે ગૌણ મુખ્યરીતિએ અપર્વતિથિ અને પર્વતિથિ બન્નેય તિથિઓનો વ્યપદેશ થઇ શકે. (પૃ ૧૦૮)

ચોથા મુદ્દાના સમર્થનમાં મુકાયેલ તત્ત્વતરંગિણીની ગા. ૪ આના સમર્થનમાં પણ જાણવી

મુદ્દો ૧૪ જે પર્વતિથિનો ક્ષય આવ્યો હોય તે પર્વતિથિની પૂર્વની તિથિ જો પર્વતિથિ હોય તો પૂર્વની તે પર્વતિથિના દીવસે બન્નેય પર્વતિથિઓના આરાધક બની શકાય અને એજ રીતિએ જે એક દીવસે જેટલા પર્વોનો યોગ થઈ જતો હોય તે સર્વ પર્વોના પણ તેજ એક દીવસે આરાધક બની શકાય. (પૃ. ૧૦૯)

બીજા મુદ્દાના સમર્થનમાં રજુ થયેલ શાસ્ત્રપાઠ આના સમર્થનમાં પણ જાણવો.

મુદ્દો ૧૫ ચૌમાસી તપમાં પાક્ષિકના તપનો અને ચૌમાસી પ્રતિક્રમણમાં પાક્ષિક પ્રતિક્રમણનો સમાવેશ થાય છે (પૃ ૧૦૯)

મુદ્દો ૧૬ પહેલી પૂનમે કે અમાસે ચતુર્દશીનું આરોપણ કરીને પણ પાક્ષિક કે ચૌમાસી માનવામાં આવે તો પણ અનુક્રમે ૧૫ અને ૧૨૦ રાત્રિ-દિવસનું ઉલ્લંઘન કર્યું એમજ કહેવાય, એજરીતિએ ભા સુ પહેલી પાચમે આરોપદ્વારા ભા સુ ૪ માનીને વાર્ષિક પર્વનુ અનુષ્ઠાન કરવામાં આવે તો પણ ૩૬૦ રાત્રિદીવસનુ ઉલ્લંઘન કર્યું કહેવાય.

મુદ્દો. ૧૭ આરાધનાને અંગે ક્ષયના પ્રસંગે ક્ષીણતિથિના ભોગવટાની સમાપ્તિ પૂર્વની તિથિના દીવસે હોય છે અને વૃદ્ધિના પ્રસંગમાં વૃદ્ધાતિથિના ભોગવટાની સમાપ્તિ ઉત્તરાતિથિના દીવસે હોય છે એજ એક હેતુથી '**क्षये पूर्वा *तिथि ग्राह्या (तिथि कार्या) वृद्धौ ग्राह्या (कार्या) तथोत्तरा***' એવા કથનદ્વારા ક્ષયના પ્રસંગે પૂર્વાતિથિ અને વૃદ્ધિના પ્રસંગે ઉત્તરાતિથિ ગ્રહણ કરવાની આજ્ઞા કરવામાં આવી છે અને તે આજ્ઞા કરવામાં ભોગવટાની સમાપ્તિ સિવાય બીજો કોઈ હેતુ રહેલો નથી,

આના સમર્થનમા તત્ત્વતરંગિણી પૃ. ૧૨ નો પાઠ આપવામા આવ્યો છે.

મુદ્દો. ૧૮ કલ્યાણક તિથિઓને પણ પર્વતિથિઓ તરીકે જણાવેલી છે. [પૃ ૧૧૩]

આના સમર્થનમાં ધર્મસંગ્રહનો પાઠ આપવામાં આવ્યો છે.

મુદ્દો ૧૯ ઉદય, ક્ષય, અને વૃદ્ધિ સંબંધીના જે નિયમો ચતુષ્પર્વી પંચ-પર્વી અને ષટ્પર્વીને લાગુ થાય તેજ નિયમો અન્ય સર્વ પર્વતિથિઓને પણ લાગુ થાય.

બીજા મુદ્દાનો શાસ્ત્ર પાઠ આના સમર્થનમાં સમજવો.

મુદ્દો. ૨૦ પૂર્ણિમા અને કલ્યાણકતિથિઓ એ બેમાં અવિશેષતા છે. [પૃ. ૧૧૪]

તત્ત્વ ગા. ૪ ની વૃત્તિ આ વાતને સમર્થન આપે છે.

મુદ્દો. ૨૧ બીજ, પાંચમ, અગિઆરસ અને ચૌદશે પરભવના આયુષ્યનો બંધ પડવાની જેટલી અને જેવી સંભવિતતા છે તેટલી અને તેવી સંભવિતતા પૂર્ણિમા અમાવાસ્યા કે અન્ય કલ્યાણક તિથિઓ આદિએ નથીજ. પૃ, ૧૧૫

આના સમર્થનમાં શ્રાદ્ધવિધિનો પૃ. ૧૫૩ નો પાઠ આપવામાં આવ્યો છે.

મુદ્દો. ૨૨ તિથિદિન માસ અને વર્ષ આદિના નિર્ણયને માટે જૈનટિપ્પનક વ્યવચ્છિન્ન થવાના કારણે સેંકડો વર્ષ થયાં લૌકિક પંચાંગજ મનાય છે અને હાલ પણ લૌકિક ટિપ્પનક માનવાની જૈનશાસ્ત્રકાર મહાપુરૂષોની આજ્ઞા છે પૃ. ૧૧૮

મુદ્દો ૨૩ હાલ શ્રી જૈન શાસનમાં અમુક દીવસે અમુક તિથિ ઉદયતિથિ, ક્ષયતિથિ કે વૃદ્ધાતિથિ છે તે વિગેરેના નિર્ણયને માટે 'ચંડાંશુચંડૂ' નામનું લૌકિક પંચાંગજ આધારભૂત મનાય છે [પૃ. ૧૧૯]

આના સમર્થન માટે વિચારામૃતસંગ્રહ અને પ્રવચન પરીક્ષાનો પાઠ આપવામાં આવ્યો છે

મુદ્દો. ૨૪ પૂર્ણિમા અને અમાવાસ્યા કરતાં ચતુર્દશી અને ભા. શુ. ૫ ના કરતાં ભા. સુ. ૪ એ કોઈ ગુણી રીતિએ પ્રધાન પર્વતિથિ છે [પૃ ]

આના સમર્થન માટે શાસ્ત્રપાઠ મુકવામા નથી આવ્યો.

મુદ્દો ૨૫ કાર્તિક પૂર્ણિમાના ક્ષયે કાર્તિક પૂર્ણિમાની યાત્રા ચતુર્દશીના ઉદયવાળા દિવસે થાય

આના સમર્થન માટે શાસ્ત્રપાઠ નથી મુકવામા આવ્યો

મુદ્દો. ૧૨ બીજ પાંચમ આઠમ અગિઆરસ ચૌદસ પૂનમ અમાસ ભા. સુ ૪ અને કલ્યાણક તિથિઓ પૈકી જે કોઈપણ પર્વતિથિની વૃદ્ધિ હોય તેને માટે બે બીજ આદિ મનાય લખાય અને બોલાય તો તેથી વિરાધનાને પાત્ર ન થવાય. પરંતુ તેમ માનવા આદિને બદલે બે એકમ આદિરૂપે મનાય બોલાય અને લખાય તો મૃષવાદ આદિ દોષોપાત્ર બનાય

મુદ્દા ૭-૮-૯ના સમર્થનમાં આપેલ પાઠ આના સમર્થનમાં પણ સમજવો.

મુદ્દો. ૧૩ જે પર્વતીથિનો ક્ષય આવ્યો હોય તે પર્વતિથિની પૂર્વની તિથિ અપર્વતિથિ હોય તો પણ તે અપર્વતિથિના એકજ દીવસે ગૌણ મુખ્યરીતિએ અપર્વતિથિ અને પર્વતિથિ બન્નેય તિથિઓનો વ્યપદેશ થઇ શકે. (પૃ ૧૦૮)

ચોથા મુદ્દાના સમર્થનમાં મુકાયેલ તત્ત્વતરગિણીની ગા. ૪ આના સમર્થનમાં પણ જાણવી

મુદ્દો ૧૪ જે પર્વતિથિનો ક્ષય આવ્યો હોય તે પર્વતિથિની પૂર્વની તિથિ જો પર્વતિથિ હોય તો પૂર્વની તે પર્વતિથિના દીવસે બન્નેય પર્વતિથિઓના આરાધક બની શકાય અને એજ રીતિએ જે એક દીવસે જેટલાં પર્વોનો યોગ થઈ જતો હોય તે સર્વ પર્વોના પણ તેજ એક દીવસે આરાધક બની શકાય. (પૃ. ૧૦૯)

બીજા મુદ્દાના સમર્થનમાં રજુ થયેલ શાસ્ત્રપાઠ આના સમર્થનમાં પણ જાણવો.

મુદ્દો ૧૫ ચૌમાસી તપમાં પાક્ષિકના તપનો અને ચૌમાસી પ્રતિક્રમણમાં પાક્ષિક પ્રતિક્રમણનો સમાવેશ થાય છે (પૃ ૧૦૯)

મુદ્દો ૧૬ પહેલી પૂનમે કે અમાસે ચતુર્દશીનું આરોપણ કરીને પણ પાક્ષિક કે ચૌમાસી માનવામાં આવે તો પણ અનુક્રમે ૧૫ અને ૧૨૦ રાત્રિ-દિવસનું ઉલ્લઘન કર્યું એમજ કહેવાય, એજરીતિએ ભા સુ પહેલી પાચમે આરોપદ્વારા ભા સુ ૪ માનીને વાર્ષિક પર્વનું અનુષ્ઠાન કરવામાં આવે તો પણ ૩૬૦ રાત્રિદીવસનુ ઉલ્લઘન કર્યું કહેવાય.

મુદ્દો. ૧૭ આરાધનાને અગે ક્ષયના પ્રસગે ક્ષીણતિથિના ભોગવટાની સમાપ્તિ પૂર્વની તિથિના દીવસે હોય છે અને વૃદ્ધિના પ્રસંગમાં વૃદ્ધાતિથિના ભોગવટાની સમાપ્તિ ઉત્તરાતિથિના દીવસે હોય છે એજ એક હેતુથી **'क्षये पूर्वा तिथि र्ग्राह्या (तिथि कार्या) वृद्धौ ग्राह्या (कार्या) तथोत्तरा'** એવા કથનદ્વારા ક્ષયના પ્રસગે પૂર્વાતિથિ અને વૃદ્ધિના પ્રસગે ઉત્તરાતિથિ ગ્રહણ કરવાની આજ્ઞા કરવામાં આવી છે અને તે આજ્ઞા કરવામાં ભોગવટાની સમાપ્તિ સિવાય બીજો કોઈ હેતુ રહેલો નથી,

આના સમર્થનમા તત્ત્વતરગિણી પૃ. ૧૨ નો પાઠ આપવામા આવ્યો છે.

મુદ્દો ૧૮ કલ્યાણક તિથિઓને પણ પર્વતિથિઓ તરીકે જણાવેલી છે. [પૃ ૧૧૩]

આના સમર્થનમાં ધર્મસંગ્રહનો પાઠ આપવામાં આવ્યો છે.

મુદ્દો ૧૯ ઉદય, ક્ષય, અને વૃદ્ધિ સંબધીના જે નિયમો ચતુષ્પર્વી પંચ-પર્વી અને ષટ્પર્વીને લાગુ થાય તેજ નિયમો અન્ય સર્વ પર્વતિથિઓને પણ લાગુ થાય.

બીજા મુદ્દાનો શાસ્ત્ર પાઠ આના સમર્થનમા સમજવો.

મુદ્દો. ૨૦ પૂર્ણિમા અને કલ્યાણકતિથિઓ એ બેમાં અવિશેષતા છે. [પૃ ૧૧૪]

તત્ત્વ ગા. ૪ ની વૃત્તિ આ વાતને સમર્થન આપે છે.

મુદ્દો. ૨૧ બીજ, પાંચમ, અગિઆરસ અને ચૌદશે પરભવના આયુષ્યનો બંધ પડવાની જેટલી અને જેવી સંભવિતતા છે તેટલી અને તેવી સંભવિતતા પૂર્ણિમા અમાવાસ્યા કે અન્ય કલ્યાણક તિથિઓ આદિએ નથીજ. પૃ, ૧૧૫

આના સમર્થનમાં શ્રાદ્ધવિધિનો પૃ. ૧૫૩ નો પાઠ આપવામાં આવ્યો છે.

મુદ્દો. ૨૨ તિથિદિન માસ અને વર્ષ આદિના નિર્ણયને માટે જૈનટિપ્પનક વ્યવચ્છિન્ન થવાના કારણે સેંકડો વર્ષ થયાં લૌકિક પંચાંગજ મનાય છે અને હાલ પણ લૌકિક ટિપ્પનક માનવાની જૈનશાસ્ત્રકાર મહાપુરૂષોની આજ્ઞા છે પૃ. ૧૧૮

મુદ્દો ૨૩ હાલ શ્રી જૈન શાસનમા અમુક દીવસે અમુક તિથિ ઉદયતિથિ, ક્ષયતિથિ કે વૃદ્ધાતિથિ છે તે વિગેરેના નિર્ણયને માટે 'ચંડાંશુચંડૂ' નામનું લૌકિક પંચાંગજ આધારભૂત મનાય છે [પૃ. ૧૧૯]

આના સમર્થન માટે વિચારામૃતસંગ્રહ અને પ્રવચન પરીક્ષાનો પાઠ આપવામાં આવ્યો છે.

મુદ્દો. ૨૪ પૂર્ણિમા અને અમાવાસ્યા કરતાં ચતુર્દશી અને ભા. શુ. ૫ ના કરતાં ભા. સુ. ૪ એ કોઈ ગુણી રીતિએ પ્રધાન પર્વતિથિ છે [ પૃ ]

આના સમર્થન માટે શાસ્ત્રપાઠ મુકવામાં નથા આવ્યો.

મુદ્દો ૨૫ કાર્તિક પૂર્ણિમાના ક્ષયે કાર્તિક પૂર્ણિમાની યાત્રા ચતુર્દશીના ઉદયવાળા દિવસે થાય

આના સમર્થન માટે શાસ્ત્રપાઠ નથી મુકવામા આવ્યો

---

# પચ્ચીસ મુદ્દાનો પૂ. આ. સાગરાનંદસૂરિ સંમત સંક્ષિપ્ત પ્રતિકાર



મુદ્દો ૧–પર્વ કે પર્વાન્તર પર્વતિથિની હાનિ વૃદ્ધિનો પ્રસંગ ન હોય ત્યારે પ્રવર્તવાવાળો આ ઉદયતિથિનો ઉત્સર્ગ માર્ગ છે. ક્ષયવૃદ્ધિના પ્રસંગે તે સિદ્ધાંત શાસ્ત્રકારોએ 'ક્ષયે પૂર્વા૦' ના વચનથી બાધિત ગણ્યો છે ક્ષયવૃદ્ધિ વખતે પર્વતિથિ નક્કી કરવાની ચર્ચામાં આ ઉત્સર્ગ વાક્યવાળા મુદ્દાની જરૂર ન ગણાય.

પાઠ ૧–આ રજુ કરેલ પાઠ તેમણે અપૂર્ણ આપ્યો છે, આખા પાઠમાં તિથિની સંજ્ઞા, ક્ષય વૃદ્ધિ પ્રસંગ ન હોય ત્યારે પ્રવર્તવાવાળો ઉદયનો-ઉત્સર્ગ માર્ગ અને ક્ષયવૃદ્ધિ વખતે પ્રવર્તનાર ઉત્સર્ગને બાધિત કરનાર 'ક્ષયે પૂર્વા૦' ના પાઠવાળો અપવાદમાર્ગ છે. ક્ષયવૃદ્ધિ પ્રસંગે પર્વતિથિ નક્કી કરવાની ચર્ચામાં ઉત્સર્ગ અને અપવાદ બન્ને જણાવનાર પાઠમાંથી ત્યાં આગળ જરૂરી અપવાદ વચનને દૂર કરી ઉત્સર્ગવચન આગળ કરવુ તે વ્યાજબી નથી.

મુદ્દો. ૨–પર્વતિથિનું પરિસંખ્યાન જાળવવા માટે શાસ્ત્રકારોએ જણાવેલા સંસ્કાર માર્ગથી પર્વ કે પર્વાનન્તર પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની સંજ્ઞા દૂર કરી પર્વતિથિનુ પરિસંખ્યાન જાળવનારાઓને આરોપાદિ દોષો લાગતા નથી.

પાઠ ૨–આ પાઠ તો આઠમના ક્ષય વખતે સાતમ આદિને આઠમ આદિરૂપે બનાવે છે. અને ચૌદશના ક્ષયની વખતે પક્ખી તરીકે પૂનમ લેવી તેવુ કહેનાર ખરતર ગચ્છવાળાને તેરસને પક્ખી તરીકે લેવી તે જણાવવા માટે છે. ભોગની બહુલતારૂપી હેતુ 'વિધિપ્રપા' વિગેરેમા આપેલ છે. તે અહિં ઘટતો નથી કારણકે તે પ્રતિવાદીની માન્યતાની અપેક્ષાએ છે આથી તપાગચ્છમાં ભોગ કે સમાપ્તિના નામે તિથિ મનાય તે નક્કી થતું નથી.

પાઠ ૩–આ પાઠ ચૌદશના ક્ષયે પૂનમના દીવસે પૂનમ બોલી ચૌદશ પાક્ષિકની આરાધના કરવામા આવે તો તે આરાધના ન થાય અને પૂનમ ચૌદશ બન્ને સ્વતંત્ર ફરજીયાત પર્વતિથિ માનવાનું જણાવે છે. અર્થાત્ ૧ એક દીવસે બે પર્વતિથિ આરાધી શકાય તે અને અપર્વતિથિની સંજ્ઞા ખસેડયા વિના પર્વતિથિ આરાધાય તે બે માન્યતાને આ પાઠ દૂર કરનાર છે.

---

૧ આ. સાગરાનંદસૂરિજી મહારાજે આ. રામચંદ્રસૂરિજીના પચ્ચીસ મુદ્દાનો જે જવાબ આપ્યો છે તેનો આ સંક્ષેપ છે. વાંચકોની સુગમતા માટે રજુ કર્યો છે.

પાઠ ૪–પૂનમના ક્ષયે ચોદશના દીવસે ચોદશ પૂનમનો વ્યપદેશ થતો હોત તો **'ननु पौर्णमासीक्षये'** એ પ્રશ્નનો અવકાશજ ન હોત કારણકે ચૌદશ પૂનમ બે માનતા હોત તો પૂનમના ક્ષયે તમે ચૌદશે ચૌદશ નથી માનતા એમ કેમજ કહેત. ?

મુદ્દો ૩–પૂર્વની તિથિને પછીની તિથિના દીવસે બીજા નામથી તિથિ તરીકે માની હોય અને બીજી તિથિનું કાર્ય થાય તો કારણકાર્યભાવનું અસંગત-પણું થાય અને દોષ લાગે અન્યથા નહિ

ટિપ્પણાની પહેલી પૂનમે ચૌદશ કરવાનુ ઉત્સૂત્રખંડનના પાઠથી સિદ્ધ છે. આ મુદ્દાના સમર્થનમા આપેલ આ પાઠ ખરતરગચ્છવાળા ચૌદશના ક્ષયે પૂનમને દીવસે ચૌદશની આરાધના કરે છે તેને દોષ આપવા માટે છે. અહિ પ્રથમા પૂર્ણિમાએ પૂર્ણિમાના વ્યપદેશ પૂર્વક ચતુર્દશીની આરાધના થતી હોત તો આ પાઠનુ સાફલ્ય ટકી શકત પરંતુ આપેલ પાઠનુ અહિ સામ્ય નથી.

મુદ્દો ૪–**क्षये पूर्वा तिथि कार्या** એ વિધિ વાક્ય છે અને તે ક્ષીણ પામેલી પર્વતિથિને પૂર્વ અપર્વતિથિના દીવસે આખા અહોરાત્રમા કાયમ રાખ-નાર છે. આથી **क्षये पूर्वा**૦ ની આજ્ઞા પર્વતિથિની માન્યતાનો દીવસ નક્કી કરનાર અને તે નક્કી દીવસ પૂર્વની અપર્વતિથિને ખસેડીને થતો હોવાથી ક્ષીણ પર્વતિથિની પૂર્વે જે કોઇ પણ અપર્વતિથિ આવતી હોય તેનો ક્ષય કરનાર છે

આ મુદ્દાના સમર્થનમાં આપવામા આવેલ તેમના તત્ત્વતરંગિણીના પાઠો પર્વ કે પર્વાન્તર પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે પૂર્વ કે પૂર્વતર અપર્વના ક્ષયને બાધક નથી. કારણ કે તેજ ગાથાઓમા ચૌદશ । ક્ષયે તેરસે ચૌદશ કરવાની તપાગચ્છની રીતિ સામે ખરતર ગચ્છવાળાએ પ્રશ્ન કર્યો કે ઉદયતિથિની આપણે માનીએ છીએ અને તમે ઉદયવતી તેરસે ચૌદશ કેમ કરો છો ત્યારે શાસ્ત્રકારે જવાબ આપ્યો કે **'किन्तु प्रायश्चित्तादिविधौ चतुर्दश्येवेति व्यपदिश्यमानत्वात्'** તેરસના વ્યપદેશનો અસંભવ છે અને પ્રાયશ્ચિત્તાદિ વિધિમા ચૌદશજ બોલાય છે આથી 'ક્ષયે પૂર્વા૦' વિગેરેના વચનોને પણ શાસ્ત્રકારે સ્પષ્ટ કર્યા છે. અને તે સ્પષ્ટતા પ્રમાણેજ પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિના ક્ષયની પ્રવૃત્તિ છે

મુદ્દો ૫–**वृद्धौ कार्या तथोत्तरा** એ નિયમ વાક્ય છે અને તેથી પર્વતિ-થિની વૃદ્ધિ વખતે પહેલી તિથિનુ પર્વતિથિપણાનું નામ ઉડી જાય છે અને તેમ થતા પ્રથમ તિથિ અપર્વતિથિ બને એટલે **वृद्धौ**૦ નુ વચન વૃદ્ધા પર્વતિથિની પૂર્વે જે કોઇપણ પહેલી અપર્વતિથિ આવતી હોય તેની વૃદ્ધિ કરવા માટે અને પર્વતિથિઓની પરિસંખ્યાતની સિદ્ધિ માટે છે પરંતુ પહેલી, બીજી કહી બીજા દીવસે આરાધના નક્કી કરવા માટે નથી

ઉત્સૂત્ર ખંડન, દેવસુરપટ્ટક અને શાસ્ત્રાનુલક્ષી સેંકડો વર્ષની આચરણા વૃદ્ધિ વખતે પૂર્વ કે પૂર્વતર અપર્વતિથિની વૃદ્ધિ થાય છે તેને સમર્થન આપે છે

'વિધિ પ્રપા' ગ્રંથમા સંપૂર્ણ અને ભોગની વાતો લાવીને વૃદ્ધિ વખતે પહેલી તિથિ-ને આરાધવાનુ જણાવ્યુ ત્યારે તત્ત્વતરંગિણીકારે વૃદ્ધિ તિથિની સંપૂર્ણતા બીજે દીવસેજ

અન્ય તિથિના દષ્ટાન્તથી સિદ્ધ કરી છે અને જણાવ્યું કે વૃદ્ધિમા બીજી તિથિજ પર્વ તિથિ ગણાય. ચર્ચા પ્રસગમા બે ચૌદશ વિગેરે જે લખાય છે. તે ગ્રંથકારને માન્ય છે તે રીતે નહિ પણ ટિપ્પણાની અપેક્ષાએ છે

**મુદ્દો. ૬–સૂર્યોદયને નહિ સ્પર્શવાથી હાનિ અને બે વખત સૂર્યોદય સ્પર્શવાથી વૃદ્ધિ થાય છે પરતુ બે અવયવોવાળી એક તિથિ તે વૃદ્ધિ તિથિ વિગેરે કહેવું બરાબર નથી**

આના સમર્થનમા આવેલ પાઠ બરાબર સમજવો જોઇએ અને 'તિથિનો નાશ નહિ' એ બરાબર સમજવુ જોઇએ. તિથિના વિદ્યમાનપણાને અગે તિથિનો નાશ નથી પરતુ સૂર્યોદયને નહિ સ્પર્શવાવાળી તિથિ વ્યવહારમા નષ્ટ ગણાય છે. આ ચર્ચા ખરતર ગચ્છને ઉદ્દેશીને છે. 'તિથિનો નાશ નહિ' એ એકાતે હોત તો **तिहिवाए** એ પાઠ કેમ જણાવત?

અહિં કરવામા આવેલ અવયવ ઘટના જે ખરતરગચ્છવાળા પ્રથમ તિથિ અને પ્રથમ માસને શુદ્ધ તિથિ અને શુદ્ધ માસ માને છે અને બીજાને અસ્થાને ગણે છે તેને માટે છે. વાસ્તવિક અવયવ ઘટના હોત તો બન્ને તિથિઓ એક સરખી રીતે આરાધવા લાયક થાત

**મુદ્દો ૭–તિથિને માટે 'क्षये पूर्वा तिथि· कार्या, वृद्धौ कार्या तथोत्तरा' એવા વિધિ અને નિયમનાં વાકયો છે. તેવાં વાક્યો માસને માટે શાસ્ત્રકારે કોઇ સ્થળે કહ્યાં નથી તેમજ માસ અનુષ્ઠાન તિથિની માફક પરિસખ્યાત નથી. આથી માસવૃદ્ધિ અને તિથિવૃદ્ધિ અગે આરાધનાના નિયમમાં સમાનતા છે એમ કહી શકાય નહિ**

તિથિવૃદ્ધિ અને માસવૃદ્ધિને સમાન માનવામા આવે તો વરસીતપ, ચૌમાસી અને છમાસી વિગેરેમા પ્રથમ માસને નપુસક ગણી અવગણવી જોઇએ પણ તે નથી બનતુ.

**મુદ્દો ૮–વૃદ્ધિના પ્રથમ માસને કે પ્રથમ તિથિને તે માસ અને તે તિથિની અપેક્ષાએ નપુસક ગણાય છતાં અન્યની અપેક્ષાએ નપુસક ન ગણાય**

નપુસક સતાનની ઉત્પત્તિની અપેક્ષાએ અસમર્થ હોય છતાં પણ યુદ્ધ જેવા મહાન્ કાર્યોને અગે સમર્થ હોય છે

**મુદ્દો ૯–પોતાને માટે અસમર્થ પણ બીજાને અગે વધારે ફળ નિપજાવી શકે. ટિપ્પણામા ભા સુ બીજ કે ત્રીજનો ક્ષય હોય અને અમાસ બે હોય તો પ્રથમ અમાસે કલ્પધર જેવું સમર્થ કાર્ય થાય છે**

રસવેધથી તાબુ રૂપુ ન બને તેથી સોનુ પણ ન બને તેમ ન કહી શકાય.

મુદ્દા ૭-૮-૯ ના સમર્થનમા મુકવામા આવેલ પાઠ ખરતરગચ્છવાળા જે પહેલી તિથિ અને પહેલા માસને કાર્ય કરનાર તરીકે માને છે તેને અગે ગ્રથકારે તિથિવૃદ્ધિમા પહેલી તિથિને અને માસવૃદ્ધિમા પ્રથમ માસને તે તે તિથિ અને માસના કાર્યને માટે (**निअयनामकज्जेसु**) લખી નપુસક ગણાવ્યો છે. પરંતુ તે તિથિ કે માસને સર્વ કાર્યો માટે નપુસક ગણાવેલ નથી.

મુદ્દો. ૧૦-દીવસ, રાત્રિ, પક્ષ ચતુર્માસ અને વર્ષના રાત્રિદીવસોનો વ્યવહાર કર્મમાસની અપેક્ષાએ છે અને તેથી પક્ષ, ચાતુર્માસ વર્ષ વિગેરેના અનુક્રમે ૧૫-૧૨૦-૩૬૦ની ગણના માસ અને તિથિના નામની અપેક્ષાએ છે

મુદ્દો ૧૧-વ્યવહારનુ અગ કર્મમાસ અને કર્મવર્ષ છે, અને તેમા નિરશપણુ હોવાથી વૃદ્ધિ, હાનિ ગણાતી નથી. ખરીરીતે તિથિના નામોની અપેક્ષાએ દિન ગણના છે

આના સમર્થનમા મુકાયેલ પાઠ વસ્તુસ્થિતિ સમજવા માટે ઉપયોગી છે. ચાલુ ચર્ચાને અગે ઉપયોગી નથી.

મુદ્દો ૧૨-બે આઠમ વિગેરેને પ્રાયશ્ચિત્તાદિવિધિમાં બોલનાર વિરાધકજ થાય, શાસ્ત્રકારોએ સ્થાપેલા વ્યવહારની અપેક્ષાએ વૃદ્ધિપામેલી પર્વતિથિની પહેલાંની અપર્વતિથિને બેવડી બોલવાવાળાજ સાચા આરાધક ગણાય

તેમની માન્યતા માટે પાઠ નથી આપ્યો. અને અમારી જે માન્યતા છે તેને સેકડો વર્ષની ગીતાર્થ પરપરા અને શાસ્ત્ર આજ્ઞાનુ બળ છે

મુદ્દો ૧૩-શાસ્ત્રકારોએ પર્વતિથિના ક્ષયની વખતે પૂર્વની અપર્વતિથિની સંજ્ઞાનો નિષેધ કર્યો છે અને તે દીવસે પર્વતિથિની સંજ્ઞાથીજ વ્યવહાર કરવાનો કહ્યો છે. આથી એકજ દીવસે અપર્વતિથિ અને પર્વતિથિ એમ બન્નેય તિથિઓનો વ્યપદેશ થઇ શકે નહિ વ્યપદેશ મૂખ્યપણે થાય ગૌણપણે વ્યપદેશ સભવે નહિ

**'मुख्यतया चतुर्दश्या एव व्यपदेशो युक्त'** આ તત્ત્વતરગિણીના પાઠથી તિથિનો વ્યપદેશ મૂખ્યપણે થાય એટલે ગૌણપણે વ્યપદેશ ન થાય તેમજ શ્રાદ્ધવિધિનો **'तिथिश्च'** પાઠ તિથિસજ્ઞા સૂર્યોદયને અનુસરીને કરે છે પર્વ ક્ષયવૃદ્ધિના અપવાદ પ્રસગે પૂર્વ કે પૂર્વતર અપર્વની સજ્ઞાને ખસેડી પર્વસંજ્ઞા સ્થાપે છે છતા એક દીવસે બે નિથિનો વ્યપદેશ થાય તેવો સ્પષ્ટ પાઠ રજુ કરવો જોઇએ તેવો પાઠ રજુ કરાયો નથી.

મુદ્દો. ૧૪-પરિસંખ્યાન પર્વતિથિઓમાં એક દીવસે બે પર્વતિથિઓના આરાધક બની શકાય નહિ કારણકે અષ્ટમી ચતુર્દશી આદિ પર્વતિથિઓ અહોરાત્રથી નિયત હોવાને લીધે બે પર્વતિથિ એકીદીવસે બોલાય પણ નહિ અને આરાધાય પણ નહિ. કલ્યાણકપર્વ માટે આનાથી જુદી વ્યવસ્થા છે.

**'चतुर्दशी पौर्णमासी चेत्युभे'** આ પાઠથી બન્ને પર્વતિથિઓ ઉભી રાખવાનુ જણાવ્યુ છે આથી એક દીવસે બે પર્વનુ આરાધન થાય નહિ કે બે પર્વનો વ્યપદેશ ન બની શકે છતા ફરજીયાત બે પર્વતિથિની એક દીવસ આરાધના થાય તેવો સ્પષ્ટ પાઠ રજુ કરવો જોઇએ તેવો પાઠ હજુ સુધી રજુ કરાયો નથી

મુદ્દો ૧૫-ચૌમાસી તપમાં પાક્ષિક તપનો અને ચૌમાસી પ્રતિક્રમણમાં

પાક્ષિક પ્રતિક્રમણનો સમાવેશ થાય નહિ કારણકે પક્ખી ચૌમાસી આદિ પ્રતિક્રમણના આદ્યંતમાં દેવસી પ્રતિક્રમણ કરવું પડે છે. તેમજ પ્રાયશ્ચિત્તના કાઉસ્સગ્ગ પણ જુદા જુદા કરવા પડે છે.

પક્ખીમા પણ અતે દેવસીપ્રતિક્રમણ કરવું પડે છે. આથી કોઇ દીવસ તપ કે પ્રતિક્રમણનો એક બીજામા સમાવેશ થાય નહિ અને એક બીજામાં પ્રતિક્રમણનો અને તપનો સમાવેશ થાય તેનો આધાર આપવામા આવ્યો નથી.

મુદ્દો. ૧૬–પહેલી પૂનમ અમાસ કે પાંચમની પ્રાયશ્ચિત્તાદિ વિધિમાં તે નામે સજ્ઞા નહિ રહેતાં ચૌદશ અને ચોથની સજ્ઞા હોવાથી ૩૬૦ રાત્રિદીવસનુ ઉલ્લઘન થાય નહિ કારણકે દીનગણના તિથિના નામની અપેક્ષાએ છે. પણ ચૌદશ કે ચોથના ક્ષયે તેરસ અને ત્રીજના વ્યપદેશ પૂર્વક કરનાર તેઓને ૧૬–૧૨૧ અને ૩૬૧ દીવસ થતા હોવાથી ૧૫–૧૨૦ અને ૩૬૦નુ ઉલઘન થશે

દિન ગણના એકમ બીજ વિગેરે તિથિના નામની અપેક્ષાએ છે. ચૌદશ આદિના ક્ષયે તેરસ બોલી ચૌદશની આરાધના કરનાર તેમને ૧૫–૧૨૦–૩૬૦ની દીનગણના નહિ સચવાઇ રહે પરતુ પર્વ ક્ષયવૃદ્ધિ પ્રસગે તે તે તિથિના નામોચ્ચારપૂર્વક આરાધના કરનાર દેવસુરસઘની દિનગણનામાં વાધો નહિ આવે

મુદ્દો. ૧૭–"**क्षये पूर्वा तिथि कार्या वृद्धौ कार्या तथोत्तरा**" એ બે વાક્યો ક્ષયમાં પૂર્વતિથિ અને વૃદ્ધિ પ્રસગે ઉત્તરતિથિ લેવામાં ભોગ કે સમાપ્તિનો હેતુ નથી જણાવતાં. પરતુ અપર્વના સૂર્યોદયને પર્વનો સૂર્યોદય ગણવા અને વૃદ્ધિના પહેલા સૂર્યોદયને પર્વનો સૂર્યોદય નહિ ગણવા માટે છે

અહિં આપેલ પાઠમા સમાપ્તિ માટેનુ સૂચન ખરતરગચ્છવાળા ચૌદશના ક્ષયે પૂનમે ચૌદશ માને છે તેના નિષેધ માટે છે કારણકે પૂનમે ચૌદશ કરવામા નથી ચાદશનો ભોગ કે નથી સમાપ્તિ આથી ગ્રથકાર સમાપ્તિ કે ભોગથી તિથિ વ્યપદેશ માને છે એમ નહિ પણ ખરતરો બીજે ભોગ સમાપ્તિને આગળ ધરે છે. ને અહિ તે વિસરી જાય છે તે બતાવવા માટે છે

મુદ્દો. ૧૮–પર્વતિથિઓ મરજીયાત ફરજીયાત બે પ્રકારે છે તેમાં કલ્યાણકતિથિઓ મરજીયાત પર્વતિથિઓ છે

કલ્યાણક તિથિએ સામાન્ય પર્વતિથિઓ છે તેમાં વાધો નથી કલ્યાણકતિથિઓ ફરજીયાન પર્વતિથિ સમાન છે તેવો પાઠ રજુ કરવો જોઇએ તે રજુ કરાયો નથી

મુદ્દો ૧૯–શાસ્ત્રકારોએ પર્વતિથિના ક્ષય વખતે પૂર્વની અપર્વતિથિની સજ્ઞાનો અભાવ કરીને આખા દીવસ માટે તે ક્ષીણ પર્વતિથિનીજ સંજ્ઞા કાયમ કરી છે. તેવીરીતે કલ્યાણકો માટેનો ઉલ્લેખ નથી આથી તે નિયમો સર્વ પર્વતિથિ ઓને લાગુ ન થાય

શ્રાદ્ધવિધિ વિગેરે ગ્રંથમાં 'ક્ષયે પૂર્વા૦'ના પાઠ પછી કલ્યાણકની વાત છે આથી **क्षये पूर्वा०**નો નિયમ કલ્યાણકાદિ માટે નથી.

મુદ્દો. ૨૦–પૂર્ણિમાએ ફરજીયાત ચતુષ્પર્વી પૈકીની પર્વતિથિ છે અને કલ્યાણક ફરજીયાત પર્વતિથિમાં નથી. આ રીતે કલ્યાણક અને પૂર્ણિમામાં વિશેષતા છે

સોનુ અને લોહુ ધાતુ છે માટે સરખા છે તેમ પૂનમ અને કલ્યાણકતિથિ પર્વતિથિ પણાએ સમાન હોવા છતાં એક ફરજીયાત છે અને બીજી મરજીયાત છે તે ભેદ ન ભૂલવો જોઇએ. અહિ આપેલ પાઠ તો બન્નેનુ પર્વતિથિપણાનુ સામ્ય બતાવનાર છે.

**મુદ્દો ૨૧–બીજ વિગેરે પર્વતિથિએ આયુષ્ય બંધનુ વિધાન પ્રાયિક છે. તેમજ પાચ પર્વતિથિ સિવાય આયુષ્ય બધ નથી એવું એક પણ શાસ્ત્રવચન નથી પરભવના આયુષ્ય બાધવા સબધી ફરમાન કરનાર જ્ઞાની પુરૂષો વખતે તિથિની કે પર્વતિથિની વૃદ્ધિજ નહોતી.**

આ મુદ્દાના સમર્થનમા આપેલ તેમનો પાઠ પૂનમને ફરજીયાત પર્વપણાથી દૂર કરી શકતો નથી. આ પાઠ તો બીજ આદિ તિથિને ન માનનાર ખરતરગચ્છીઓને આયુષ્યબંધનું કારણ દર્શાવીને તે તિથિઓ પણ આરાધવા લાયક છે તે જણાવાવા માટે છે. કારણકે શાસ્ત્રકારોએ બતાવેલ દરેક સ્પષ્ટ ફરમાનોમાં હેતુ દર્શનની આવશ્યકતા નથી.

મુદ્દો ૨૨–પૂર્વકાળમાં જૈનશાસ્ત્ર પ્રમાણે સંસ્કાર કરીને બીજા લૌકિક પચાંગ મનાતાં હતાં

મુદ્દો. ૨૩–જૈનશાસ્ત્ર પ્રમાણે સસ્કાર કરીને ૬૦–૭૦ વર્ષથી ચડાંશુચડુ પચાગ આજે મનાય છે સસ્કાર વિના માત્ર જ્યોતિષગણિત પ્રમાણેજ પર્વતિથિ માનવાની હોત તો **उदयंमि०** અને **क्षये पूर्वा०**નાં કથનો શાસ્ત્રકારોને કરવાં પડતજ નહિ

આ મુદ્દાના સમર્થનમાં રજુ કરાયેલ પાઠ તિથિ આદિના વ્યવહાર માટે લૌકિક ટિપ્પણાને ન માનતા હોય તેને ઉપાલભ માટે બને પણ તેથી સસ્કારવિના લૌકિક ટિપ્પણ લેવું તે સિદ્ધ થતુ નથી. જો સસ્કારવિનાજ ટિપ્પણ લેવામાં આવે તો ચોમાસી પ્રતિક્રમણમા માસવૃદ્ધિ વખતે **पञ्चण्हं मासाणं** વિગેરે જ જણાવવુ પડે.

મુદ્દો ૨૪–પૂર્ણિમા, અમાવાસ્યા, અષ્ટમી અને ચતુર્દશી એ ફરજીયાત પર્વતિથિમા પ્રધાન અપ્રધાનપણાનો ઉલ્લેખ વિના એકને પ્રધાન અપ્રધાન કેમ કહેવાય ? અર્થાત્ ચારે સમાન–ફરજીયાત પર્વતિથિ ગણાય

૧ હીર પ્રશ્ન પૃ. ૧૫ ૨ પ્રવચન સારો૦ પૃ. ૧૩ ૩ આચારમય સમાચારી પૃ ૧૮ ૪ સેન પ્રશ્ન પૃ. ૧૮–૧૯ ૫ આવશ્યક ચૂર્ણિ પૃ. ૨૪ ૬ શાસ્ત્રાનુલક્ષી પરંપરા અને તેમણે પણ સ ૧૯૯૨ સુધી પ્રધાન અપ્રધાન ભેદ પાડયો નથી.

મુદ્દો ૨૫-કાર્તિક પૂર્ણિમાના ક્ષયે પૂર્ણિમાની યાત્રા ટિપ્પણાની તેરશે ચૌદશ કરીને તેને બીજે દીવસે ટિપ્પણાની ચૌદશે પૂનમ કરીને કરવાની શાસ્ત્રાજ્ઞા છે.

૧ ૧ દીપવિજયજીનો પત્ર ૨ પ. રૂપવિજયજી મહારાજનો પત્ર ૩ દેવસૂર પટ્ટક પૃ. ૧૬ ૪ હીરપ્રશ્ન પૃ. ૧૫ ૫ સેંકડો વર્ષની શાસ્ત્રાનુસારી આચરણા.

૨ ૧ સમર્થનનો પાઠ નથી ૨ સ. ૧૯૯૨ પહેલાની પોતાની ને પોતાના ગુરૂ દાદાગુરૂની આચરણાની માન્યતાથી આ વિરૂદ્ધ છે.

## શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના મુસદ્દા-લવાદનામાને અનુસરીને રજુ થયેલા મુદ્દાઓ કયા કયા ચર્ચાના બીજને અનુસરે છે તે દેખાડનાર

## યંત્ર.

| ચર્ચાકાર | પર્વ ક્ષયવૃદ્ધિ | પર્વાનંતર ક્ષયવૃદ્ધિ | પર્વ પર્વાનંતર ક્ષયવૃદ્ધિ | સમર્થન માટેના |
|---|---|---|---|---|
| પૂજ્ય આચાર્ય સાગરાનંદ-સૂરીશ્વરજી મહારાજ | ૩ | ૪-૬ | ૧-૫ | ૨-૭-૮-૯ |
| આ રામચંદ્ર-સૂરિજી મહારાજ | ૬-૧૨-૧૩-૧૭ | ૨-૩-૮-૯-૧૪ ૧૫-૧૬-૨૪-૨૫ | ૪-૫ | ૭-૧૦-૧૧ ૧૮-૧૯-૨૦-૨૧ |

# પરપક્ષ ખંડન

૧

[ આચાર્ય રામચંદ્રસૂરિજી મહારાજના મૂળ પચ્ચીસ મુદ્દાની પૂ. આચાર્ય સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે કરેલ સમાલોચના. ]

આરાધનામાં પર્વતિથિની સંજ્ઞાનો અભાવ કે સંજ્ઞાનું બેવડાપણું મનાય નહિં.

**શેઠ શ્રી કસ્તુરભાઈની હાજરીમાં તિથિની હાની વૃદ્ધિની વખતે પર્વતિથિ નક્કી કરવાના ઘડાયેલા મુસદ્દાને અંગે એ વર્ગે આપેલા મુદ્દાઓ અને તેની ઉપર**

## સમાલોચના

શીર્ષક મુદ્દો—"તિથિદિન" અને "પર્વારાધન" સંબંધી મંતવ્યભેદને અંગે નિર્ણય કરવા માટેના ખાસ મુદ્દાઓ.

**સમાલોચના—તિથિદિનમાં મંતવ્યભેદ નથી પરંતુ પર્વતિથિની હાનિવૃદ્ધિ વખતે તિથિસંજ્ઞામાં મતભેદ છે.**

મુદ્દો ૧—પર્વતિથિઓની આરાધનાને માટે મળી શકે ત્યાં સુધી, ઉદય તિથિનેજ ગ્રહણ કરવાની આજ્ઞા છે કે નહિં ?

**સમાલોચના—ઉદયવાળીજ પર્વતિથિ માનવી એવો એકાંત નથી, કેમકે પર્વતિથિના ક્ષયવૃદ્ધિ પ્રસંગે તે સિદ્ધાંત બાધિત થાય છે. ઉદયતિથિનો ઉત્સર્ગ માર્ગ છે 'क्षये पूर्वा तिथिः कार्या' એ પ્રઘોષ તેનો અપવાદ છે એટલે—ક્ષયવૃદ્ધિ પ્રસંગે જૈનશાસ્ત્ર પ્રમાણે તિથિ નક્કી કરવાની ચર્ચામાં આ મુદ્દોજ વ્યર્થ છે.**

ઉદયતિથિની વાત પણ નિષેધ, અનુવાદ અને અપ્રાપ્તિવિધાન કરે છે. જેમકે :—

૧ ઉદયપૂર્વે તે તિથિ જેટલો ભાગ હોય તેટલા બધાય તે તિથિના ભાગને તે તિથિ તરીકે માનવાની મનાઇ કરે છે અને પૂર્વાહ્ણાદિવ્યાપ્તિનો કે ક્રિયાકાલ વ્યાપ્તિનો નિષેધ કરે છે

૨ ઉદયને સ્પર્શતી વખતે જે તિથિભાગ હોય તે સીધો હોવાથી અનુવાદ કરે છે.

૩ અને તે આખા અહોરાત્રમા બીજી તિથિનો ભોગ હોય કે સમાપ્તિ હોય તો પણ તેને તે બીજી તિથિ તરીકે કહેવાની મનાઇ કરે છે

**મુહૂર્ત્તાદિકમાં તિથિઓની વિદ્યમાનતાએ તિથિ લેવાય છે. ઉદય માત્રથી આખો દિવસ તિથિ લેવાનું તો આરાધનાદિમાંજ હોય છે.**

આ ઉપરથી ઉદયતિથિને માનનાર મનુષ્ય આરાધનામાં એક દિવસે બે તિથિ માની શકેજ નહિ, એ વાત સ્પષ્ટ થાય છે કેમકે 'ઉદયતિથિ લેવી' એ વાતનો અર્થજ 'ઉદયવાળી ચોવીશ કલાકની તિથિ' એવો છે અને તેથીજ તિથિનો આરંભ પણ પ્રત્યાખ્યાનની વખતે થાય અને સમાપ્તિ પણ બીજા દિવસના પચ્ચક્ખાણના વખતની અનંતર પૂર્વેજ થાય.

**પર્વ કે પર્વાનન્તરની તિથિરૂપ પર્વતિથિની હાનિ-વૃદ્ધિનો પ્રસંગ ન હોય ત્યારે પ્રવર્તવાળો આ માર્ગ છે, અને તેથી પર્વ-તિથિની હાનિ-વૃદ્ધિની ચર્ચામાં તે 'ઉદયવાળીજ તિથિ માનવી' એ વાત બાધિત છે.**

૪ ઉદયનીજ તિથિ લેવી એમ કહે તો ઉદય વિનાની-વ્યવહારથી ઉદયયુક્ત ગણાએલી ક્ષીણ પર્વતિથિને માનીને મિલિત પર્વતિથિ માનનાર વર્ગ સ્વવચનથી આજ્ઞાભંગાદિ દોષવાળો થાય અર્થાત્ **સામો પક્ષ જો ઉદયયુક્તજ પર્વતિથિ લેવી, એમ એ ઉદયવાળી વાતથી કહેવા માગતો હોય તો તે વર્ગ આઠમના ક્ષયની વખતે સાતમને દિવસે અનુદયવાળી પણ આઠમ પર્વતિથિ તરીકે ગણીને આરાધે છે તે સ્વમંતવ્યથી વિરૂદ્ધ હોવાથી આજ્ઞાભંગાદિ દોષવાળો થાય.**

**જો ઉદયવાળી તિથિ લેવી જ એમ કહે તો વૃદ્ધિની વખતે બંને તિથિ ઉદય યુક્ત હોવાથી તે બે દિવસ તે બે પર્વતિથિ નહિં માનનાર તે વર્ગ સ્વવચન વિરૂદ્ધ ગણાય. અર્થાત એ પક્ષ જો ઉદય યુકત પર્વતિથિ લેવીજ, એમ પણ કહેવા માગે તો ટીપ્પણામાં આવેલી પર્વતિથિની વૃદ્ધિ વખતે બંને પર્વતિથિઓ ઉદયવાળી હોવાથી તે વર્ગે તે બંને દિવસ પર્વતિથિ કહેવી અને માનવી જોઈએ.** પણ તેમ તેઓ નહિ કરતા હોવાથી સ્વવચન વિરૂદ્ધ ગણાય

**વાસ્તવિકરીતે ક્ષયવૃદ્ધિ વખતે પર્વતિથિ નક્કી કરવાની ચર્ચામાં આવા ઉત્સર્ગ વાકયવાળા મુદ્દાની જરૂરજ ન ગણાય.**

મુદ્દો ૨—જે દિવસે જે પર્વતિથિ ઉદયતિથિ રૂપે પ્રાપ્ત થતી હોય, તે દિવસે તે પર્વતિથિ ન મનાય તેમજ તે પર્વતિથિ એવા દિવસે મનાય કે જે દિવસે તે પર્વતિથિના ભોગવટાનો અંશજ ન હોય, અગર ભોગવટાનો ભાગ હોય તો પણ તે સૂર્યોદય સ્પર્શ પૂર્વેનો ભોગવટો હોય, તો તેમ કરવાથી આરોપ, પર્વલોપ, મૃષાવાદ અને આજ્ઞાભંગાદિ દોષોના પાત્ર બનાય કે નહિ ?

સમાલોચના—પર્વતિથિનું પરિસંખ્યાન જાળવવા માટે શાસ્ત્ર-કારોએ જણાવેલા સંસ્કારમાર્ગમાં આરોપાદિક દોષો લાગતા નથી.

પર્વતિથિ જ્યારે ઉદયને સ્પર્શનારી ન હોય ત્યારે તેનાથી પહેલાની અપર્વતિથિમા તે અપર્વતિથિની સંજ્ઞા રખાયજ નહિ, પરતુ તે આખા અહોરાત્રને પ્રાયશ્ચિત્તાદિ વિધિમા તે ક્ષીણ પર્વતિથિનીજ સજ્ઞા અપાય, એવું શાસ્ત્રકારનુ સ્પષ્ટ ફરમાન હોવાથી મિથ્યાત્વથી ડરવાવાળા અને માર્ગને માનવાવાળા સુજ્ઞો તો આરોપ, પર્વલોપ આદિ દોષોમાં આવેજ નહિ, પરતુ ચોવીશે કલાક એકજ ઉદયવાળી તિથિનો વ્યવહાર કરવાનું નિશ્ચિત છતાં અને તેમ માન્યા છતા જેઓ ઉદય વગરની તિથિને ભેળવીને માને, તેઓ તો શાસ્ત્ર અને પોતાના વચનથી વિરૂદ્ધવાળા ગણાવાને અગે તે આરોપાદિ દોષોમા જરૂર આવે ઉદયતિથિ માનનારાએ આઠમ આદિ દિવસે અમુક ઘડી બાદ નોમ વિગેરે બીજી તિથિ આવે તો પણ તે આખા અહોરાત્રને આઠમ આદિ તરીકે માનવામાં 'પોતાનું શાસ્ત્રથી નિરપેક્ષપણું સ્વીકારવાની સાથે' આરોપ વિગેરે દોષો પોતાને માટે કબુલ કરવા જ જોઇએ

**ભોગવટાને નામે કે સમાપ્તિના નામે તિથિનો વ્યવહાર કરનારે ઉદયતિથિના સિદ્ધાંતને, પૂર્વપુરૂષોના સંજ્ઞાનિર્દેશના વચનને તેમજ તેવી પરંપરાને માનેલજ નથી એમ કહેવુ ખોટું નહિ ગણાય**

સુદ્દો ૩—પૂર્વની તિથિને પછીની તિથિના દિવસે માનવામાં આવે તો તેથી વિનષ્ટકાર્યનુ ભાવિકારણ માન્યાનો દોષ પણ લાગે કે નહિ !

**સમાલોચના—પૂર્વની તિથિને પછીની તિથિના દિવસે બીજા નામથી તિથિ તરીકે માની હોય અને બીજી તિથિનું કાર્ય થાય તો કારણ કાર્યભાવનું અસંગતપણું થાય અને દોષ લાગે. અન્યથા નહિ.**

સૂર્યોદયની વખતે અમુક ઘડી સુધી આઠમ વિગેરે તિથિ હોય અને પછી નોમ વિગેરે તિથિ બેસી જતી હોય છતાં તે નોમ વિગેરેના ભોગવટાની વખતે આઠમ વિગેરે તિથિ માનનાર મનુષ્ય વિનિષ્ટ કાર્યનું ભાવિકારણ નોમને માને છે એમ નહિ તેમજ ભવ્યત્વ, તથાભવ્યત્વ, ભવિતવ્યતા જેવા પદાર્થો કે દણ્ડદડને પણ ઘટનુ કારણ માનનાર જૈનવર્ગ હોય છે અને તે ભવ્યત્વ તથાભવ્યત્વ અને ભવિતવ્યતાને, 'ભૂતકાલીન છે' એમ માનવાને કોઈપણ જૈન તૈયાર થઇ શકે નહિં.

વળી જેઓ ચતુર્દશી તિથિ અને પાક્ષિક (પૂર્ણિમા) એકરૂપે માને તેઓજ વિનષ્ટ કાર્ય અને ભાવિ કારણ જેવા શબ્દો લગાડી શકે.

પરંતુ જેઓ પર્વની પૃથક્ પૃથક્ વ્યવસ્થા કરીને આરાધનાને પર્વ કર્ત્તવ્ય માને છે તેવા સુજ્ઞોને તો નષ્ટ કાર્ય પણ નથી અને ભવિષ્યની કારણતા પણ નથી.

જો કે—આરાધનામાં પણ પર્વતિથિની ક્ષયવૃદ્ધિને માનનારો આ વર્ગ પર્વતિથિનો ક્ષય માનીને ઉદયને અંગે થએલ અખંડ એવી અપર્વતિથિમાં પણ ઉદયથી નિર્મૂલ એવી પર્વતિથિની આરાધના કરે છે; માટે તેણે તો પર્વતિથિની આરાધનાને અંગે કાર્ય-કારણભાવ બતાવવો રહેતોજ નહિં હોવાથી આ મુદ્દોજ વ્યર્થ છે.

મુદ્દો ૪—"क्षये पूर्वा तिथिः कार्या" અગર क्षये पूर्वा तिथिर्ग्राह्या એ આજ્ઞા જે પર્વતિથિ ઉદયતિથિ રૂપે પ્રાપ્ત થતીજ ન હોય તેવી પર્વતિથિની માન્યતા અને આરાધનાનો દિવસ નક્કી કરવાને માટેજ છે કે ક્ષીણ પર્વતિથિના ક્ષયના બદલામાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વે જે કોઇપણ અપર્વતિથિ આવતી હોય તેનો ક્ષય કરવાને માટે છે?

સમાલોચના—'क्षये पूर्वा तिथिः कार्या' એ વિધિ વાક્ય છે, અને તે ક્ષીણ પામેલી પર્વતિથિને પૂર્વ અપર્વતિથિના દિવસે આખા અહોરાત્રમાં કાયમ કરનાર છે.

સંતોષની વાત છે કે-એ વર્ગ પણ क्षये पूर्वा० ના વાક્યથી ઉપર મુજબ પર્વતિથિના ક્ષય વખતે, પ્રથમ દિવસે-પૂર્વની અપર્વતિથિના દિવસે તે ક્ષીણ પર્વતિથિપણાની (નહિં કે આરાધનાની) માન્યતા ધરાવવાનું કબુલ કરે છે. શ્રાદ્ધવિધિ ગ્રંથમાં પર્વકૃત્ય વિભાગમાં આવેલા તે क्षये पूर्वा ના પદ્યાર્ધની ઉત્પત્તિ શા માટે થઈ છે, એ વિચારવાની ઘણીજ જરૂર છે. 'ક્ષય' શબ્દ, એ 'સંબંધી' શબ્દ છે. અને તેથી તેની સાથે સબંધ રાખનારો બીજો શબ્દ લેવોજ પડે, આ વાતને અનુલક્ષીને (શ્રીશ્રાદ્ધવિધિગ્રંથના પર્વ સબંધીના એ આખાએ વિભાગનું નામ પર્વકૃત્યપ્રકાશ હોવાથી તથા क्षये पूर्वा० પદ્યાર્ધ तिथिश्च प्रातः એવા પદથી શરૂ થયેલા પ્રકરણમાં હોવાથી) માનવું પડશે કે क्षये पूर्वा.નો અર્થ 'પર્વતિથિનો ક્ષય હોય તો' એમજ થાય

આ ચર્ચાનો મુખ્ય આધાર क्षये पूर्वा ના આ પ્રઘોષ ઉપરજ હોવાથી તે બાબત ઉપર અત્ર નીચે પ્રમાણે વિસ્તારથી વિવેચન આવશ્યક બને છે.

હવે જ્યારે સૂર્યઉદયને નહિ સ્પર્શનારી પર્વતિથિ હોય અને તેથી લોક લોકોત્તર બંને રીતિએ તેનો ક્ષય ગણાતો હોય તેવા વખતે તે પર્વતિથિનો ક્ષયજ જો ઇષ્ટ હોય તો क्षये पूर्वा० પદ્યાર્ધના આ પહેલાપાદની જરૂરજ નહોતી. અર્થાત્ જેઓ તિથિની સંખ્યામા ન્યૂનતા માનવાને તૈયાર થાય તેઓને આ પાદની નિષ્પ્રયોજનતા સ્વીકારવીજ પડે. વળી પાદમાં જણા-

વવામાં આવે છે કે તે -'पूर्वा तिथिः कार्या' (तिथिर्ग्राह्या)' એ પદોનો શાસ્ત્રને અનુસરતી સિધી બુદ્ધિએ વિચાર કરનારને તો સ્પષ્ટ સમજાય તેમ છે કે તે-ક્ષય પામેલી પર્વતિથિનુ સ્થાન પૂરવા માટે જ 'पूर्वा तिथि कार्या (तिथिर्ग्राह्या]' એ પદો રચવાં પડે એટલે સામૂદાયિક એ પદ્યાર્ધનો અર્થ ન્યાયદષ્ટિએ એજ કરવો પડે કે **જ્યારે પણ ટીપણામાં પર્વતિથિનો ક્ષય હોવાથી પર્વતિથિ શન્યતાને પામે ત્યારે પહેલાંની તિથિનેજ પર્વતિથિ પણે કહેવી અગર લેવી.**

**આ વાતનેજ અનુલક્ષીને શાસ્ત્રકારોએ 'ક્ષીણ પર્વતિથિની પહેલાં જે અપર્વતિથિની 'ઉદયને લીધે આખો અહોરાત્ર' સંજ્ઞા હતી તેનો અભાવ કરીને તે અપર્વતિથિના આખા દિવસને તે ક્ષીણ પર્વતિથિની સંજ્ઞા આપવી' એમ કહેલું છે.**

જેઓ અજ્ઞાન આદિ કોઇપણ કારણથી पूर्वा तिथिः' એ પદનો અર્થ 'પૂર્વની તિથિમાં' એવો કરે છે,' અગર 'પૂર્વની તિથિમાં આરાધના કરવી' એવો અર્થ કરે છે-તેઓ ઉદયના અભાવે આવેલી પર્વતિથિની શૂન્યતાને અને पूर्वा ના તિથિના અધિકારને સમજતા નથી એમ માનવું જોઇએ અગર સમજ્યા છતાં કોઇ અગમ્ય કારણથી બીજી રીતે બોલે છે એમ ગણવું જોઇએ

**क्षये पूर्वा०ના પાઠથી જ્યારે ઉદયના અભાવથી ક્ષીણ થયેલી પર્વતિથિને પણ પર્વતિથિની સંજ્ઞા આપીને ઉભી રાખવી એજ વાત શાસ્ત્રકારોને ઇષ્ટ છે. તો પછી તેમ સંસ્કાર કરીને તે ક્ષીણ પર્વતિથિનેજ ઉભી રાખવા જતાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વવર્તી પણ કદાચ કોઈ અપર્વને બદલે પર્વતિથિ હોય અને તે પૂર્વવર્તી પર્વતિથિજ નષ્ટ થઇ જતી હોય તો તેમ થવા દેવું એ તો શાસ્ત્રકારોને કોઈપણ વાતે ઇષ્ટ ન હોય એ તો સહજ છે.**

એટલે પર્વાનતર પર્વના ક્ષયની વખતે क्षये पूर्वा નો વિધિ-સંસ્કાર તેવા સ્થળે ફરી પણ પ્રવર્ત્તાવવોજ પડે અને તેથી શ્રી. દેવસૂરતપાગચ્છનો સમગ્ર સંપ્રદાય પૂર્વાનન્તર પર્વના ક્ષયની વખતે પૂર્વતર અપર્વતિથિનો ક્ષય કરતો આવ્યો છે અને કરે છે, તે યુક્તિયુક્તજ છે કારણકે એમ કરવાથીજ શાસ્રકારોએ ઇષ્ટ માનેલી એવી પર્વસંખ્યા ક્ષય-વૃદ્ધિ પ્રસંગે પણ નિયત રહે છે

પૂર્ણિમા કે અમાવાસ્યા કે જે પર્વાનન્તર પર્વતિથિઓ છે. તેના ક્ષયે ચૌદશ પૂનમ કે ચૌદશ અમાવાસ્યા એકઠી કરવાનું' જે એ વર્ગે પાંચ સાત વર્ષથી પ્રવર્તાવેલું છે તે યોગ્ય છે

જો કે—આરાધનામાં પણ પર્વતિથિની ક્ષયવૃદ્ધિને માનનારો આ વર્ગ પર્વતિથિનો ક્ષય માનીને ઉદયને અંગે થએલ અખંડ એવી અપર્વતિથિમાં પણ ઉદયથી નિર્મૂલ એવી પર્વતિથિની આરાધના કરે છે; માટે તેણે તો પર્વતિથિની આરાધનાને અંગે કાર્ય-કારણભાવ બતાવવો રહેતોજ નહિં હોવાથી આ મુદ્દોજ વ્યર્થ છે.

મુદ્દો ૪—"क्षये पूर्वा तिथिः कार्या" અગર क्षये पूर्वा तिथिर्ग्राह्या એ આજ્ઞા જે પર્વતિથિ ઉદયતિથિ રૂપે પ્રાપ્ત થતીજ ન હોય તેવી પર્વતિથિની માન્યતા અને આરાધનાનો દિવસ નક્કી કરવાને માટેજ છે કે ક્ષીણ પર્વતિથિના ક્ષયના બદલામાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વે જે કોઇપણ અપર્વતિથિ આવતી હોય તેનો ક્ષય કરવાને માટે છે?

સમાલોચના—'क्षये पूर्वा तिथिः कार्या' એ વિધિ વાક્ય છે, અને તે ક્ષીણ પામેલી પર્વતિથિને પૂર્વ અપર્વતિથિના દિવસે આખા અહોરાત્રમાં કાયમ કરનાર છે.

સંતોષની વાત છે કે-એ વર્ગ પણ क्षये पूर्वा૦ ના વાક્યથી ઉપર મુજબ પર્વતિથિના ક્ષય વખતે, પ્રથમ દિવસે-પૂર્વની અપર્વતિથિના દિવસે તે ક્ષીણ પર્વતિથિપણાની (નહિં કે આરાધનાની) માન્યતા ધરાવવાનુ કબુલ કરે છે. શ્રાદ્ધવિધિ ગ્રંથમાં પર્વકૃત્ય વિભાગમાં આવેલા તે क्षये पूर्वा ના પદ્યાર્ધની ઉત્પત્તિ શા માટે થઈ છે, એ વિચારવાની ઘણીજ જરૂર છે 'ક્ષય' શબ્દ, એ 'સંબંધી' શબ્દ છે અને તેથી તેની સાથે સબધ રાખનારો બીજો શબ્દ લેવોજ પડે, આ વાતને અનુલક્ષીને (શ્રીશ્રાદ્ધવિધિગ્રથના પર્વ સબંધીના એ આખાએ વિભાગનુ નામ પર્વકૃત્યપ્રકાશ હોવાથી તથા क्षये पूर्वा૦ પદ્યાર્ધ तिथिश्च प्रातः એવા પદથી શરૂ થયેલા પ્રકરણમાં હોવાથી) માનવું પડશે કે क्षये पूर्वा.નો અર્થ 'પર્વતિથિનો ક્ષય હોય તો' એમજ થાય

આ ચર્ચાનો મુખ્ય આધાર क्षये पूर्वा ના આ અઘોષ ઉપરજ હોવાથી તે બાબત ઉપર અત્ર નીચે પ્રમાણે વિસ્તારથી વિવેચન આવશ્યક બને છે.

હવે જ્યારે સૂર્યઉદયને નહિ સ્પર્શનારી પર્વતિથિ હોય અને તેથી લોક લોકોત્તર બંને રીતિએ તેનો ક્ષય ગણાતો હોય તેવા વખતે તે પર્વ-તિથિનો ક્ષયજ જો ઈષ્ટ હોય તો क्षये पूर्वा૦ પદ્યાર્ધના આ પહેલાપાદની જરૂરજ નહોતી. અર્થાત્ જેઓ તિથિની સંખ્યામાં ન્યૂનતા માનવાને તૈયાર થાય તેઓને આ પાદની નિષ્પ્રયોજનતા સ્વીકારવીજ પડે. વળી પાદમાં જણા-

વવામાં આવે છે કે તે –'पूर्वा तिथिः कार्या' (तिथिर्ग्राह्या)' એ પદોના શાસ્ત્રને અનુસરતી સિધી બુદ્ધિએ વિચાર કરનારને તો સ્પષ્ટ સમજાય તેમ છે કે તે–ક્ષય પામેલી પર્વતિથિનુ સ્થાન પૂરવા માટે જ 'पूर्वा तिथि कार्या (तिथिर्ग्राह्या]' એ પદો રચવા પડે એટલે સામૂદાયિક એ પદ્યાર્ધનો અર્થ ન્યાયદષ્ટિએ એજ કરવો પડે કે **જ્યારે પણ ટીપણામાં પર્વતિથિનો ક્ષય હોવાથી પર્વતિથિ શન્યતાને પામે ત્યારે પહેલાંની તિથિનેજ પર્વતિથિ પણે કહેવી અગર લેવી.**

**આ વાતનેજ અનુલક્ષીને શાસ્ત્રકારોએ 'ક્ષીણ પર્વતિથિની પહેલાં જે અપર્વતિથિની 'ઉદયને લીધે આખો અહોરાત્ર' સંજ્ઞા હતી તેનો અભાવ કરીને તે અપર્વતિથિના આખા દિવસને તે ક્ષીણ પર્વતિથિની સંજ્ઞા આપવી' એમ કહેલું છે.**

જેઓ અજ્ઞાન આદિ કોઇપણ કારણથી **पूर्वा तिथिः**' એ પદનો અર્થ 'પૂર્વની તિથિમાં' એવો કરે છે,' અગર 'પૂર્વની તિથિમાં આરાધના કરવી' એવો અર્થ કરે છે–તેઓ ઉદયના અભાવે આવેલી પર્વતિથિની શૂન્યતાને અને **पूर्वा** ના તિથિના અધિકારને સમજતા નથી એમ માનવું જોઇએ અગર સમજયા છતાં કોઇ અગમ્ય કારણથી બીજી રીતે બોલે છે એમ ગણવું જોઇએ

**क्षये पूर्वा०ના પાઠથી જ્યારે ઉદયના અભાવથી ક્ષીણ થયેલી પર્વતિથિને પણ પર્વતિથિની સંજ્ઞા આપીને ઉભી રાખવી એજ વાત શાસ્ત્રકારોને ઇષ્ટ છે. તો પછી તેમ સંસ્કાર કરીને તે ક્ષીણ પર્વતિથિનેજ ઉભી રાખવા જતાં તે ક્ષીણ પર્વતિથિની પૂર્વવર્તી પણ કદાચ કોઈ અપર્વને બદલે પર્વતિથિ હોય અને તે પૂર્વવર્તી પર્વતિથિજ નષ્ટ થઇ જતી હોય તો તેમ થવા દેવું એ તો શાસ્ત્રકારોને કોઈપણ વાતે ઇષ્ટ ન હોય એ તો સહજ છે.**

એટલે પર્વાનતર પર્વના ક્ષયની વખતે **क्षये पूर्वा** નો વિધિ–સંસ્કાર તેવા સ્થળે ફરી પણ પ્રવર્ત્તાવવોજ પડે અને તેથી શ્રી. દેવસૂરતપાગચ્છનો સમગ્ર સંપ્રદાય પૂર્વાનન્તર પર્વના ક્ષયની વખતે પૂર્વતર અપર્વતિથિનો ક્ષય કરતો આવ્યો છે અને કરે છે, તે યુક્તિયુક્તજ છે કારણકે એમ કરવાથીજ શાસ્ત્રકારોએ ઇષ્ટ માનેલી એવી પર્વસંખ્યા ક્ષય–વૃદ્ધિ પ્રસંગે પણ નિયત રહે છે

**પૂર્ણિમા કે અમાવાસ્યા કે જે પર્વાનન્તર પર્વતિથિઓ છે. તેના ક્ષયે ચૌદશ પૂનમ કે ચૌદશ અમાવાસ્યા એકઠી કરવાનું જે એ વર્ગે પાંચ સાત વર્ષથી પ્રવર્તાવેલું છે તે યોગ્ય છે**

**એમ દર્શાવનાર એક પણ વચન હજુ સુધી એ વર્ગ તરફથી આખા વિષયમાં જણાવવામાં આવેલુંજ નથી.**

કોઈ મનુષ્ય 'द्दरी अत्र' વાક્ય દેખીને–'અહિ સંધિ નહિ કરનારે ભૂલ કરી છે' એમ કહેવા તૈયાર થાય અર્થાત્ અસંધિ સંબંધિના અપવાદને ન સમજી શકે અને એમ બોલે; તેવી રીતે પર્વતિથિની પર્વસંખ્યા નિયત કરવા માટે શાસ્ત્રકારોએ કરેલા અપવાદને ન સમજતાં જેઓ એકલા ઉદયને આગળ કરે તેની દશાસ્થિતિ પણ વિદ્વાનોમાં તેવીજ ગણાય.

**મુદ્દો ૫—"वृद्धौ कार्या तथोत्तरा" અગર "वृद्धौ ग्राह्या तथोत्तरा" એ આજ્ઞા જે પર્વતિથિ બે સૂર્યોદયને સ્પર્શનારી બનીને બીજા સૂર્યોદયવાળા દીવસે સમાપ્તિને પામેલી હોય, તે પર્વતિથિની આરાધના તે પર્વતિથિના બીજા સૂર્યોદયવાળા દિવસે નક્કી કરવાને માટે છે કે વૃદ્ધા પર્વતિથિના બદલામાં તે વૃદ્ધા પર્વતિથિની પૂર્વે જે કોઈપણ પહેલી અપર્વતિથિ આવતી હોય તેની વૃદ્ધિ કરવાને માટે છે?**

**સમાલોચના—'वृद्धौ (कार्या) तथोत्तरा" એ નિયમ વાક્ય છે અને તેથી પર્વતિથિની વૃદ્ધિ વખતે પહેલી તિથિનું પર્વતિથિપણાનું નામ ઉઠી જાય છે.**

'**वृद्धौ कार्या तथोत्तरा**' એ વાક્ય ત્યારે જ જરૂર ગણાય કે–જ્યારે પર્વતિથિની શાસ્ત્રકારોને અધિકતા ઇષ્ટ ન હોય જો તિથિને બદલે આરાધનાને અંગે જ આ વાક્ય લેવામા આવે તો આરાધનાની અધિકતા કોઈપણ દિવસે શાસ્ત્રકારોએ અનિષ્ટ ગણી નથી કે જેથી આરાધનાનુ બેવડાપણું થતું નિવારવા માટે આ વાક્ય કહેવું પડે આરાધના માટે તો '**सव्वेसु कालपव्वेसु**' એમ કહીને હંમેશાં આરાધના કરવાનુ શાસ્ત્રકારો ઉચિતપણુ જ માને છે વળી શ્રી તત્ત્વાર્થ ભાષ્યકાર શ્રી ઉમાસ્વાતિજી મહારાજ વિગેરે તો ફરજીયાત પર્વતિથિ સિવાયની પડવા આદિ તિથિમાં પણ પૌષધ વિગેરે આરાધવાનુ ફરમાવીને સર્વકાળે પૌષધાદિ આરાધનાની યોગ્યતાજ માને છે

ટીપ્પણાની પર્વતિથિની વૃદ્ધિ પ્રમાણેજ આરાધનામા પણ વૃદ્ધિ માનનારો વર્ગ પણ એવો કોઈપણ લેખ જણાવતો નથી કે "અષ્ટમી આદિ પર્વતિથિએ કરાતા પૌષધાદિ પર્વકૃત્યો અપર્વ તિથિમા કરે કે અધિકપણે કરે તો અમૂક શાસ્ત્રકારો અમૂક પ્રાયશ્ચિત્ત જણાવે છે!"

વસ્તુત "वृद्धौ कार्या" **એ વાક્ય આરાધનાની અધિકતાના નિવારણ માટે છે જ નહિ, પરંતુ પરિસંખ્યાત પર્વતિથિઓની સિદ્ધિ માટેજ છે.** એટલે સ્પષ્ટ કહેવુ જોઇએ કે वृद्धौ० એટલે પર્વતિથિની લૌકિક ટીપ્પણામા વૃદ્ધિ હોય ત્યારે પર્વતિથિનુ પરિસંખ્યાન ચલિત થઇ

જાય છે તેથી તે ચલિત ન થવા દેવા માટે-ઉત્તરની તિથિજ પર્વતિથિ -પર્વતિથિપણે કરવી કે ગ્રહણ કરવી.

આ કારણથીજ શ્રીહીરસૂરિજી મહારાજ અને શ્રી સેનસૂરિજી મહારાજ અષ્ટમી-એકાદશી પૂર્ણિમા અને અમાવાસ્યા જેવી પરિસંખ્યાન કરવામાં આવેલી પર્વતિથિની ટીપ્પણાની વૃદ્ધિની વખતે બીજા દિવસની તિથિને જ 'પર્વતિથિ કહેવી' ઔદયિકી ગણીને ચોવીશે કલાક ઉદયને લીધે થતી પર્વ-તિથિની સંજ્ઞા તે દિવસેજ કાયમ કરે છે

એટલે સ્પષ્ટ સમજાય તેવી વાત છે કે-તેઓશ્રીએ તેવી પર્વવૃદ્ધિ વખતે પહેલી અષ્ટમી આદિને તો તે પર્વતિથિ તરીકે ઉદયને સ્પર્શનારી જ નહિ ગણી, તો પછી તેને અષ્ટમી તરીકે કહી શકાયજ કેમ ?

અને ન કહેવાય ત્યારે સૂર્યોદયને સ્પર્શનારી ગણેલી તે બીજા દિવસની અષ્ટમી આદિની પહેલાનો કાળ સપ્તમી આદિ તરીકે જ મનાય એ તો એક વ્યવહારસિદ્ધ હકીકત છે. અને તેથી તેવા અવસરે સાતમ આદિ અપર્વ-તિથિનીજ વૃદ્ધિ માનવી, તે પ્રઘોષ-પર્વતિથિના નિયમ-આરાધના અને ગ્રંથકારોનાં વચનને અનુકુલ છે, એમ કહેવાય

આશ્ચર્યની વાત તો એ છે કે-આ વર્ગ આઠમની પર્વતિથિ ( એવી વૃદ્ધિના વખતે ) પહેલે દિવસે પણ છે, એમ માનવા તૈયાર થાય છે. અને આઠમ આદિ પર્વતિથિના નામે લીધેલા નિયમોરૂપ આરાધના કરવાનો તો તે દિવસે નિષેધજ કરે છે અથવા તે દિવસે તે તિથિના નામે લીધેલા નિયમોથી વિરૂદ્ધ વર્તનનુ પ્રાયશ્ચિત્ત માનવા કે કરવા એવર્ગ તૈયાર થતો નથી

એટલે કહેવું જોઇએ કે-એ વર્ગને દત્તક લીધાની તો કબુલાત છે પરંતુ વારસાને માટે હક્કદાર ( તે દત્તકને ) માનવો નથી, એના જેવું જ એ થાય છે

પર્વતિથિઓનું પરિસંખ્યાન જ્યારે ઇષ્ટ છે, અને એને અંગે ઉપરોક્ત રીતિએ જો ટીપ્પણામાં આવેલી પર્વાનન્તર પર્વતિથિની વૃદ્ધિ ન મનાય તો પછી "वृद्धौ कार्या"ના પ્રયોગને લીધે થયેલી પૂર્વવર્તિ પર્વતિથિની થવા પામતી વૃદ્ધિ, એ તો મનાયજ કેમ ? અને જો માનવામાં આવે તો તેમ માનનારની 'બકરૂં કાઢતાં ઉંટ પેઠા' જેવી સ્થિતિ કેમ ન થાય ? એટલે જેમ એક પર્વની વૃદ્ધિમાં પૂર્વના અપર્વનીજ વૃદ્ધિ કરવી પડે તેમ પર્વાનન્તર પર્વની ટીપ્પણામાં વૃદ્ધિ હોય ત્યારે પર્વની પૂર્વવર્તિ પર્વતિથિની પહેલાની અપર્વ તિથિની જ વૃદ્ધિ કરવી પડે. અને તેથીજ શ્રી દેવસૂર તપાગચ્છવાળાઓ પૂર્ણિમા અમાવાસ્યાની વૃદ્ધિએ હંમેશાં તેરસની વૃદ્ધિ કરતા હતા, અને એજ કારણથી

વિ. સંવત ૧૬૬૫ માં 'ઉત્સૂત્ર ખંડન' ગ્રંથકાર ખરતરગચ્છવાળાએ એવી વૃદ્ધિ વખતે પહેલી પૂર્ણિમાએ કે પહેલી અમાસે પક્ખી ચૌદશ કરનાર તપાગચ્છને ઓળંભો આપવો પડયો છે અર્થાત્ તપાગચ્છવાળાઓ પૂર્ણિમા કે અમાવાસ્યાની વૃદ્ધિએ તેરશનીજ વૃદ્ધિ કરીને જો પહેલી પૂનમ કે પહેલી અમાસે ચૌદશ ન કરતા હોત તો ખરતરગચ્છવાળાઓ 'वृद्धौ पाक्षिकं क्रियते इदं किं' એ ઓળભોજ ન આપી શકે

શ્રી તપાગચ્છની એ સમાચારીથી પાંચ સાત વર્ષથી જુદી રીતે વર્તનારો વર્ગ, પર્વાનન્તર પર્વતિથિની વૃદ્ધિ વખતે પૂર્વતર અપર્વતિથિ તેરસ આદિની થતી વૃદ્ધિના બાધક તરીકે એક પણ વાક્ય શાસ્ત્રમાંથી આપી શકેલ નથી

મુદ્દો ૬—'તિથિક્ષય' એટલે 'તિથિનાશ' અને 'તિથિવૃદ્ધિ' એટલે 'બે અવયવોવાળી એકજ તિથિ નહિ, પણ એકમ બીજની જેમ એક બીજાથી ભિન્ન એવી બે તિથિઓ એવો અર્થ થાય કે નહિ?

**સમાલોચના—સૂર્યોદયને નહિ સ્પર્શવાથી કે બે વખત સ્પર્શવાથી તિથિની હાનિ-વૃદ્ધિ થાય છે.**

જૈન જ્યોતિષ અને પ્રાચીન જ્યોતિષ પ્રમાણે જે તિથિ જે દહાડે સૂર્યોદયને ન સ્પર્શતી હોય તે તિથિ તે દિવસે ઘણા ભોગવાળી હોય કે સમાપ્તિવાળી હોય તો પણ તે ક્ષીણ થયેલીજ ગણાતી હતી અને વર્તમાન પચાંગોમાં પણ તેમજ ગણાય છે પરંતુ પ્રાચીન જ્યોતિષ કે જૈનજ્યોતિષમાં તિથિનુ પ્રમાણ એકસરખુ ૬૧/૬૨ અંશ હોવાથી કોઈ દિવસ પણ પર્વતિથિની વૃદ્ધિ થતીજ ન હતી, પરંતુ વર્તમાન લૌકિક ટીપ્પણાઓમાં તિથિની વૃદ્ધિ થાય છે

વર્ત્તમાન ટીપ્પણામાજ થતી એ તિથિવૃદ્ધિ બે સૂર્યોદયને સ્પર્શવાને લીધેજ થાય છે. સૂર્યોદયના સ્પર્શના આધારે ગણાતી તિથિ પણ તે દિવસના ચોવીશ કલાક નિયત થવાથી તે વૃદ્ધિ પામેલી તિથિને બે દિવસની બે તિથિઓજ માનવી પડે, અને તેથી ભિન્ન ભિન્ન માનવીજ પડે કદાચ તિથિઓની સંખ્યા 'પદર' નિયત હોવાથી નામ માત્રની અપેક્ષાએ અવયવ મનાય તોપણ અયોગ્ય કહેવાય નહિ

મુદ્દો ૭—માસવૃદ્ધિ અને તિથિવૃદ્ધિને અંગે આરાધનાના નિયમમાં સમાનતા છે કે નહિ?

**સમાલોચના—તિથિને માટે 'क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा' એવા વિધિ અને નિયમનાં વાક્યો છે, તેવાં વાક્યો માસને અંગે શાસ્ત્રકારે કોઈ સ્થળે કહ્યાં નથી. તેમજ માસ અનુષ્ઠાન તિથિની માફક પરિસંખ્યાત નથી.**

તિથિનું પ્રકરણ શરૂ કરીને શાસ્ત્રકારોએ क्षये पूर्वा० વિગેરે કહ્યું છે, માટે તે નિયમ તિથિનેજ લાગુ કરી શકાય **માસને માટે તો જો તેને અધિ-**

